સરસ વાચન ચિન્તન ગોષ્ઠીના,
મનનના, કંઈ વાદવિવાદના,
કંઈક વાત વિનોદ વિહારના,
રસિક ભેરૂ! समर्पितमस्तु ते ॥

# પ્રકાશકનું નિવેદન

આ પુસ્તકમાં અધ્યાપક રામનારાયણ પાઠકના નર્મદ વિષેના બે લેખો એકત્રિત કરેલા છે. એ પૈકીનો પહેલો "નર્મદાશંકર કવિ" ૧૯૨૩ની સાલમાં 'સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી' વ્યાખ્યાનમાળામાં વ્યાખ્યાન રૂપે વાંચેલો હતો. અને પછી એ માળાના પાંચમાં પુષ્પ રૂપે પ્રસિદ્ધ થયેલો હતો. તે પછી એમણે નર્મદના ગદ્ય ઉપર એક વ્યાખ્યાન શ્રી. ફાર્બસ ગુજરાતી સભાના ઉપક્રમથી આપેલું અને તે ૧૯૩૯-૪૦ ના એ સંસ્થાના ત્રિમાસિકમાં પ્રગટ થએલું તે આ પુસ્તકમાં બીજા લેખ તરીકે મૂકેલ છે.

આ બીજો લેખ પહેલાના અનુસંધાનમાં અને પહેલાની પરિપૂર્તિરૂપે હોવાથી વિષયની સમગ્રતાની ખાતર અને અભ્યાસીની સગવડની ખાતર એકત્ર કરવાની જરૂર હતી. આ સગવડ કરી આપવા બદ્દલ ત્રિવેદી વ્યાખ્યાનમાળાના સંચાલકોના અમે આભારી છીએ.

દરેક લેખની સાથે કર્તાની મૂળ પ્રસ્તાવના છે એટલે વિષય પરત્વે કંઈ વિશેષ કહેવાનું રહેતું નથી. માત્ર એટલું જ કે અધ્યાપક રામનારાયણ વિ. પાઠક જેવાએ નર્મદની સઘળી સાહિત્યપ્રવૃત્તિઓનું અભ્યાસપૂર્વક કરેલ સમગ્રદર્શન પ્રગટ કરવાની અહીં તક મળી છે તે વાચકવર્ગને અને અભ્યાસીને ઉપયોગી થઇ પડશે, એવી અમે આશા રાખીએ છીએ.

*

# અનુક્રમણિકા

૧ નર્મદાશંકર કવિ — ૧—૯૬
૨ નર્મદનું ગદ્ય — ૯૭—૧૮૮

# પ્રસ્તાવના

સને ૧૯૩૨ના માસમાં સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાળાની વ્યવસ્થાપક સમિતિ તરફથી વ્યાખ્યાન આપવાનું આમન્ત્રણ મને મળ્યું. તે સાલ નર્મદજયંતી હોવાથી સમિતિએ મને નર્મદાશંકર ઉપર વ્યાખ્યાન આપવાને કહેલું. તે સાલના અંતમાં લાંબી માંદગીને લીધે ૧૯૩૪ની સાલમાં હું વ્યાખ્યાન આપી ન શક્યો અને અનેક મુશ્કેલીઓને લીધે તે વ્યાખ્યાનો મેં ઠેઠ ૧૯૩૫માં આપ્યાં. તે પછી તરત તે છપાવા આપ્યાં ને તેને પરિણામે આજે તે જનતા સમક્ષ પુસ્તકરૂપે રજુ થાય છે.

સમિતિએ પ્રથમ નર્મદના જીવન અને સાહિત્ય વિશે બોલવાનું મને કહેલું. પણ જેમ જેમ હું અભ્યાસ કરતો ગયો, તેમ તેમ મને જણાયું કે નર્મદની બધી પ્રવૃત્તિઓ વિશે કહેવા જતાં ઘણું કહેવું પડે, અને ટૂંકામાં કહેવા જતાં જયંતી પ્રસંગે સામાન્યરૂપે કહેવાઈ ગયું છે તેના પુનઃકથનથી વિશેષ ન કહી શકાય. આ ઉપરથી મેં નર્મદની કાવ્યપ્રવૃત્તિના વિષય પૂરતું જ બોલવાને સમિતિની અનુમતિ માગી અને તે તેમણે ખુશીથી આપી તે માટે હું તેમનો આભારી છું.

[નર્મદના સાહિત્યજીવનનો અભ્યાસ કરવામાં મોટી મુશ્કેલી એ છે કે તેના બધાં પુસ્તકો અત્યારે લભ્ય નથી] આ સંબંધમાં મારે ગુજરાતી પ્રેસના માલિક શ્રી નટવરલાલ ઈચ્છારામ દેસાઈનો આભાર માનવો જોઈએ કે તેમના હાથમાં રહેલી લિખિત મુદ્રિત સર્વ સામગ્રી તેમણે મને વિના સંકોચે જોવા આપી. શ્રીયુત મણિલાલ ઈચ્છારામ દેસાઈ પાસે પણ ડાંડિયાની એક પ્રત અને બીજું કેટલુંક સાહિત્ય છે જેનો તેમણે પણ મને સંપૂર્ણ ઉપયોગ કરવા દઇ આભારી કરેલો છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પુસ્તકાલયમાંથી પણ મને કેટલાંક અન્યથા દુર્લભ પુસ્તકો મળ્યાં છે શ્રીયુત અંબાલાલ જાનીની પાસેથી પણ મને કેટલાંક એવાં જ ઉપયોગી પુસ્તકો મળ્યાં છે. એ સર્વના ઉપકારની નોંધ લેતાં મને હર્ષ થાય છે.

[આપણા આજ સુધીના સર્વ સાક્ષરોમાં જેને આશ્ચર્ય આદર અને હેતમમતાનું દ્યોતક એકવચનાત્મક ઉપનામ મળ્યું છે એવો એક માત્ર નર્મદ જ છે.] તેનો ઉલ્લેખ કરતાં એ એકવચનાત્મક ખંડિત નામ વાપરવાને માટે સારુ જ ખુલાસો કરવો જોઈએ. ઊલટું, જ્યાં એમ નથી કર્યું ત્યાં ખુલાસો કરવો રહે છે અને તે એ છે કે એ સંબંધી સિદ્ધાન્ત કે નિયમની શોધમાં પડ્યા વગર જ્યાં જે નામ આવ્યું તે મેં આવવા દીધું છે.

નાતાલ : ૧૯૩૫    રામનારાયણ વિશ્વનાથ પાઠક

# નર્મદાશંકર કવિ

## સુરતનાં સાહિત્યરસિક સજ્જનો !

સુરત કવિ નર્મદનું શહેર હતું અને છે. તેને માટે તે મગરૂર હતો. તે જ શહેરમાં નર્મદ કવિને અંજલિ આપવાનો મને પ્રસંગ મળે તેને હું માન સમજું છું અને એ પ્રસંગ આપવા માટે સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાલાના વ્યવસ્થાપકોનો હું આભાર માનું છું.

નર્મદને તેના વિવેચક મિત્ર નવલરામે સમયમૂર્તિ કહેલો છે. તેના સમયની પ્રગતિકારક એવી એક પણ પ્રવૃત્તિ નહોતી જેમાં નર્મદે આગળ પડતો ભાગ ન લીધો હોય. અનેક પ્રવૃત્તિઓમાં તેણે ઝંપલાવ્યું છે. આ બધી પ્રવૃત્તિઓના સમુચ્ચય વિશે તેની ગઈ શતાબ્દિક જયંતી ઉપર, ગુજરાતમાંથી જેને જેને આપણે સાંભળવાની દરકાર કરીએ, તે દરેક તરફથી બોલાઈ ગયું છે. હવે જયંતીવર્ષ પૂરું થતાં, હું ધારું છું, તેની પ્રવૃત્તિનો પૃથક્ પૃથક્ અભ્યાસ કરવાનું કામ હાથમાં લેવું જોઈએ.

આ વ્યાખ્યાનને માટે હું નર્મદની કાવ્યપ્રવૃત્તિનો વિષય પસંદ કરું છું. નર્મદને અત્યારે આપણે સુધારક તરીકે વખાણીએ, ગદ્યના પિતા તરીકે માન આપીએ, પ્રથમ કોષકાર તરીકે તેને સ્મરીએ, સનાતન ધર્મમાં પાછા ફરનાર તરીકે તેના તરફ કૌતુકથી જોઈ રહીએ કે તેની નૈતિક હિંમત માટે માન દાખવીએ, કે વીર તરીકે પૂજીએ, પણ એ તો નક્કી છે કે 'નર્મદ પોતે પોતાને મુખ્યત્વે કવિ જ માનેલો છે. એક નિશ્ચયથી કવિતાની ઉપાસના કરવા માટે તેણે નોકરી છોડવાની પ્રતિજ્ઞા લીધી જેથી

બાકીની લગભગ બધી જિંદગી તેને પૈસાની બાબતમાં ઘણું દુઃખ વેઠવું પડ્યું. તેની જિંદગીનો સર્વથી વધારે તેજસ્વી યશઃકાળ તે તેની કવિતાના ફાલનો જ કાળ હતો. નવલરામ કહે છે: "સને ૧૮૫૮–૫૯થી ૧૮૬૫–૬૬ સુધીનો કાળ કવિની જિંદગીમાં પૂર્ણ યશનો હતો, અને એ સમે જેવી એની કીર્તિ પ્રકાશતી હતી, તેવી બીજા થોડા જ કવિની આટલા થોડા વખતમાં પ્રકાશી હશે. આ વખત પછી નર્મદાશંકરે કવિતા તો કેટલીક કરી, અને કવિ રીતે ગણના એમનો મરણ પર્યંત સારી જ થતી, પણ આ વખતનો કીર્તિરંગ ન્યારો જ હતો."

આ રીતે નર્મદની કાવ્યપ્રવૃત્તિનું મહત્ત્વ તેની બીજી કોઈ પ્રવૃત્તિ સાથે સરખાવતાં ઉતરતું તો નથી જ. તેની કાવ્યપ્રવૃત્તિમાં તેનાં નાટકોનો પણ આપણે સમાવેશ કરીશું અને તેનાં કાવ્યો બરાબર સમજવા માટે તેનાં વિવેચનો, અને કાવ્યસંબંધી તેનાં મંતવ્યોનો અને તેના સર્વ અન્ય સાહિત્યનો પણ આપણે નિઃસંકોચ ઉપયોગ કરીશું. આ અભ્યાસ કરતાં આપણને એ પણ જણાશે કે તેનાં કાવ્યોમાં તે સમયના આખા નર્મદનું પ્રતિબિંબ પડેલું છે. નર્મદનું સમસ્ત જીવન જોતાં છેવટના ધર્મપરિવર્તન સિવાયના તેના જીવનના બધા પ્રદેશોને તેનું કાવ્ય સ્પર્શે છે. અને ધર્મપરિવર્તનને ઘડનારાં બળો ઉપર પણ કાવ્યો સારો પ્રકાશ પાડે છે. આ રીતે કાવ્યનો અભ્યાસ હાથમાં લઈને આપણે નર્મદના જીવનનું એક ઘણું જ રહસ્યમય પ્રકરણ ઉઘાડીએ છીએ.

નાટકો સિવાયનું નર્મદનું કાવ્યસાહિત્ય, તેના ઘણાખરા ગદ્યસાહિત્ય કરતાં વધારે સારી રીતે સંપાદિત થયેલું આપણને ઉપલબ્ધ છે. તેના ગદ્યસાહિત્યમાં ઘણા ફેરફારો થયા છે અને તેમાંના કેટલાક બીજાને હાથે થયેલા છે.* નર્મદનાં કાવ્યોમાં આવું થયેલું નથી. છતાં હાલના સંપાદનમાં મને

* ઉદાહરણ તરીકે તેના ગદ્યનો મહત્ત્વનો ભાગ તેના નિબંધો: તે ૧૮૬૫ સુધીના ગુજરાતી પ્રેસે પ્રસિદ્ધ કરેલ જૂના નર્મગદ્યમાં મળી આવે છે. પણ તે પછી સરકાર તરફથી પ્રસિદ્ધ થવા નર્મદે પોતે જે નિબંધો ભેગા કર્યા તેમાં તેણે જાતે ફેરફારો કર્યા અને તે પુસ્તક સરકાર તરફથી છપાઈ પણ ગયું. પણ તેમાં ફરી। કેટલીક દૃષ્ટિએ ફેરફાર કરવાની જરૂર કેળવણીખાતાને જણાઈ, ત્યારે નર્મદે પોતે તેમાં ફેરફારો કરી ન આપ્યા એટલે સદ્‌ગત મહીપતરામે તે

થોડા ફેરફારો કરવાની જરૂર લાગે છે. પ્રથમ તો એ કે નર્મદનાં કાવ્યોની આનુપૂર્વી, અને તેટલી નક્કી કરીને નર્મકવિતામાં મૂકવી જોઈએ. [નર્મદને, પોતે લખતો જાય તેમ તેમ લખાણો પ્રસિદ્ધ કરતાં જવાની ટેવ હતી.] તે બધાં મને મળી શક્યાં નથી. પણ 'મારી હકીકત' અને સદ્ગત નવલરામના કવિજીવનના લેખ ઉપરથી કવિનાં પ્રકાશનોનો અનુક્રમ નીચે આપું છું અને તે તે પ્રકાશનનું વસ્તુ હાલની નર્મકવિતા (૪થી આવૃત્તિ)માં ક્યાં છપાયું છે તે પણ નક્કી થઈ શક્યું ત્યાં તે સાથે નોંધું છું તે ઉપરથી આનુપૂર્વીનો કંઈક ખ્યાલ આવશે.

| અસલ પ્રકાશન | તેની તારીખ | નર્મકવિતા આ. ૪થીમાં પૃ.. |
|---|---|---|
| પિંગળ પ્રવેશ | ૬ એપ્રિલ ૧૮૫૭ | ૮૪૫–૮૯૨ |
| નર્મકવિતા અંક ૧ * | ૧૮ એપ્રિલ ૧૮૫૮ | ૧–૮ |
| અલંકાર પ્રવેશ § | ૨૫ એપ્રિલ ૧૮૫૮ | ૮૯૩–૯૨૮ |
| રસપ્રવેશ | જુન કે જુલાઈ ૧૮૫૮ | ૯૨૮–૯૪૬ |
| નર્મકવિતા અંક ૨ * | ૧૪ મે ૧૮૫૮ | ૯–૨૧ |
| નર્મકવિતા અંક ૩ | અક્ટોબર ૧૮૫૮ | ૨૨–૩૩ |
| નર્મકવિતા અંક ૪ | ૧૮૫૯ | ૩૩–૪૮ |
| નર્મકવિતા અંક ૫–૬ | ચોમાસું ૧૮૫૯ | ૪૮–૮૦ |
| નર્મકવિતા અંક ૭–૮ | ૧૮૫૯ | ૮૦–૧૦૨ ? |

ફેરફારો કર્યા. અત્યારે જે સરકારી નર્મગદ્ય ઉપલબ્ધ છે તેમાં નર્મદના પોતાના ફેરફારો કેટલા અને સ્વ૦ મહીપતરામભાઈના કેટલા તે જાણવા પૂરતું સાધન નથી. સરકારે દબાવી રાખેલ પ્રકાશનવાળા પુસ્તકની હાલ એક જ નકલ ગુજરાતી પ્રેસના માલીક શ્રી નટવરલાલ પાસે છે. એની સાથે હાલનું સરકારી નર્મગદ્ય સરખાવી જોઇએ ત્યારે જ નર્મદનું અસલ લખાણ કેટલું તે નક્કી થઇ શકે. મારા અભ્યાસને અંગે મેં જે થોડી સરખામણી કરી જોઇ તેમાં મને ફેરફારો જણાયા છે. તેમાં કેટલાક મહત્ત્વના છે. હું માનું છું કે આ બાબતનો અભ્યાસ થઇ નર્મદનું અસલ ગદ્ય સંપાદિત થવું જોઇએ.

* સને ૧૮૫૫ના સપટેમ્બરથી તે સને ૧૮૫૮ના માર્ચ સુધીમાં કરેલી પરચુરણ કવિતા.

§ બીજી આવૃત્તિ. એપ્રિલ ૧૮૬૩

| | | |
|---|---|---|
| નર્મકવિતા અંક ૯–૧૦ | જુલાઈ ૧૮૬૦ અગાઉ | ૧૦૩–૧૧૪ ? |
| ઋતુવર્ણન | ઑક્ટો. ૧૮૬૧ | ૧૧૫–૧૬૧ |
| નર્મકવિતા પુ. ૧લું † | ૧૮૬૨ | ૧–૨૦૧ ? |
| નર્મકવિતા પુ. ૨જું, પ્રથમ છૂટા અંકો પછી એકઠા. | ૧૮૬૩ | ૨૦૨–૨૮૮ ? |
| હિંદુઓની પડતી | ૧૮૬૪ | ૨૮૯–૩૨૦ |
| નર્મકવિતા પુ. ૩જું પ્રથમ અંકોમાં અને પછી આખા પુસ્તકમાં | ૧૮૬૪ | ? |
| નાયિકા વિષય પ્રવેશ | ૧૮૬૬ | ૯૪૭–૯૬૬ |
| નર્મકવિતા | ૧૮૬૬–૬૭ | |

આ છેલ્લું જણાવેલું નર્મકવિતાનું પુસ્તક લગભગ હાલ મળતા નર્મકવિતાના પુસ્તક જેવું છે. તેમાં કવિએ પોતે જણાવ્યા પ્રમાણે "સંવત ૧૯૧૧ના ભાદરવા સુદ ૧૦થી–સને ૧૮૫૫ના સપ્ટેમ્બરની ૨૧મીથી તે સંવત ૧૯૨૧ના ભાદરવા સુદ ૧૦–સને ૧૮૬૫ના આગસ્ટની ૩૧મી સુધીની" કવિતાનો સંગ્રહ છે. પણ છપાતાં વરસ ઉપર વખત ગયો તે ગાળામાં બનેલી કવિતા તે પુસ્તકમાં પૂરવણી તરીકે આપેલી છે. નર્મ-કવિતાની પછીની આવૃત્તિમાં આ પૂરવણી જુદી ન રાખતાં વિષય પ્રમાણે પુસ્તકમાં બીજાં કાવ્યો સાથે ભેળવીને છાપી છે. અત્યારની નર્મ-કવિતામાં અંતે જે પૂરવણી છે તે જુદી પૂરવણી છે. પહેલી સંપૂર્ણ આવૃત્તિમાં છપાતાં દરમિયાન લખાવાથી કે પાછળથી મળી આવવાથી કે બીજા કોઈ કારણોથી એને પૂરવણી તરીકે મૂકી હશે.

આ છેલ્લી જણાવેલી નર્મકવિતા (પ્રસિદ્ધ ૧૮૬૬ આખર અથવા ૧૮૬૭)ની એક નકલ મને શ્રી. અંબાલાલ બુ. જાની પાસેથી જોવા મળી છે. અને તેને હાલની નર્મકવિતા સાથે હું સરખાવી ગયો છું. એના તફાવતનો ખ્યાલ આપવા થોડા દાખલા આપું. હાલની આવૃત્તિ વિભાગ ૧લામાં જે હિંદુઓની પડતી (પૃ. ૨૮૯–૩૧૭) છે તે તેમાં તે જ વિભાગમાં હતી. હિંદુઓની પડતી ભાગ ૨જો પૃ. ૩૨૦થી ૩૪૦, હિંદુઓની પડતી ભાગ

† સાત વરસની કવિતાનો સંગ્રહ.

૩જો પૃ. ૩૪૦–૩૮૮, તથા "શેરની ચડતી પડતી. પૃ. ૪૨૦થી ૪૩૦, એ જૂનાં પ્રકાશનમાં પૂરવણી રૂપે છે. વીરસિંહ અને અદ્ભુત યુદ્ધ ૪૩૦થી ૪૮૯, એ પુસ્તકમાં છે જ નહિ. તે જ પ્રમાણે અનુક્રમણિકા વિભાગ ૨ જામાં પ્રથમ મૂકેલ વીર કવિતા પૃ. ૪૮૯થી ૫૨૨ પણ જૂની આવૃત્તિમાં નથી. આ વીરકવિતાને ચાલુ આવૃત્તિમાં પહેલી મૂકેલ છે છતાં તેની પછી આવતી 'ઇશ્વર સંબંધી' કવિતાને "ખંડ ૧લો" કહેલ છે તે બતાવે છે કે પછીથી વીરકવિતા ઉમેરાઈને પહેલી મુકાઈ છતાં ઇશ્વર સંબંધી કવિતા ઉપરનો 'ખંડ ૧લો' કાયમ રહ્યો, તે ખંડ ૨જો ન થયો. એ પછીના ખંડો ૨–૩–૪–૫–૬–૭ એ બધા ખડોમાં ૧૮૬૬ પછીની કવિતાઓ ઉમેરાઈ છે, અને ઘણે ભાગે તે તે ખડોમાં છેવાડે મુકાઈ છે, જોકે ખંડ ૬ પ્રીતિ સંબંધીમાં પૃ. ૭૩૫થી ૭૪૩ સુધીમાં ૧૮૬૬થી ૧૮૭૦ સુધીની કવિતા મૂકી છે અને ૧૮૬૬ના પુસ્તકની પૂરવણીની "પત્રિકા" "હૂં અહિંયાં ને તૂં તહાં" એટલે કે પુસ્તક છપાતાં લખાયેલી અને તેથી કરીને પૃ. ૭૩૫થી ૭૪૩માં છાપી છે તે પહેલાંની, તેને પાછળ મૂકી છે. અર્થાત્ હાલની ઉપલબ્ધ આવૃત્તિમાંથી સમયના થરો શોધી શકાય તેમ નથી. ખંડ ૮મો સ્ત્રીઓને ગાવાનાં ગીત આખો ૧૮૬૬ પછીનો નવો ઉમેરેલો ખંડ છે જો કે તે વીરકવિતાની પેઠે સખ્યા વિનાનો રહી ગયો નથી. એજ રીતે ૯મા ખંડમાં પણ પછીની કવિતાના ઉમેરા થયા છે અને તે વચ્ચે મુકાયા છે. નાયિકાપ્રવેશ જે ૧૮૬૬મા છૂટો છપાયો હતો તે આ ૧૮૬૬–૬૭ની આવૃત્તિમાં પૂરવણીમાં મુકાયો હતો, અને અર્થાલંકાર શબ્દાલંકાર શૃંગારરસ એ બધા કાવ્યશાસ્ત્ર સંબંધી ગ્રન્થો તેમાં નથી, અર્થાત તે ૧૮૬૬–૬૭ પછી લખાઈ પ્રસિદ્ધ થયા છે. સદ્ગત નવલરામે 'કવિ નર્મદાશંકરની કવિતા'નો લેખ ૧૮૬૭માં લખેલો* તે આ મોટા પુસ્તકાકારે છપાયેલ પુસ્તકને ઉદ્દેશીને જ લખ્યો જણાય છે, જોકે તેમાં તે પુસ્તકનો સ્પષ્ટ ઉલ્લેખ નથી.

નર્મદના જીવનમાં આ પુસ્તક પ્રગટ કરવાનો પ્રસંગ ખરી કસોટીનો હતો. આખું પુસ્તક તેણે પોતાના મિત્ર કરસનદાસને અર્પણ કરવા ધાર્યું હતું અને કરસનદાસ એ પુસ્તકનો ખરચ ઉપાડશે એવી સ્પષ્ટ

* જુઓ નવલગ્રન્થાવિલ ભા. ૨ જો (શાળોપયોગી આવૃત્તિ) પૃ. ૩૧૬

અને એ પુસ્તક કરસનદાસને જ અર્પણ કર્યું. આ અર્પણકાવ્ય હાલની આવૃત્તિને પૃ. ૮૩૬મે છે.

આ મોટું પુસ્તક છપાઈ રહ્યા પછી પાછી કવિએ પોતાના રિવાજ મુજબ નવી થતી જતી કવિતાના નાના નાના સંગ્રહો બહાર પાડ્યા છે. આમાંની એક પ્રત શ્રી અંબાલાલ જાની પાસેથી મને જોવા મળી છે, જે 'પુસ્તક ૨જું-ગ્રંથ ૩જો' છે અને તેમાં '૧૮૬૯ના જુનથી તે ૧૮૭૦ના મે સુધી'નાં કાવ્યો છે. 'રુદનરસિક'ની ૧૧૫ પછીની કડીઓ આ ગ્રંથમાં છે. આ પ્રમાણે બીજા પુસ્તકના કેટલા અન્યો નર્મદે પ્રસિદ્ધ કરેલા તે જાણમાં નથી.

હાલ મળે છે તે આવૃત્તિ નર્મદના મૃત્યુ પછી તેમના પુત્ર જયશંકરે સંપાદિત કરેલીનું પુનર્મુદ્રણ છે. તે 'રાજ્યમાન રાજેશ્રી હરિપ્રસાદ સંતોકરામ દેસાઈ જે. પી.'ને અર્પણ થયેલી છે અને જૂનું કરસનદાસનું અર્પણ-કાવ્ય ઉપર જણાવ્યું તેમ પુસ્તકની અંદર વિવિધ વિષયમાં છપાયું છે. આ પુસ્તકની પ્રસ્તાવના ૧૮૮૭ની સાલની સદ્ગત નવલરામે લખી આપી છે જે નર્મદ દલપતની તુલનાનો એક મિતાક્ષરી પણ સમર્થ લેખ ગણાવો જોઈએ. તે સાથે તેમણે કવિજીવનનો લેખ પણ લખેલો છે અને તે પણ નર્મદના જીવન અને સાહિત્ય ઉપર એક મહત્ત્વનો પ્રમાણ-ભૂત લેખ છે. આ આવૃત્તિમાં કવિની ૧૮૬૬-૬૭ના પુસ્તકની પ્રસ્તાવના એમ ને એમ સચવાઈ રહી છે. તે ઉપરથી એ પુસ્તકના સંપાદનની પદ્ધતિ જે અત્યારે પણ કાયમ રહી છે તે જાણવા મળે છે. "એમાં પ્રથમ મોટી કવિતાને તથા ન્હાની કવિતા જેને એકાદા વિષયરૂપે નામ આપ શકાય, તેને કવિતા કર્યાના સમય પ્રમાણે ઉત્તરોત્તર ગોઠવી છે; અને બાકીની છુટક કવિતાને વિષયના વર્ગ કરી તેમાં ગોઠવી છે—ઈશ્વરસંબંધી, નીતિસંબંધી, દેશાભિમાનસંબંધી, સ્ત્રીશિક્ષણસંબંધી, ઘરસંસારસંબંધી, પ્રીતિસંબંધી, આમ તથા સૃષ્ટિસૌંદર્યસંબંધી-તેમ, એ એકેકા વિષયમાં પ્રથમ, માત્રાકવિતા, પછી અક્ષરકવિતા ને પછી દેશીકવિતા એમ રચનાવર્ગ રાખ્યા છે—ને એમાં પણ એક વૃત્તની કવિતા જોડે જોડે મકી છે." આ ક્રમ પણ બરાબર સચવાયો જણાતો નથી કારણકે તે

પ્રમાણે પૃ. ૭૪૪ ઉપરની પત્રિકાના દોહરા ખંડ ૬ પ્રીતિ સંબંધી કાવ્યોમાં પ્રથમ દોહરા છે તેની પછી તરત આવવા જોઈએ. બીજા દોહરા પણ આ ખંડમાં વચમાં વચમાં આવે છે. વળી જો એક જ વિષયની કવિતાઓ ભેગી કરવી હોત તો વિભાગ ૧લામાં 'પ્રેમનીશો' અને 'પ્રેમનીતિ' પૃ. ૧૬૬થી ૧૭૬ સુધીનાં કાવ્યો, વિભાગ ૨જાના ખંડ ૬ પ્રીતિસંબંધી કાવ્યોમાં મૂકી શકાત, બધાં નહિ તો થોડાં તો મૂકી શકાત. તેમજ વિભાગ ૧લાનાં શૂરવીરનાં લક્ષણો અને વિભાગ ૨જાની વીર કવિતા એ જુદી રાખવાની જરૂર નથી. ખરું તો એ લાગે છે કે ક્યાંક રચનાની આનુપૂર્વી અને ક્યાંક બીજાં ધોરણો સંપાદનમાં અનુસરાયાં છે. પણ સંપાદનનું ગમે તે ધોરણ સ્વીકારાય તોપણ કાવ્યોની આનુપૂર્વી નક્કી કરી પુસ્તકમાં મૂકવી જોઈએ. અને તેને માટે છુટા છુટા પ્રસિદ્ધ થયેલા અંકો મેળવીને સચવી રાખવા જોઈએ.

કાવ્યશાસ્ત્રના ગ્રંથોના સંપાદનમાં પણ એક સરતચૂક સુધરાવાની જરૂર છે. દાખલાથી તે સમજાશે. અલંકાર 'ઉત્પ્રેક્ષારૂપક'ના દૃષ્ટાન્તમાં નીચેની પંક્તિઓ આપી છે. પૃ. ૯૦૬

(મંદાક્રાંતાવૃત્ત.)

'આરો જાતો બહુ પવનથી મેઘ ઉંચેથી જોતો.'
'એ તો લાગે ધુળ ઉડિ રહી વા દિસે ધુમ્ર ગોરો.'

(ન૦ કા૦ પુ૦ ૧, પા૦ ૪૦૫)

હું જે ચોથી આવૃત્તિનો ઉપયોગ કરું છું તેમાં ૪૦૫મે પાને આ પંક્તિઓ નથી. આ દૃષ્ટાન્તના સંખ્યાંક કઈ આવૃત્તિમાંથી મૂક્યા છે તે જોવા મેં ત્રીજી આવૃત્તિ જોઈ. તેનાં દૃષ્ટાન્તનો સંખ્યાંક એનો એ જ છે પણ એ આવૃત્તિમાં એ પાને એ પંક્તિઓ નથી. એટલે આ કોઈ જૂની આવૃત્તિનો સંખ્યાંક રાખ્યો આવે છે અને તેને ચાલુ આવૃત્તિ પ્રમાણે સુધારવાની જરૂર છે.

સંપાદન સંબંધી લખું છું ત્યારે એ વિષય અહીં જ પૂરો કરું. નર્મદાશંકરે વ્યાકરણ અને કોશ બન્ને લખ્યાં છે અને તેથી સ્વાભાવિક રીતે જોડણીનો પણ તેણે વિચાર કર્યો છે. કવિતા માટે તેણે જોડણીનો

જુદો જ નિયમ રાખેલો હતો.* દરેક શબ્દ કવિતામાં છન્દના મેળ માટે જે રીતે બોલાતો હોય તે રીતે તે લખતો. એટલે નર્મકવિતામાં કાવ્યપંક્તિ ઉપર હ્રસ્વદીર્ઘની નિશાનીઓ નહિ દેખાય પણ ગદ્ય કરતાં જોડણી જ જુદી દેખાશે. દાખલા તરીકે ઉપરના અવતરણમાં ' ઉડિ રહી ' માં 'ડિ' હ્રસ્વ કરેલ છે તે છન્દોમેળને માટે કરેલ છે. પછીથી આ જ પદ્ધતિ સદ્‌ગત રમણભાઈએ પોતાનાં કાવ્યોમાં રાખી છે, અને સદ્‌ગત બાલાશંકર ઉલ્લાસરામે પોતે સંપાદિત કરેલાં કાવ્યો જોવામાં આવ્યાં નથી, પણ તેમણે પણ એ જ પદ્ધતિ રાખી હોય એમ અનુમાન થાય છે. બીજું નર્મકવિતામાં કાવ્યની પંક્તિમાં, વચમાં પંક્તિના યતિનું જ વિરામચિહ્ન મુકાયેલું છે, અર્થનું નહિ. આ વિરામપદ્ધતિ પણ બાલાશંકરે સ્વીકારી જણાય છે, જોકે ઘણાખરા આધુનિક લેખકો કવિતામાં યતિનું નહિ પણ અર્થનું જ વિરામચિહ્ન મૂકવું પસંદ કરે છે. અહીં કવિતાના વિરામચિહ્નની પદ્ધતિની ચર્ચા કરવા હું માગતો નથી. જોડણીની બાબતમાં નર્મદે રાખેલી જ પદ્ધતિ સાચવવામાં મને કશો વાંધો જણાતો નથી. અને કવિતામાં પણ યતિચિહ્નની પદ્ધતિથી નર્મકવિતાને હાનિ થવા સંભવ નથી. મારું એટલું જ કહેવું છે કે જે કોઈ એક પદ્ધતિ સ્વીકારીએ તે ઠેઠ સુધી સમસ્ત પળાવી જોઈએ.

હાલ નર્મકવિતાની જે આવૃત્તિ ગુજરાતી પ્રેસ તરફથી વેચાય છે તે ઇ. સ. ૧૯૧૪ની છે અને તેના પર 'આવૃત્તિ ચોથી' લખેલુ છે. તેની પહેલાંની આવૃત્તિ ત્રીજી મેં જોઈ છે તે ઈ. સ. ૧૮૮૮માં તેજ પ્રેસમાંથી પ્રસિદ્ધ થઈ છે. નવલરામની પ્રસ્તાવના અને કવિજીવન સાથે પહેલી જ વાર પ્રસિદ્ધ થયેલી આ જ આવૃત્તિ. આ આવૃત્તિ ત્રીજી હોય તો તેની પહેલાંની બે આવૃત્તિઓ કઈ કઈ? નર્મદે પોતે ૧૮૬૬-૬૭માં પ્રસિદ્ધ કરેલ દસ વરસની કવિતાની આવૃત્તિને બીજી અને તે પહેલાં ૧૮૬૨માં

* નર્મવ્યાકરણમાં જોડણીના નિયમો આપતાં નર્મદાશંકર કહે છે : "એ નિયમો કવિતામાં લાગુ પડવાના નહિ. કવિતાની વર્ણશુદ્ધિ સમ્બન્ધી વિચાર કાવ્યવિવેકમાં કરવામાં આવશે." નર્મદાશંકરે નર્મવ્યાકરણ ચાર ભાગમાં યોજ્યું. વર્ણવિવેક, શબ્દવિવેક, વાકયવિવેક, અને કાવ્યવિવેક. આમાંના પહેલા બે પ્રગટ થયા છે.

નર્મકવિતા પુ. ૧લું, જેમાં સાત વરસની કવિતાનો સંગ્રહ હતો તેને આવૃત્તિ પહેલી ગણવી પડે. એ રીતે જોતાં નર્મકવિતાની ઘણી ઓછી આવૃત્તિઓ થઈ ગણાય અને તે બહુ ઓછી ખપી ગણાય. છેલ્લી આવૃત્તિ ૧૯૧૪માં બહાર પડી તે હજી ચાલે છે, અને સાંભળ્યું છે કે હજી તેની બેએક હજાર નકલો પડી છે! હું માનું છું, જ્યાંસુધી ગુજરાતીને આપણા માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં યોગ્ય સ્થાન નહિ મળે ત્યાંસુધી આપણું સાહિત્ય ખપશે નહિ. ગુજરાતીના હાલના અભ્યાસમાં પૂર્વ સાહિત્યનો પૂરેપૂરો અભ્યાસ નહિ થતો હોવાથી, આગલા જમાનાનો વારસો આપણા સાહિત્યને પૂરેપૂરો મળતો નથી. ॰

હવે નર્મદાશંકરની કાવ્યપ્રવૃત્તિ કેમ શરુ થઈ તે જોઈ એ. નર્મદના પિતા મુંબઈ રહેતા હતા અને નર્મદ તેમની સાથે રહી અભ્યાસ કરતો હતો. ૧૮૪૫માં તે અંગ્રેજી નિશાળમાં દાખલ થયો. ૧૮૫૦માં તે કૉલેજમાં દાખલ થયો. પણ અહીં અભ્યાસમાં વિઘ્ન આવ્યું. તે સમયની રૂઢિ મુજબ નર્મદના વિવાહ બાળપણમાં થયા હતા. તેની સ્ત્રી વેશમાં આવી અને સસરાએ તેને સુરત રહેવા આવવા કાગળ લખી બોલાવ્યો. નર્મદ પ્રકૃતિએ સાધારણ શરમાળ હતો પણ આ વયે તે કહે છે કે તેને 'બૈરાંની ગંધ આવવા માંડી' હતી. તેણે સુરત જઈ ઘર માંડ્યું અને નોકરી લીધી. ૧૮૫૩માં આ પત્ની ગુજરી ગઈ. એ પત્ની ઉપર એમને બહુ પ્રેમ તો નહોતો પણ વહુ મરતાં કવિ ઘરમાં એકલા થઈ પડ્યા. તેમણે મહેતાજીની નોકરીનું રાજીનામું આપ્યું. ૧૮૫૧થી ૧૮૫૪ કવિએ કેવળ નિષ્ફળ ગડમથલમાં ગાળ્યો. તે પોતે કહે છે: "તા. ૧૭મી ફેબ્રુઆરી ૧૮૫૧ અને તા. ૨૭ જાનેવારી ૧૮૫૪ એ બેના દરમિયાનમાં મેં કોઈ અંગ્રેજી કે ગુજરાતી ચોપડી વાંચી નહોતી;...હું ભાંગ પીતો, પાક ખાતો...અને બૈરાંઓમાં મ્હાલતો. એકાંતમાં હું નામ મેળવવાના (પૈસો મેળવવાના નહીં) અને પ્રેમસંબંધી વિચારો કરતો" (મારી હકીકત પૃ. ૩૯). આ અરસામાં ઉશ્કેરાઈ કવિ મુંબઈ આવ્યા. "સુરતથી મુંબઈ ગયા પછી એકાદ મહિનો સુરતમાં ખાધેલા પાકની ગરમીથી...અને સ્ત્રીવનાનો હતો તેથી હું શરીરે હેરાન રહ્યો હતો." "એ પાંચ મહિનામાં મારી હાલત આ પ્રમાણે હતી.—એક પાસથી

વિદ્યા, અધિકારથી પ્રસિદ્ધિ ક્યારે પામીશ એનો વિચાર જોશમાં ચાલતો... ...બીજી પાસથી સુરતમાં મેં રાખેલી કેટલીક વર્તણુકો જેને હું મુંબઈ ગયા પછી અનીતિ સમજતો તેનો પશ્ચાત્તાપ કરતો....મુંબઈ ગયાથી સુરતમાંનાં વ્હાલાંનો વિયોગ થયેથી એ દુઃખ પણ થતું અને સંસારમાં રહ્યાથી પૈસો કમાવવાથી, નામ મેળવવાથી પણ શું? એવા એવા વૈરાગના વિચારો પણ જોશમાં થયાં કરતા હતા." (મારી હકીકત પૃ. ૪૧) આ સ્થિતિમાં ઝવેરીલાલ ઉમિયાશંકરની સૂચનાથી તે ફરી કૉલેજમાં જોડાય છે. પણ "૧૮૫૫માં પણ મનનો ગભરાટ ઓછો ન્હોતો–ધુંધવાતો ને ધુંધવાતો રહેતો. હું ગપ્પાં માર્યાં કરતો, વિલાત જવાના તડાકા મારતો, બીજા લેસન કરતા ત્યારે હું મારા પોતાના જ વિચાર કર્યાં કરતો, પ્રોફેસરોનાં લેક્ચર પણ મન દઈ સાંભળતો નહી. મારા સાથી...મારૂં બોલવું ચાલવું જોઇને મને લાલાજી કહીને બોલાવતા."..."હુ મારી ચળિત વૃત્તિને ઠેકાણે આણવાને બહુ મથતો પણ કંઈ મારૂં ફાવતુ નહીં. સપટેમ્બરની શરૂઆતમાં ધીરા ભગતનાં બે ત્રણ પદ મારા વાંચવામાં આવ્યાં તે ઉપરથી હું દહાડોરાત તેની જ લવારી કરતો. એ પદોના વિચાર મારી વૈરાગ વૃત્તિને મળતા હતા. ચોથે કે પાચમે દાહાડે મારાં મનમાં સહજ આવ્યુ કે હું પણ એ ઢાળનું કંઈ બનાવું—પછી મેં 'પરબ્રહ્મ જગકર્ત્તા રે સ્મરોની ભાઈ હરઘડી' એ પદ બનાવ્યું ને બીજે દહાડે 'જીવ તૂં મૂરખ સમજે રે કહું છું ઘેલા ફરી ફરી' એ બનાવ્યું–પછી વિચાર કર્યો કે આવી રીતે હું જાતે બનાવવાની ટેવ રાખું તો મારી વૃત્તિ ઠરી ઠામ થાય ખરી–કોઈ પણ રીતે વૃત્તિ સ્થિર થાય છે એ મારો ઉદ્દેશ હતો–માટે પદો બનાવવાની ખટપટમાં રેહેવું અને ઉભરો બ્હાર નીકળે તેથી ખુશ રેહેવું એ વાત મેં નક્કી કરી. વળી વિચાર્યું કે ભણવું, કમાવવું, માન મેળવવું, જૈરી કરવી એ સહુ આનંદને માટે છે અને મને જારે પદો બનાવવાથી આનદ થાય છે તારે હું તો એ જ કામ કરીશ ને શેર જુવાર તો મળી રહેશે." (એજન પૃ. ૪૩) અહીં <u>કાવ્ય બનાવવાનું મુખ્ય પ્રયોજન મનની શાન્તિ, આત્મમંથનમાંથી મુક્તિ મેળવવાનું લાગે છે. પણ તે સાથે બીજા પ્રયોજનો પણ હતાં ખરાં.</u> મમ્મટ કાવ્યનાં પ્રયોજનોમાં

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये। सद्यः परनिर्वृतये

કહે છે. તેમાં અહીં અંતઃપરિતાપ ટાળવો એ શિવેતરક્ષતિનું પ્રયોજન તો ખરું જ, પણ તે સાથે યશ મેળવવાની મહેચ્છા પણ ખરી. ઉપરના લાંબા અવતરણમાં આપણે નામ મેળવવાની અને પ્રસિદ્ધિ મેળવવાની ઇચ્છા પણ સ્પષ્ટ જોઈ છે. વળી સુરતમાં ૧૮૫૧માં જુવાન નર્મદે દલપતરામને અને મનમોહનદાસ રણછોડદાસને જાહેરમાં કવિતાઓ ગાતા સાંભળેલા તેથી પણ નર્મદને કવિયશની આકાંક્ષા થઈ હોય. પછીથી તો કવિ દલપતરામ સાથે 'સરસાઈ રાખવી' એ કવિતાનો સ્પષ્ટ પ્રવર્તક હેતુ થાય છે (વૈધવ્યચિત્ર ટિપ્પણ પૃ. ૪૮). કવિની કિશોર વય મુંબઈમાં ગયેલી અને ત્યાંના જીવને પણ પ્રસિદ્ધિની લાલસા જગાડી હોય એ સ્વાભાવિક છે. તે ઉપરાંત કવિને આગળ પડીને જાહેર કામમાં ભાગ લેવાનો શોખ હતો, એ તેનો સ્વભાવ હતો. ૧૮૫૦થી જ સભાઓ કરી તેણે ભાષણો કરવા માંડયાં હતાં એટલે નર્મદને કવિતા તરફ પ્રેરનાર આદ્ય બળો અનિષ્ટનો પરિહાર, યશ અને કવિતા કરવાથી મળતો આનંદ એ ગણવાં જોઇએ. પછીથી નાટકો લખ્યાં તેમાં મુખ્ય ઉદ્દેશ સ્પષ્ટ રીતે અર્થપ્રાપ્તિ હતો. અને ઘણીવાર દેશી જનને ઉપદેશ આપવો એ પણ હતો. એ પોતે પોતાના કાવ્યનાં પ્રયોજનો નીચે પ્રમાણે ગણાવે છે.

કવિતાનાં ભણવાં થકી, મનરંજન થઈ જાય;
નીતિવાત મનમાં ઠસે, અચ્યુત ઓળખ થાય. ૧

ધર્મનીતિના જ્ઞાનથી, અહિં ને તહિં સુખ થાય;
સર્વ વિઘ્ન આઘાં ખસે, મનમળ નિકળી જાય. ૨

વિદ્યા ઘરસુધરાઈ ને સ્વદેશનું અભિમાન-
આણે સુખસંપત બહુ, ઝટ દેશમાં જાણ. ૩

પ્રીતીથી કુમળું બને, હૈડૂં ટેક અણાય;
વિવિધ વિષય અનુભવ વધે, સારાસાર જણાય. ૪

એ રીતે જાણ (યશ) નીતિ ભક્તિ વિદ્યા સ્વદેશાભિમાન સાથે પ્રીતિથી હૃદય કુમળું થાય અને હૃદય ટેકીલું થાય એ પણ કવિ પ્રયોજનમાં ગણાવે છે.

આપણે નર્મદના પહેલા કાવ્ય તરીકે એ કાશી આખી વાંચીએ. (પૃ. ૫૪૮)

પરબ્રહ્મ જગકર્ત્તારે, સ્મરોની ભાઈ હર ઘડી;
જાણો અવર મિથ્યા રે, હરકતો અહીં આવી નડી. – ટેક૦
રવિ ચંદ્ર તારા ગ્રહો સમુદ્ર, અવનિ ને આકાશ;
ઝાડ પર્વત નદી સરોવર એ સહુ તારી કૃતીના પ્રકાશ,
નાસ્તિક બુદ્ધિ પાપીરે તત્ક્ષણે તે છાંડે રડી. પર૦
નાનાવિધના જિવજંતૂ ને પશુ પક્ષી મનુષ્ય જાત;
નાના વિધે કરે સંસારમાં હાય કલ્લોલ અહોરાત,
એ ભેદ તૂંજ જાણે રે ઋષિ યોગીયો મરે લડી. પર૦
કામ ક્રોધ મદ મોહથી, વીટી કસી લે જન દેહ;
નીતી સદાચરણે ચાલતા એવા ભક્તને નહિ ભેહ,
તું દયાનો સિંધૂ રે સાહે થાયે વેળા અડી. પર૦
ન લુબ્ધાઈ પ્રપંચમાં ન પીધું દુવિકારરૂપી ઝેર;
પામે તે ભજિ નિરંજનને અહિં તહીં લીલા લેહેર,
ઓળખ સારી તારી રે નર્મદો લહે બુટ્ટી જડી. પર૦

આ કાવ્ય રચાયું તો હશે ગમે તે દિવસે પણ નર્મદે આ કાવ્ય-પ્રારંભનું માન વરસગાંઠને એટલે સંવત ૧૯૧૧ના ભાદરવા સુદ ૧૦ સને ૧૮૫૫ના સપટેમ્બરની ૨૧મીના દિવસને આપ્યું. અને તેજ દિવસથી કવિતાનાં વરસોની ગણત્રી રાખી. ૧૮૬૨માં પ્રસિદ્ધ થયેલું નર્મકવિતા પુ. ૧લું તે આ દિવસથી ગણતાં ૭ વરસનાં કાવ્યોનો સંગ્રહ હતું. ૧૮૬૬–૬૭માં પ્રસિદ્ધ થયેલ નર્મકવિતામાં એ રીતે ૧૦ વરસનાં કાવ્યોનો સંગ્રહ છે. અને તેમાં સ્પષ્ટ રીતે પોતાની વરસગાંઠનો દિવસ જ દર્શાવેલો છે. એટલું જ નહિ. નર્મદે આટલા ઉપરથી માની લીધું જણાય છે કે પોતે કવિ થવાને જન્મેલો છે. અને તેથી તેનાં કાવ્યો જોઈશું તો કેટલીક કવિતાની શરૂઆત તેણે જન્મદિવસે કરેલી માલુમ પડશી. અને કેટલીક કવિતા આ ગણત્રીએ ગણેલું વરસ કવિતા વિનાનું પસાર ન થઈ જાય માટે કરેલી છે. 'આત્મબોધ' (પૃ. ૪૪) જન્મગાંઠે જોડેલી છે. પૃ. ૫૧૪–૧૫ ઉપરનો 'ગરબો–૩૮' છત્રીસમી વરસગાંઠે લખેલો છે. આપણે એમાંની થોડી લીટીઓ જોઇએ.

આજે વરસનો દહાડો રે, જનમગાંઠ છતરીસમી;
વ્હાણું કરતાં રૂડી રે, મને તો સાંજ સમી.
હર્ષ શકુનમાં છૂટે રે, હતો શોક અજે રૂંધ્યો;
ગુલબાસ કિત્તાનો રે, નવો ખીલ્યો આજ સુંધ્યો.
નવી શરદનો વાયરો રે, આજે પ્હેલો વાય મ્હને;
ખીલેરમાં દીવા રે, રણી રણી શબ્દ ભણે.
ભણે જય જય મંદિર રે, ત્રુટી મુજ શારદ શું;
લલકારું લળી લળી રે, પ્રસાદથી રણમાં ધસું.
નર્મદ યાત્રી રાજી રે, તાજી સ્થિતિ મારી થશે;
જીતશે મુજ બાજી રે, ગાજી રહેશે નામ યશે.

'રુદનરસિક' લખવાનાં કારણોમાં એક "દશમું વર્ષ પુરું કરવાને કવિતા લખવી તો જોઇએ" એમ જણાવે છે. અને ઉગતો કવિ મુગ્ધ રીતે માની લે છે: "પ્હેલીજ કવિતામાં બુટ્ટી જડી એમ નિકળ્યું છે તેને હું એમ સમજું છ કે કવિના એ જ મારી જડી બુટ્ટી છે–એથી હું અખંડાનંદમાં રહું છઉં. એ શબ્દની ખુબી મેં પાછળથી જાણી છે. (પૃ. ૫૪૯ ટીપ.)

[નર્મદાશંકરને એવી ટેવ હતી કે જે વાતનો એક વાર નિશ્ચય કરતા તે વાતની પાછળ પછી તે અતિ ઉત્સાહથી મંડતા. કવિ અને વિદ્વાન થવાનો નિશ્ચય કર્યો એટલે પછી કવિ અને વિદ્વાન થવા માટે જે જે શાસ્ત્ર ભણવાની તેમને જરૂર જણાઈ તે તે તેમણે ભણવા માંડ્યું. કેટલી મુશ્કેલી વેઠીને તેમણે પિંગળની પ્રત મેળવી તે તો પ્રસિદ્ધ છે. તે ઉપરાંત અલંકાર અને રસ વિશે પણ અભ્યાસ કર્યો. તેમની બીજી ટેવ એ હતી કે જે કંઈનો અભ્યાસ થાય તે ઉપર પુસ્તક લખી પ્રસિદ્ધ કરવું. આ રીતે આપણી ભાષામાં કાવ્યશાસ્ત્ર સંબંધી એમણે અનેક ગ્રન્થો લખ્યા. પિંગળ, શબ્દાલંકાર, અર્થાલંકાર, અને નાયિકાભેદ ઉપર લખનાર નર્મદ પહેલો લેખક હતો.] આવા ગ્રન્થો આ પહેલાં હિંદીમાં હતા પણ ગુજરાતીમાં નહોતા. આ ગ્રન્થો પહેલા લખાયા, એ તરીકે એનું ઐતિહાસિક મહત્ત્વ છે. પણ અત્યારે આપણે આ બધા વિષયોનો નવીન દૃષ્ટિએ અભ્યાસ

કરવા ઇચ્છીએ, તેનું ભાષાન્તર પણ નવી દૃષ્ટિએ સંપાદિત કરવા ઇચ્છીએ. નર્મદના સમયમાં કાવ્ય કરવાને માટે આ ગ્રન્થો જે દૃષ્ટિએ આવશ્યક મનાતા હતા તે દૃષ્ટિએ આપણે તેને અત્યારે આવશ્યક માનતા પણ નથી. આપણું નવું કાવ્ય એ જૂના નક્કી કરી રાખેલ ચીલે ચાલતું નથી, નવા રસ્તા પાડવા ઇચ્છે છે અને તે આપણે ઇષ્ટ માનીએ છીએ. અલબત નર્મદની કવિતાના આપણા અભ્યાસમાં તેના કાવ્યશાસ્ત્ર સંબંધી વિચારોએ શી અસર કરી એ જાણવું જોઈએ. અને યોગ્ય સ્થાને આપણે તે વિચારીશું.

હવે આપણે નર્મદનાં કાવ્યોની વધારે નિકટ આવી સમાલોચના કરીએ. આમ કરવામાં આપણે સૌથી પ્રથમ નર્મકવિતાનો પહેલો વિભાગ લઈશું કારણ કે તેમાં સમયની આનુપૂર્વી સચવાઈ રહી છે. તેમ કરતાં સગવડ પડશે અને જરૂર પડશે ત્યાં બીજા કાવ્યો પણ સાથે સાથે જોઈ જઈશું. આ કાવ્યો જોતાં કેટલાંક કાવ્યો તો આપણી અત્યારની દૃષ્ટિએ કાવ્યો જ લાગતાં નથી, તેમાં નર્મદના કશા લાક્ષણિક ગુણો દેખાતા નથી. એવાં કાવ્યો આપણે છોડી જ દઈશું. એવા કાવ્યો કાવ્યો નથી એમ સાબીત કરવા પણ રોકાવું જરૂરનું નથી. 'કેફ' 'શ્રીમંતને પરમાર્થ વિષે શિક્ષા' 'ગંગી–સ્ત્રીયોને છુટ આપવા વિષે' જેવી ઉપદેશાત્મક કવિતાઓ, જેનું વક્તવ્ય ગદ્યને ઉચિત ગણાય તેવીને આપણે કાવ્ય કહેવા તૈયાર નથી. 'વૈધવ્ય ચિત્ર' ભાગ ૧લો અને ૨જો એ લાંબી કવિતાએ, નવલરામ કહે છે તેમ 'દેશમાં હો હા કરી મૂકી' હશે. નર્મદ કહે છે તેમ દલપતરામે પોતે 'કવિતા સારી છે' એવો અભિપ્રાય આપ્યો હશે, પણ એ આપણને કાવ્ય લાગતું જ નથી. 'રુકૃમિણી હરણ' જેવા કાવ્યે, 'નવી બાની'ને લીધે ધ્યાન ખેંચ્યુ હશે પણ એ બાની પણ કાવ્ય ગણાય એટલી રસની કોટિએ પહોંચતી નથી. નર્મદાશંકર પરલક્ષી કરતાં વિશેષે કરીને આત્મલક્ષી કવિ હતો અને આવી વસ્તુ તેને હાથે સુંદર નિરૂપણ પામી શકતી નથી. આ બધી કવિતામાં કવિની લાક્ષણિકતા કયાંઈ જણાતી હોય તો તે તેના દોષોમાં છે.આપણે આ કાવ્યોમાં નર્મદની પ્રાસની શિથિલતા, અને પિંગલનાં ચોકઠાંમાં શબ્દોને મારી મચડીને ઠાંસીને ભરવાની ટેવ, તેમ જ યતિ સાચવવોની અણઆવડત સ્પષ્ટ જોઈએ છીએ. અલબત તે પોતે કહે છે

તે પ્રમાણે 'કેફ'ની કવિતા લખી ત્યારે તેને દોહરાનું માપ આવડતું નહોતું, તેમ જ 'શ્રીમંતને પરમાર્થ વિષે શિક્ષા' લખી ત્યારે એ લલિતવૃત્ત ગુજરાતી ભાષામાં પહેલું જ લખતો હતો. પણ પાછળથી તેણે કાવ્યો સુધાર્યાં જણાય છે, (નર્મકવિતા પૃ. ૧ ટીપ†) છતાં કોઈ રીતે ક્ષમ્ય ન ગણાય તેવા પિંગલદોષો રહેવા દીધા છે. લલિત છંદમાં શરૂથી તે લગભગ છેક સુધી કવિએ યતિભંગો કરેલા છે.

સુઅભિમાન દોશી તણું જ એ, કમર બાંધિને કષ્ટ કાપિએ
શ્રીમંતને પરમાર્થ વિષે શિક્ષા. ૧૮૫૬

તેની સાથે સરખાવો :

ધરતિ ધ્રૂજિને આગ વર્ષી રે, જમણિ આંખ તો ઝાઝિ ફર્કિરે;
વિઘન ક્હાન ઊપિર શું ઝુમે, ચિત કુતર્કમાં મારૂં રે ભમે.
શ્રી બાલકૃષ્ણ વિજય નાટક સને ૧૮૭૬.

અને શાલિનીના યતિનો પણ વારંવાર ભંગ કર્યો છે.

જાઈ જૂઈ મોગરો ને ગુલાબ, ચંપા ચંબેલી અને સેવતી જ.
ઋતુવર્ણન. ૧૮૬૧.

આ દાખલા પ્રમાદના કે જાણી જોઈને થવા દીધેલા યતિભંગના અને નથી જણાતા. નર્મકવિતાની ટિપ્પણીઓ જોતાં અને નર્મદનો પિંગળ-પ્રવેશ જોતાં યતિભંગ દોષ છે તે તરફ કવિનું ધ્યાન જ ગયું જણાતું નથી. પિંગલપ્રવેશમાં શાલિની અને લલિત છંદમાં યતિનાં સ્થાનો આપ્યાં છે. પણ માલિની, પૃથ્વી, મંદાક્રાન્તા, શિખરિણી, હરિણી, શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરામાં યતિસ્થાનોનો ઉલ્લેખ નથી. અને હરિણીના દષ્ટાન્તમાં જ યતિભંગ કરેલો છે. :

ગુણિ સુજન વાંસે, નિંદાણી, દિણા બહુ દોષ રે।
દિપનિ પછવાડે અંધારું નિરંતર જોય રે॥
રિપુ તણું ન પ્રીતિ જ્યાંસુધી ઉતેજન તેહ રે।
પણ વળિ જિતે છે જ્યારે તે પુએ નિજ જીવ રે॥ પૃ. ૮૭૫

જો કવિને યતિભંગ દોષ છે એવો જરા વહેમ સરખો હોત તો પિંગલના દષ્ટાંતમાં તો ઊલટ તે તે દોષ ન આવવા દેવા પ્રયત્ન કરત.

અને પરંપરાથી યતિભંગ દોષ મનાય છે એ જાણ્યા છતાં પોતે તે અભિપ્રાયથી અસંમત હોત તો તેવું લખ્યા વિના ન રહેત. પરંપરાના હરિગીતથી તેમનો હરિગીત જુદો હતો, તો તે તેમણે જણાવ્યું છે. વળી પ્રાસની આવશ્યકતા સંબંધી ચાલુ રૂઢિથી તેમનો અભિપ્રાય ભિન્ન હતો તે પણ તેમણે જણાવ્યું છે. હિંદુઓની પડતીના લાંબા ટિપ્પણમાં કહે છે: "માત્રાવૃત્તમાં છેલ્લા અનુપ્રાસ મળતા આવવા જોઈયે ને અક્ષરવૃત્તમાં આવે તો સારું ને ન આવે તો કંઈ ચિંતા નહીં." (પૃ. ૨૯૦) અને એક જગાએ તેમણે પ્રાસવિના લખેલું પણ છે.[૧]

(હરિણિપ્લુતા)

લિલિ આમલિ ને વડ પીપળા,
નિરખતાં કદલીવન પાનનાં;
હુનિ આંખથિ સંધિ લિલોતરી,
શું શું વિચાર પિયૂ કરતો હશે!

ઋતુવર્ણન પૃ. ૧૩૭

એ છન્દનું આખું કાવ્ય પ્રાસવિનાનું છે. આજ કાવ્યમાંથી નર્મદના વૃત્તશૈથિલ્યનું પણ દૃષ્ટાન્ત મળે છે જે પણ એક તેની ખાસિયત ગણવી જોઈએ.

મનદુઃખ અને તનદુઃખ તે,
અડચણો રસતે પડતી ઘણી;
કરવી બળિ એમ મુસાફરી,
શું શું દુઃખ પિયૂ તુજને હશે. પૃ. ૧૩૮

ઉપલી કડીની છેલ્લી પંક્તિ સાથે આ કડીની છેલ્લી પંક્તિ સરખાવતાં સ્પષ્ટ માલુમ પડશે કે ત્રીજા સ્થાનનો લઘુ બીજી કડીમાં લુપ્ત થયો છે. કોઈ કોઈ જગાએ તો પાઠ પણ ન કરી શકાય એવી ભૂલો છન્દમાં રહેલી છે.

૧. "અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય"નાં મારાં વ્યાખ્યાનોમાં મેં કહેલું કે "પ્રાસનો ત્યાગ મણિભાઈ નભુભાઈએ સૌથી પહેલો કરેલો જણાય છે." (પૃ. ૪૬) પણ ઉપરના દાખલાથી હવે પહેલો પ્રાસત્યાગ કરનાર કવિ નર્મદ ઠરે છે.

(હરિગીત)

રાજાઓ પણ, ગભરાયા બહુ, ચિંતાતુર થઈ બાપડા;
કૃષ્ણ પરાક્રમ વિચારિ બોલે, 'આવી મોટી આપદા.'
રુકમ કહે છે, 'ગભરાઓ કાં, ક્ષણમાં જાદવ મારું રે;'
આહિરબાળક, તે શું જાણે, 'જુદ્ધની રીતી ચારુ રે. પૃ. ૧૧૦

ગમે તેટલી મહેનતે આને હરિગીતના સંવાદમાં વાંચી શકાશે નહિ.

કવિનાં બીજાં કેટલાંક કાવ્યો, 'લલિતા', 'સાહસ દેસાઈ', 'વજી' જે અંગ્રેજીનાં ભાષાન્તરો છે, તે ઉપર પણ હું ધ્યાન આપવા માગતો નથી. અત્યારે આપણને તે કાવ્યો નથી લાગતાં, તેમ જ, ભાષાન્તરો સંબંધી પણ આપણા હાલના વધારે સંસ્કારી ખ્યાલ પ્રમાણે જોતાં તેમાં અસલની છાયા સારી રીતે ઝીલાયેલી આપણને લાગતી નથી. કવિએ અસલને નિકટ રહેવા પ્રયત્ન પણ નથી કર્યો અને 'લલિતા'માં આવતી

અ અ અ હાય અં અં અ હાયરે

જેવી પંક્તિઓ, જેની તે સમયે પણ મશ્કરી થઈ હતી, તે કવિતા નહિ, કવિતાની વિડંબના છે. ગોપીગીત (પૃ. ૯૮) અને 'ગોપીયો ખેંચાઈ હરિની ભણી તે;' એ કટાવ (પૃ. ૭૧૦) પણ આપણને કાવ્યાનુભવ કરાવતો નથી.

ઋતુવર્ણનને આપણે એમ ટૂંકમાં પતાવી શકીશું નહિ. કવિએ આ ગ્રન્થ કાવ્યમાં પોતે નવું પ્રસ્થાન કરે છે એવા ભાનપૂર્વક લખેલો છે. તે કહે છે "મેં કોઈ ગ્રન્થના વિચારો આ ગ્રન્થમાં લીધા નથી. સંસ્કૃત ગ્રન્થોમાંના શબ્દો લખાઈ ગયા હશે ખરા. મારે મારા ગ્રન્થ વિશે બોલવું યોગ્ય નથી, તોપણ અજ્ઞાનીઓને રુચિ કરાવવાને માટે કહેવું પડે છે કે 'ઋતુવર્ણન' સરખો નાહાનો શાસ્ત્રીય ગ્રન્થ અંગ્રેજીમાં ને સંસ્કૃતમાં મારા જોવામાં આવ્યો નથી; ને સાંભળ્યા પ્રમાણે ફારસીમાં પણ નથી." કવિએ કવિતા લખતી વખતે 'કાલિદાસનો ઋતુસંહાર અને ટામસનના સીઝન્સ નામનો મોટો ગ્રન્થ' જોયો હતો. પણ આ ગ્રન્થ એ બન્નેથી ભિન્ન છે. તેની વિશિષ્ટતા એ છે કે "બહારના દેખાવોનો આબેહુબ ચિતાર આપી

તેના સરખો અથવા ઉલટો દિલના જોસ્સાનો પણ આબેહુબ ચિતાર આપેલો છે. અને એ જ આ ગ્રન્થની ખુબી છે. અલંકાર પણ નવા છે," વળી બીજી વિશિષ્ટતા એ છે કે "ગુજરાતી ભાષામાં આરંભથી તે ઇતિ સુધી અક્ષરવૃત્તમાં લખેલો ગ્રન્થ તે આ જ છે." આ કાવ્યને નવલરામ "નાનું પણ પંડિત શૈલીનું મહા રસિક કાવ્ય" કહે છે.

પણ આ પંડિતાઈના ભાનથી જ આ કાવ્યમાં પણ કવિની વિશિષ્ટ અને લાક્ષણિક શૈલી અસ્તિત્વમાં આવતી નથી. દરેક કવિને પોતાની લાક્ષણિક શક્તિ અને તેને અનુકૂળ શૈલી શોધતાં થોડી ઘણી વાર લાગે છે. નર્મદમાં કુદરતનું વર્ણન કરવાની એક નૈસર્ગિક શક્તિ હતી અને એ શક્તિ આ કાવ્યમાં પ્રગટ થાત પણ પંડિતાઈના આગ્રહથી અને સંસ્કૃત તથા વ્રજભાષાનાં આ જાતનાં કાવ્યોની સરસાઈ કરવાની જ્ઞાત-અજ્ઞાત ઇચ્છાથી એ શક્તિ અહીં પૂરેપૂરી વ્યક્ત ન થઈ અને અનુકરણના દોષો ઉમેરાયા. "ગ્રન્થને અપૂર્ણતાનો દોષ ન આવે તેને માટે સંસ્કૃત અને હિંદુસ્તાની ગ્રન્થોની રીત પ્રમાણે કામશાસ્ત્રના રંગો પણ...બતાવ્યા છે." આ રંગો બતાવવા જતાં કવિની અવિવેકી પ્રકૃતિને માર્ગ મળે છે અને ઘણી જગાએ કવિ અશ્લીલ વર્ણન કરે છે.

પ્રકૃતિના દૃશ્યને અનુકૂળ કે પ્રતિકૂળ દીસનો જોસ્સો બતાવવા જતાં પ્રકૃતિનું સળંગ વર્ણન આવી શકતું નથી, અને દરેક જગાએ કુદરતના દૃશ્યની સાથે સાથે જ મનનું પણ વર્ણન કરવા જતાં ઘણી જગાએ કવિ કૃત્રિમ તરંગોમાં ઉતરી પડે છે. "દાવાનળે તે સુકું બાળ્યું રાન," કહેવાની સાથે જ "વ્રેહાનળે આ લિલું કુંજધામ" કહેવું પડે છે. અને "બેને ધુમાડે થઈ પૂરી અંધ" કહીને "તાપે બળૂં ને દઉં દુષ્ટ ગંધ" એમ કહેવામાં સુરુચિનો ભંગ થાય છે તે ધ્યાનમાં રહેતું નથી.

"ભયંકાર દીસે સુકાં ખેતરો તો, ગધેડો હડીલો ભમે ભૂંકિ રોતો"
"સહૂ મંનની વૃત્તિઓ શુષ્ક થાયે, બહૂ જીવ તો આમ ને તેમ ધાયે"

આમાં ગધેડાનું વર્ણન કર્યું તે તો ઠીક; પણ પાછું અલંકાર લાવવાના આગ્રહથી નીચે ટિપ્પણમા કહે છેઃ (તોપણ પેલા મુરખ્ખ ગધેડાની પેઠે મારો) જીવ, મન-વિચારનાં સુકાં ખેતરોમાં આમતેમ ભટકે છે. (પણ

ન આપ્યો હોત તો આમાંથી કશો અર્થ નીકળત ખરો ? નર્મદાશંકરને ટીપો આપવી પડે છે તેનું કારણ એ છે કે ઘણી જગાએ એ ટીપ વિના એ પંક્તિઓનો કશો જ અર્થ ન થાત.

અને આ સઘળું છતાં ક્યાંક ક્યાંક નર્મદાશંકરની નૈસર્ગિક શક્તિ આ કાવ્યમાં દેખા દે છે. વર્ષાના વર્ણનમાં કુદરતના વર્ણનની વિગતની સાથે સાથે કવિ જોસ્સાનું વર્ણન કરવાનું ભૂલી જાય છે. કવિએ કાવ્યની પ્રસ્તાવનામાં જણાવેલું છે કે સંસ્કૃત ઋતુવર્ણનોમાં વસંતનું વર્ણન સૌથી સુંદર હોય છે પણ ગુજરાતમાં તો વર્ષા સૌથી સુંદર હોય છે. અને એ ખરૂં છે. અને જો કે આ વાત કહી છે સૌથી પહેલી નર્મદે પણ તે પહેલાંના આપણા પ્રાચીન કવિઓના મહીનામાં પણ વર્ણન વર્ષાનું જ સૌથી સુંદર હોય છે. પણ આ જાણ્યું, તો નર્મદે ગ્રીષ્મથી આ કાવ્ય શરૂ કરવું જોઈતું નહોતું. ગ્રીષ્મની શરૂઆત વસન્તથી અંત આણવાને માટે છે—સૌથી સુંદર ઋતુને છેલ્લી મૂકી કાવ્યનો ચમત્કાર ઉત્તરોત્તર વધારતાં જવાને માટે છે. નર્મદે આપણા પ્રાચીન ગુજરાતી કવિઓની પેઠે શિયાળાથી શરૂ કરી ચોમાસે પૂરું કરવું જોઈતું હતું, પણ નર્મદમાં આવી ઝીણવટ નથી જ! આ દૃષ્ટિ પણ નથી!

નર્મદ એ વર્ષાના વર્ણનમાં અલંકારો આપવાની પંડિતાઈ ભૂલી જાય છે અને

ઘડિ ઘડિ તડકો ને છાંયડો ફેરવાયે

એ લાંબું સળંગ વર્ણન આપે છે જે તેના ઉત્તમ કાવ્ય તરીકે તો ન મૂકી શકીએ પણ એ પાઠ્યપુસ્તકોમાં મુકાયું છે અને એટલું તો એ સરું છે. અને તેની પછી બીજો ખંડ શરૂ થાય છે જેની પહેલી બે પંક્તિ આ છેઃ

જો જો બ્હેની, પૃથિવિ ૫ર આ મેહુલે મ્હેર કીધી,
હું માંદીની, ખબર કંઈ એ, નાવલે નાજ લીધી.

કાવ્યમાં અલંકાર ન હોય, કોઈ અલૌકિક લાગણી ન હોય, પણ માત્ર પ્રસાદથી, પણ કાવ્ય થઈ શકે છે તેનો આ દાખલો છે.* નર્મદમાં આવી

* સદ્‌ગત રમણભાઇ. કૃત્રિમ વાક્ય રચનાના નમૂના તરીકે આ લીટીઓ ઉતારે છે (કવિતા અને સાહિત્ય વૉ. ૧. પૃ. ૬૬). મને એવું નથી લાગતું.

પંક્તિઓ ,, ઘણીજ ,થોડી આવે છે. પણ આવે છે ત્યાં તે સારી અસર કરી જાય છે. આ કાવ્ય પણ આ બે લીટીઓ પછી પાછું જોસ્સાના વર્ણનની અસલ રીત ઉપર ચડી જાય છે. શરદના વર્ણનના :

જોજો મિત્ર તું પૂર્વમાં શુભ કંઈ પીળું ઘણું લાલ તે,

એ પંક્તિથી શરૂ થતા શાર્દૂલવિક્રીડિત શ્લોકો પણ ઠીક છે. પણ એ ખંડ આગળ જતાં અશ્લીલતામાંથી પસાર થઈ છેવટે

લ્હાવો લેઇશ કે દિ રે અધરણી કેરો વળી જંનમાં,

કૃતાર્થઇશ હું કે દિ પુત્ર જણિને, સંતોષથી મંનમાં.

જેવી અતિ પ્રાકૃત પંક્તિઓથી પૂરો થાય છે. નર્મદમાં ઘણી જગાએ આવી રીતે ઉન્નત કલ્પના એકદમ નીચે ઉતરી જાય છે અને નર્મદને તે પહેલાં કાવ્ય બંધ કરતાં, કે કાવ્ય કરીને નકામી પંક્તિઓ કે કડીઓ વીણી કાઢતાં આવડતી નથી. એ દૃષ્ટિ પણ એનામાં નથી.

નદિનાં સરનાં નિર થીર રહ્યાં, મળથી છુટિ આરસ શુદ્ધ થયાં;

સઘળે સ્થિરતાજ સફાઈ થઈ, પણ જેવિ હું તો હતિ તેવિ રહી.

આ આખો ખંડ, આખા કાવ્યમાં સૌથી નિર્દોષ કહી શકાય.

કાવ્યને અંતે વસંત ઋતુમાં કવિ નાયિકા પાસે આત્મહત્યાનો પ્રયત્ન કરાવે છે. કવિને એમ લાગણીનો અતિશય બનાવવાનો શોખ છે. અને ત્યાં તેનો પતિ ઓચિંતો આવી ચડે છે, ને બન્નેનું મિલન થાય છે. આ કાવ્ય લખવામાં કવિનો એક ઉદ્દેશ ગુજરાતીઓને રસિક કરવાનો પણ છે અને તેથી નાયક નાયિકાના મેળાપ પછી એક રસિક દંપતી દિવસ કેમ ગાળે તે બતાવવા તેમની દિનચર્યા–કામસૂત્રમાં વાત્સ્યાયન એક નાગરિકની દિનચર્યા આપે છે તેમ–આપે છે. વચમાં પણ ગુજરાતીઓની રસિકતા ઉપર એક જગાએ ટિપ્પણમાં ટીકા કરી છે : " અફસોસની વાત છે કે ગુજરાતીઓમાં ઐરાં બાહાર જાય છે તાહારે સજ્જ્ગરાય છે ને ઘરમાં નાહરાં લુગડાં પેહેરે છ " વગેરે.

કાવ્યને અંતે એ દંપતી સાંબસ્તુતિ કરે છે અને છેવટે આ આખા કાવ્યના સારરૂપ નીતિ આપી છે–કદાચ એમ બતાવવા માટે કે કાવ્ય લોકોને નીતિમાન કરવાને માટે લખેલું છે. નીતિના બે દોહરા છે :

સિંહણ ભુખથી જો મરે, તોય ઘાસ નવ ખાય;
પતિવ્રતા મદને મરે, પર પાસે નવ જાય.
મેઘ વીજ વાયૂ થકી, ડોલે નહિ ગિરિરાય;
આધિવ્યાધિઉપાધિથી, વ્રતાળિ ચળિત ન થાય.

દરેક દોહરો એક એક સુભાષિત મુક્તક છે.

લઘુઋતુવર્ણન વિશે કંઈ ખાસ લખવા જેવું જણાતું નથી.

ચંદા શબ્દ જે નર્મદે આપણી ભાષામાં (અંગ્રેજી નારી જાતિના moon શબ્દની સૂચનાથી કદાચ) પ્રથમ જ યોજેલો છે તે આ કાવ્યમાં પ્રથમ આવે છે. (જો કે તે શબ્દ ઉપરની લાંબી ટીપ અન્યત્ર પૃ. ૨૦૧મે આપેલી છે.) અને આ કાવ્યમાં નર્મદ પોતાનો જાત અનુભવ કેવી લાક્ષણિક રીતે મૂકે છે તે જોવાનું એક સ્થળ આવે છે તે જોતા જઈએ. મારી હકીકત પૃ. ૫૮મે કવિ ભાવનગરમાં એક મુસલમાન વેશ્યાનું ગાણું સાંભળવા ગએલા તેનું વર્ણન ટીપમાં કરે છે: "તે વેળા તે બાઈની સુરતની કુદરત ઉપર હું મોહિત થયો હતો–પાસે મુકેલા બે દીવાની ઝાંખી જોત, પેલીનો ગોરો ચ્હેરો, છુટા બાલ, સતાર ઉપર રમી રહેલી આંગળી, ડાબા પગના તાલનો ઠેકો, મસ્તીથી કમર ઉપરનાં* આખા શરીરના ભાગનું ઝોકવું ને પાછું ટટ્ટાર થવું, ગોરાં* કપાળ ઉપર પરસેવાનાં ઝીણાં બુંદો અને આંખ ઉપર મસ્તીથી થતી લ્હેજતનો ભાર, એ સઘળાનું ચિત્ર હજી મારી આંખ આગળ રમી રહ્યું છે–એ પ્રસંગનું સ્મરણ રાખવાને મેં મારાં* ઋતુવર્ણનમાં બે લીટી લખી છે–"છૂટે નિમાળે પગતાલ મારી,

---

* નર્મદાશંકર સર્વત્ર ઉકારાન્ત નાન્યતર જાતિના નામનાં એકવચનનાં રૂપોમાં પણ અનુસ્વાર વાપરે છે. નર્મવ્યાકરણ પૃ. ૨૮મે તે લખે છે: "નપુંસક લિંગના ઉકારાન્ત શબ્દને વિભક્તિ લગાડતાં એકવચન અને અનેકવચન બન્નેમાં અનુસ્વાર હોવું. છોકરાંને, છોકરાંઓને. (કેટલાક જણ એકવચનમાં અનુસ્વાર નથી રાખતા પણ એ ખોટું)" સાંભળ્યું છે કે સુરત તરફ અત્યારે પણ એકવચનમાં અનુસ્વાર બોલાય છે.

હાથે વગાડી ન સિતાર સારી!" આ ફકરો નર્મદના ગદ્યનો પણ સુંદર નમૂનો નથી ?

આ પછી હું નર્મદની પ્રેમ સંબંધી કવિતા લઉં છું. નર્મકવિતામાં બે જુદી જુદી જગાએ પ્રેમ સંબંધી કવિતાઓ સંગ્રહાઈ છે. પહેલા વિભાગમાં પૃ. ૧૬૬થી ૧૮૨ પ્રીતિ સંબંધી કવિતાઓ છે અને બીજા વિભાગમાં આખો છઠ્ઠો ખંડ પૃ. ૬૫૭થી ૭૪૪ પ્રીતિ સંબંધી કવિતાનો છે. મેં આગળ કહ્યું તેમ આ વિભાગોને જુદા પાડવાનું કોઈ કારણ મને જણાતું નથી. અને તેથી બન્ને વિભાગોની હું ભળી સમાલોચના કરીશ. નર્મકવિતામાં જેમ જેમ આગળ જતા જઈએ છીએ તેમ તેમ કાવ્યની ઉપર ટિપ્પણરૂપે ઓછું ઓછું કહેલું મળે છે અને એ રીતે આ કાવ્યો ઉપર ઘણાં ઓછાં ટિપ્પણો છે. એટલે કવિ સંબંધી અંગત માહિતી કે આ કાવ્યના પ્રસંગો વિશે ખાસ કંઈ હકીકત મળતી નથી. 'મારી હકીકત'માં પૃ ૭૭મે કવિ લખે છે: "મે મહિનાથી મેં પ્રીતિવિયોગનાં દુઃખથી રીબાવા માંડયું ને એ દુઃખમાં મેં ઘણીએક કવિતા કરી" અને એ હું ધારું છું પહેલા વિભાગની કવિતા વિશે ઉલ્લેખ છે. આ ઉલ્લેખ ૧૮૬૨નો છે. તે સિવાય નર્મગદ્યમાં આ કવિતાઓમાં ક્યાંઈ કવિએ તારીખ આપેલી નથી.

પણ કવિ વિશે અંગત માહિતી ન મળે તોપણ તેમના જીવન ઉપરથી એટલું જણાય છે કે તેમનામાં સ્ત્રીજાતિ તરફનું કુતૂહલ કદાચ સામાન્યથી વિશેષ હતું અને સ્ત્રીની તેમના મન ઉપર અસર પણ ઊંડી થતી. તેઓ સ્વભાવે શરમાળ હતા પણ સોળમે વરસે કવિ લખે છે "મને બૈરાંની ગંધ આવવા માંડી...બૈરાંઓ ગમે તેમ વાતો કરતાં હતાં તે મેં છાનાંમાનાં સાંભળવા માંડી. કોઈ બ્રધરી પોતાની મેળે મને બોલાવે તો હું બોલું એવી ઇચ્છા થતી." ટૂંકમાં નવલરામભાઈના કવિજીવન ઉપરથી અને કવિએ કહેલી હકીકત ઉપરથી એટલું જણાય છે કે કવિ સ્ત્રી તરફના આકર્ષણ ઉપર સંયમ ન રાખી શકતા, અને તેમને અનેક સ્ત્રીઓ તરફ આકર્ષણ થયેલું; — તે બધીની સાથે કવિને અનીતિમય સંબંધ હતો એવું અહીં વક્તવ્ય નથી, એ અહીં પ્રસ્તુત નથી, અને એવું માનવાને કારણ નથી. પણ કવિનાં અનેક કાવ્યોમાંથી

એટલું નિષ્પન્ન થાય છે કે કવિને અનેક સ્ત્રીઓ સાથે પ્રેમવ્યવહાર હતો. અને એમ પણ જણાય છે કે આ વિલક્ષણ અનુભવો તેમનાં કાવ્યોનું એક પ્રબળ પ્રેરકબળ છે. કવિ પોતે કહે છે:

સ્ત્રી કવિતા ગાયન વિના, મને ન ભાવે કાંઈ;
આ જગમાં ત્રણ મોહિની, અનુપમ રત્ન સુહાઈ. (પૃ. ૮૧૩)

આ કાવ્યોમાં પણ નર્મદાશંકરની અપરુચિ, અશ્લીલતાનો અવિવેક વગેરે ઘણી જગાએ દેખા દે છે; પણ છતાં આ કાવ્યોમાં નર્મદાશંકરની લાક્ષણિકતા વધારે પ્રગટ થાય છે. પહેલા વિભાગમાં એક જ કાવ્ય 'પ્રેમનીશો' ગરબી છે બાકી ૨૦૦ દોહરા જુદાજુદા વિષયો ઉપર લખેલા છે. તે જોતાં જણાય છે કે કવિને દોહરાની હથોટી સારી છે. તેમનો દોહરો પ્રવાહી છે અને લાંબું સળંગ વર્ણન કવિ તેમાં કરી શકે છે. કવિનો "લઘુહિતોપદેશ" પણ લગભગ દોહરામાંજ લખાયો છે અને તે પણ પ્રવાહબદ્ધ ચાલે છે. આ દોહરા ખંડોમાંથી પહેલા વિભાગનો છેલ્લો સ્નેહખંડ આપણે આખો જોઈશું. પૃ. ૧૮૧–૧૮૨.

## સ્નેહ.

સજન નેહ જો બાંધવો, બાંધ જોઈને જાત;
થાય ન પસ્તાવો કદી, સુખ રહે દિન રાત. ૧
સજન નેહ નીભાવવો, ઘણો દોહલો યાર;
તરવો સાગર હોડકે, સુવૂં શસ્ત્ર પર ધાર. ૨
સજન નેહ ત્યાં ભેદ શો, ભેદ તહાં શો નેહ;
ભેદ તહાં તો છેદ છે, મર્મ ઊંઘડી રેહ. ૩
સજન નેહ કરવા ઘણા, સુખમાં મળે અનેક;
દુઃખમાં ના છોડે અને, સ્હોડ દિયે કો એક. ૪
સજન નેહ કરવો ભલો, ભુંડો તેહનો છેહ;
નિર્દોષી જિવતો મુઓ, ગાંડો થઈ તે રેહ. ૫
સજન નેહ તો દેહને, અર્પી પામે નાશ;
સુકેડ પેરે આપતો, કપાય તોપણ વાસ. ૬

સજન-નેહમાં દુઃખ પણ, એ દુઃખ ઉત્તમ સૂખ;
મરે દુઃખમાં અંધિ પણ, કરે કોદિ નવ ચૂક. ૭
સજન નેહ નાણે નહીં, કરે નેહની વાત;
નિંદે જન જે નેહને, જાણુ પાપિ કમજાત. ૮
સજન નેહ શો શઠ કને, સુખ દુઃખ ઊર સભાવ;
રાખે કૂવો છાંયને, પોતામાં એ ભાવ. ૯
સજન નેહ તો આદ છે, નેહ થકી સંસાર;
નેહ દેહ શોભાવતો, નેહ ઉતારે પાર. ૧૦
સજન નેહ ઊંચો કરે, પડેલને તો સ્હેજ;
નેહતણા અમીથકી, આવે મ્હોડે તેજ. ૧૧
સજન નેહ અમૃત ખરું, મુંવું સજીવન થાય;
પણ સંસ્કારિ ન હોય તો, જંન મરી ઝટ જાય. ૧૨
સજન નેહનાં નીરમાં, જ્ઞાનીથી જ તરાય;
ઉતાવળો શઠ મૂર્ખ તે, તણાઇ ડુબી જાય. ૧૩
સજન નેહ શીતળ ઝરો, પણ કાચાને ચેહ;
જ્ઞાનિ, નેહમદઝરણુનાં, રમણે રંગી રેહ. ૧૪
સજન નેહ સંસ્કારિને, શુદ્ધ થયેલો હોય;
ખરે નર્મદા નેહમાં, મુક્તિ પદારથ જોય. ૧૫

સ્નેહ પતિતને પાવન કરે છે અને મુક્તિ પણ એ જ આપે છે એ નર્મદનો ગંભીર અભિપ્રાય છે અતિશયોક્તિ નથી. પૃ. ૧૬૭મે પ્રેમનીશૌર્ય કાવ્યમાં કહે છે:

એમ કરતાં કદી જો બને રે, કહું છું સાચું.
પ્રેમી જીવડો તે શીવ મોજ, તનડે તાવ ધીકે હો. કહું છું૦

અને તે ઉપર ટીપ લખે છે: (અહીંની સુઘડ પ્રીત ઉપરથી પ્રભુ સાથે પ્રીત બંધાઈને જીવનો શિવ થાય છે.) પૃ. ૬૮૭ ઉપર "પ્રભુ નીત પાજેરે પ્રીનડી", જેમાં કેટલીક સુંદર પંક્તિઓ છે, તેમાં કહે છે:

મને સેહ લાગી છે તુજસું; મારે મંન વસે તું એક,
આંખે દેખું એક તુજને; મુખે ગાઊં તુને એક, પ્રભુ ની૦ ૬
પ્રેમ વિનાનું અહીં કંઈ નથી; જે સમજી ન પીયે તેહ,
ફોગટ જન્મ્યો તે જાણવો; કેમ બાંધું હરીસું નેહ, પ્રભુ ની૦ ૭
પ્રેમ મટોડીની દેહડી; વળી પ્રેમરૂપ આ જીવ,
પ્રેમ જમીને રોજે ટકે; શુદ્ધ પ્રેમથકી બનું શીવ, પ્રભુ ની૦ ૮
સઘળું સમજે છે સાહેબા; સત પ્રેમે રોજ રીબાવ,
માની લઈ નેરે વીનતી; કે લઊં પછિ સતસુખલ્હાવ. પ્રભુ ની૦ ૯

ત્યાં પણ એજ વિચાર આવે છે. હું માનું છું, આ વિચાર આધુનિક છે. ભલે ઉપનિષદમાંથી આ વિચારનું મૂળ શોધી બતાવી શકાય, પણ આપણી આગળનો જમાનો તો સંસારને અને સંસારના સંબંધોને ધર્મમાં અંતરાયભૂત જ માનતો. પતિ પત્નીનો શુદ્ધ પ્રેમ અને માણસ માણસ વચ્ચેનો શુદ્ધ પ્રેમ પરમાત્મા તરફના પ્રેમનું પગથિયું છે એ વિચાર આધુનિક છે. અત્યારે આ સંબંધી ગોવર્ધનરામ, નરસિંહરાવ, મણિલાલ નભુભાઈ, ન્હાનાલાલ કવિએ પુષ્કળ લખેલું છે. અત્યારે આપણા સંસ્કારી સમાજની આ સામાન્ય માન્યતા છે. તેનું મૂળ હું અહીં જોઉં છું અને નર્મદે તે આ ઉમરે, તેના ધર્મસંબંધી પરિવર્તન પહેલાં, લખેલું છે એટલે હું માનું છું પશ્ચિમના વિચારો સુફીસુધી અને ક્રિશ્ચનધર્મની માન્યતાઓના સંપર્કથી એ આવેલ છે–પ્રાચીન ઔપનિષદિક વિચારના પુનરુત્થાનથી નહિ.

નર્મદ પોતે આ વિચારને અસામાન્ય–નવો માનતો જણાય છે. "પ્રેમ ક્રીડા–પ્રીતિનું સુખદુ:ખ" કાવ્યમાં પૃ. ૧૭૨મે તે કહે છે:

દુ:ખ ઘણું રતિસાગરે, તોપણ અંશી ન્હાય;
જેણે એ જાણ્યું નહીં, ફોગટ જાયું જાય. ૧૪
એ અનુભવ પણ ઈશ્વરી, પ્રીત ના જ બંધાય;
એકતરફિ જો હોય તો, જલદી તૂટી જાય. ૧૫
સંઘા કહે છે પાપ બહુ, પ્રીત કરંતાં થાય;
પાપ નથી તે પુણ્ય છે, તપથી સંપાદાય. ૧૬

પ્રીત કસાતી જુલમિ છે, જાણે ક્રૂર કસાઈ;
અતિ કુમળી કસાયા પછી, શુદ્ધ ઈશ્વરી ભાઈ. ૧૮

નર્મદ કહે છે કે સામાન્ય માણસ પ્રીતને પાપ ગણે છે પણ પોતે તેને ઈશ્વરી ગણે છે. નર્મદ વારંવાર પ્રેમીજન માટે અંશી શબ્દ વાપરે છે. તે કદાચ દયારામના "જેહ કોઈ પ્રેમીઅંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે" એ પ્રસિદ્ધ પંક્તિમાંથી લીધેલો હશે. પ્રેમને એ ઈશ્વરાંશ માને છે. પણ દયારામનો પ્રેમ તે તો ઈશ્વરપ્રેમ જ છે. માણસના વ્યક્તિ સાથેના પ્રેમને તે ઈશ્વરાંશ ગણતો હોય એમ જણાતું નથી.

આવાં પ્રશસ્તિકાવ્યોમાં ઘણી જગાએ સળંગ વિચાર આવે છે તો ઘણી જગાએ છુટ્ટાં દોહરામુક્તકો આવે છે. કોઈ કોઈ જગાએ અતિ સામાન્ય કાવ્યમાં પણ સુંદર મુક્તકો મળી આવે છે. પૃ. ૧૬૯મે "પ્યારીની જુદાઈના દરદથી રિબાતા દોસ્તને દિલાસો"નું કાવ્ય છે. તેમાં રસમાં ડૂબેલા મિત્રને પાણીમાં ડૂબેલાનું રૂપક આપેલું છે અને જેમ પાણીમાં ડૂબેલાને જીવતો રાખવા બચાવવાનો હોય તેમ રસમાં ડૂબેલનું વર્ણન કરેલું છે તે મને અરુચિકર લાગે છે. પણ તેમાં બે દોહરા સુંદર છે:

રસદરિયો હરિએ કર્યો, સુખ દુખ માન સમાન;
દુઃખમાં પણ મીઠાસ રે, અંશિ કરે રસપાન. ૧૧

એ રસ પીતાં જે જનો, જો ગભરાયાં જાણ;
દુખિયાં તે હંમેશનાં, નહિં આરો નિરવાણ. ૧૨

ઉપર સ્નેહ સંબંધી કવિના ઉનારી તે પ્રીતિના અનુભવની ઊર્મિનું કાવ્ય નથી પણ સ્નેહની પ્રશસ્તિ છે. આવી પ્રશસ્તિઓ મૈત્રી વિશે પણ થોડી છે. પણ ઘણાં ખરાં જુદી જુદી અનુભવેલી ઊર્મિઓનાં કાવ્યો છે. તેમાં ઘણા વિષયો આપણને તો કાવ્યને ઉચિત પણ ન લાગે. પણ હવે તે તરફ વિશેષ ધ્યાન હું ખેંચીશ નહિ. એક સુંદર ઊર્મિકાવ્ય જોઈએ, જે કદાચ પ્રીતિ સંબંધી કાવ્યોમાં લાક્ષણિક છે. આ કાવ્ય લાવણીમાં છે અને લાવણીને પણ નર્મદના એક પ્રિય અને ફાવી ગયેલા છન્દ તરીકે આપણે ઓળખવી જોઈએ.

ચલો ચલા શુ વાર લગાડો, ચલા પાવા માડા;
ચાંદની આ તો ખૂબ ખીલી રહી, મસ્ત બની લાડો;
અગાસિ સુંદર ચાંદનિ સુખકર, ભરયા જામ રંગે;
રહોડે માશુક ખરું એ મહાસુખ, સતાર છે સંગે;
સમો ન આવે ફરી ફરી આ, ધરો ઉલટ અંગે;
બજાવો ગાઓ મુખડાં નિરખી, તાલ લઈ ચગે./પૃ. ૭૨૫

આ વાંચતાં ઓમાર ખય્યામની પેલી પ્રસિદ્ધ રૂબાયત યાદ આવે છેઃ—

Here with a Loaf of Bread beneath the Bough,
A Flask of Wine, a Book of Verse-and Thou
Beside me singing in the wilderness—
And wilderness is Paradise enow.*

પણ આટલા જ સાદશ્ય ઉપરથી નર્મદે આ પંક્તિઓ ખય્યામ ઉપરથી લીધી એમ ન કહી શકાય. પણ આવું સુંદર કાવ્ય પણ ધીમે ધીમે રસમાં ઓસરતું જાય છે અને છેવટે

જુઓ કાન ઘણાં કરડાય, પરસ્પર પાસે;
જુઓ આંખ ઘણી ઘોળાય પરસ્પર સામે;
જુઓ હાથ ઘણા ચંપાય, પરસ્પર હાંસે;
કરે સતાર તનનન તુંમ, ઘુમે છે નર્મગીત કહાડો. ચાંદની૦

દંપતીની રહસ્ય વાર્તાને માટે "કાન કરડવા" જેવા શબ્દો કહેવા, કેટલી પ્રાકૃત – રસહીન બાની !

આપણે નર્મદનાં અંગત માનસિક પ્રતિબિંબો જેમાં બરાબર ઝિલાયાં હોય તેવાં બે ટૂંકાં કાવ્યો જોઈશું,—એ અંગત છે માટે જ! પહેલું પૃ. ૬૮૫ ઉપરનો સવૈયોઃ

નર્મદ ઘાયલ દર્દિનું દર્દ તે નર્મદ જેવુંજ દર્દિ પિછાને;
નર્મદ સર્જન એવું તે કોક રસે રુઝવે રુઝવી દિલધાને.

---

* અર્થઃ અહીં જંગલમાં કોઇ ઝાડ નીચે એક રોટલાનો ટુકડો, શરાબનું જામ, ગઝલની કિતાબ હોય,—અને તું મારી પાસે બેસીને ગાતી હોય, તો એ જંગલ પણ પૂરતું બહિશ્ત છે.

નર્મદ સો જનમાં કદિ એક રહે વળગ્યું ન ભ્હિએ પડયું શાને;
નર્મદ ભાયમ કહાંથિ મરે વળગી જનને લવને પ્રેમ પાને.

આમાં ગત જાનદિગો દરદી દરદીકી એ પ્રવીણસાગરની પંક્તિની અસર હશે ? અને બીજું પૃ. ૭૦૨ ઉપરનું : "પ્રીતિ તીરે વીધાયાં મંન." એ કાવ્યની ટીપમાં કવિ કહે છે: "જે જે ઇલાજે હું મારું પ્રીતિનું દુઃખ ચોડુંઘણું વિસર્યો છઉં તે તે ત્રણ વરસના અનુભવના એમાં લખ્યા છે." આપણે એ ઇલાજો જોઈએ.

પરતંત્ર હોએ જે કામ તેમાં હાથ ધાલવો;
રહી એકાન્તે નિજ ધામ નહીં કાળ ગાળવો.
રહેવું એકાંતમાં મન થાય, વાંચો દરદી ગ્રંથને;
પછી બીજા જે વંચાય, વાંચો રાખી ખંતને.
મિત્ર પાસ કરો વળી વાત, રડી છાતી ખોલવી;
કથા વૈરાગની નીત રાત, સતી વેળા સાંભળવી.
કરો મુસાફરી ધન હોય, નહિ તો ગામ પાદરે;
જુઓ વન તરુ પર્વત સ્હોય, નદી દરિયો ખરે.
વળી આકાશ ગંભીર માંહે, મેળાવી દો મંનને;
જુઓ પંખી બોલતાં જ્યાંહે, સુણો મીઠાં ગાનને.
જગતો જાણીને નીમ જ એમ, ધીરાં પડો સમજણે;
હોય સરજ્યત તે ટળે કેમ, માટે મૂકો શોકને.
મ્હારી વાત કહું હું નર્મ, વ્હાલા વીનાનો દુઃખી;
ઉભરે કહાડી દિલોના મર્મ, મથું છું થવા સુખી.

આ કાવ્ય નર્મદના માનસવ્યાપાર ઉપર પ્રકાશ નાંખે છે માટે લીધું છે. તે સિવાય,

સલામ રે દિલદાર યારની કબુલ કરજે;
રાખિશ મા દરકાર, સાર સમજી ઉર ધરજે.
ઘણા ઘણા લઈ ધાવ તનથી ખૂબ તપાવ્યાં;
નદીં ભોગ પર ભાવ, નાવમાં નીર ભરાયાં. પૃ. ૭૩૩

એ આખું રોલાવૃત્ત કાવ્ય પણ સુંદર છે. કવિને સંપૂર્ણ પ્રભુત્વ ત્રણ છંદો ઉપર છે, દોહરો, લાવણી અને રોલાવૃત્ત. આ રોલાવૃત્ત પણ સળંગ અસ્ખલિત પ્રવાહે ચાલ્યું જાય છે. નહિતર તેનું આ રૂપ સહેલું નથી. એક કડીમાં વચમાં ચાર અને અંતમાં બે પ્રાસો આવે છે. નર્મદ પ્રાસ મેળવવામાં કંઈ બહુ કુશલ નથી છતાં તેનાં રોલાકાવ્યો સર્વત્ર પ્રવાહી ધોધબંધ વહેતાં ચાલે છે. "હિંદુઓની પડતી"નું આખું કાવ્ય રોલાવૃત્તમાં છે, જો કે તેમાં અહીં આવતા મધ્યના ચાર પ્રાસો જે શોભાના છે તે રાખ્યા નથી.

પ્રીતિનાં કાવ્યોમાંથી ગુજરાતી કવિતાના ઉત્તમ નમૂનામાં મૂકી શકીએ તેવાં થોડાં જ કાવ્યો નીકળે. કદાચ ઉપર સ્પર્શ કર્યો તેથી વધારે ન નીકળે અને ઉપર બતાવ્યાં છે તે બધાં જ ઉત્તમ સંગ્રહ લાયક નથી. પણ આ કાવ્યોમાં એવું ઘણું છે જેણે આપણી કવિતા ઉપર કાયમી અસર કરેલી છે. "નર્મદ આખરે જૂદાઈ જ" એ વાક્ય જે નર્મદના ફોટા નીચે મુકાયાથી ઘણું પ્રસિદ્ધ થયું છે તે

નર્મદ આખરે જૂદાઈ જ, કહાં તે અને તૂં અરે;
હાય કેમ કરી રહેવાય, દહાડા કેમ જાય રે.

એ કાવ્યમાં આવે છે. (પૃ. ૭૦૧). પણ તે આખા કાવ્યમાં એ માત્ર પહેલી પંક્તિ જ સારી છે બાકી કાવ્યમાં કશો ચમત્કાર નથી. કવિના ખાસ શબ્દો, પ્રેમશૌર્ય, પ્રેમભક્તિ, જે કવિના સ્વભાવના પ્રતીકરૂપ મિતાક્ષરી મન્ત્રો છે તે પ્રેમકાવ્યોમાં જ આવે છેઃ—બન્ને 'પ્રેમભક્તિ' કાવ્યમાં પૃ. ૧૮૧ મેઃ

પ્રેમશૌર્ય એ ગૂણ વણ, કદી ન સુધરે કાજ. ૧૯

પ્રેમશૌર્યના લાભ તો હિંદુ ન સમજે હાલ;
દેશતણૂં હિત ક્યમ કરે, અનીતિથી બેહાલ. ૨૦

× × ×

પ્રેમભક્તિથી ઐક્ય ને, ઐક્ય થકી જય થાય;
ભણી ગણીને સાધિયે, તો ત્રૂઠે જગરાય. ૨૪

અને આ છેલ્લી પંક્તિમાં આવતા 'ભણી ગણી' શબ્દો કવિને એટલા મહત્ત્વના લાગ્યા કે "શૂરવીરનાં લક્ષણો"ના આખા વિભાગમાં અંતે આ શબ્દો ન હોય એવું ભાગ્યે જ કોઈ કાવ્ય હશે!

પણ આવા શબ્દોનો વારસો એ જ તેની કાયમી અસર નથી. એની કાયમી અસર એ છે કે તેણે નવા પ્રકારનાં ઊર્મિકાવ્યોનું પ્રસ્થાન કર્યું. અત્યાર સુધી ગુજરાતીમાં આત્મલક્ષી પ્રેમોર્મિકાવ્યો નહોતાં; હિંદના આખા સાહિત્યમાં નહોતાં એ વક્તવ્ય નથી. ભામિનીવિલાસ સ્પષ્ટ રીતે એવું કાવ્ય છે અને સંસ્કૃત સુભાષિતોમાં સંખ્યાબંધ જ્ઞાત અજ્ઞાત કવિઓનાં આવાં કાવ્યો છે. પણ તેની પરંપરા ગુજરાતીમાં નહોતી. ઊર્મિકાવ્યો ગુજરાતીમાં હતાં. પ્રેમાનન્દનું "મારું માણેકડું ખોવાયું રે શામળિયા" એ સુંદર ઊર્મિકાવ્ય છે. પણ તે પરલક્ષી છે. આત્મલક્ષી કાવ્યો જ નહોતાં એમ વક્તવ્ય નથી; નરસિંહ મહેતાનાં ઘણાં ભજનો અને મીરાં વગેરે બીજાનાં ઘણાં ભજનો આત્મલક્ષી ઊર્મિકાવ્યો છે પણ તે ભક્તિનાં જ. ભક્તિ પ્રેમલક્ષણા થઈ ત્યારે લગભગ આત્મલક્ષી પ્રેમોર્મિકાવ્યો રચાયાં પણ તેમાં પણ ભક્તિ તો રહી જ. આધુનિક કાવ્યનું એક મહાન લક્ષણ એ કાવ્ય સાંકડા સંપ્રદાયોન્મુખ હતું તે મટીને વ્યવહારોન્મુખ થયું. અને એનું જ એક સ્વરૂપ એ કે આત્મલક્ષી પ્રેમલક્ષણા ભક્તિના ઊર્મિ કાવ્યે, ભક્તિ છોડી સાંસારિક પ્રેમની ઊર્મિને પણ વિષય કર્યો. આ નવી દિશાનો પ્રથમ પ્રસ્થાનકાર નર્મદ. તેણે પોતાના જ પ્રેમાનુભવનાં ગીતો ગાવા માંડ્યાં. અને તે સાથે જૂનાં બંધનો તૂટતાં, ગમે તે (માત્ર પ્રેમની જ નહિ) પ્રકારની ઊર્મિને આત્મલક્ષી કાવ્યમાં પ્રગટ થવાનો માર્ગ મળ્યો. નર્મદ પોતે આ પ્રકારનાં બહુ ઉત્તમ કાવ્યો ન લખી શક્યો પણ તેણે કાવ્યને માટે માર્ગ ખુલ્લો કરી આપ્યો.

હવે હું નર્મદનાં પ્રકૃતિકાવ્યો ઉપર આવું છું. આ કાવ્યો નર્મકવિતામાં જુદી જુદી જગાએ વેરાયેલાં છે. પ્રથમ ગુચ્છ, વનવર્ણન અને પ્રવાસવર્ણનનો પૃ. ૧૯૩થી ૨૧૭ સુધીમાં છે. બીજો ગુચ્છ બીજા વિભાગનો છઠ્ઠો ખંડ છે: "ગ્રામ અને સૃષ્ટિસૌંદર્ય સંબંધી." આમાં પણ પાછલા ખંડમાં બહુ સાલો આપી નથી. પણ વનવર્ણનની નીચેની ટીપ

ઉપરથી જણાય છે કે તે 'આગસ્ટ ૧૮૬૨'માં લખાયેલું. પ્રવાસવર્ણન એ જ સાલનું છે. નર્મદ 'મારી હકીકત' પૃ. ૫૯મે લખે છે કે ડભોઈની મુસાફરીની યાદદાસ 'વડનું ઝાડ' એ કવિતામાં છેલ્લી ૧૦ લીટીમાં રહી છે. પ્રસિદ્ધ નર્મકવિતામાં આવા મથાળાની કોઈ કવિતા નથી. પણ આ પ્રકારની બધી કવિતા જોતાં પૃ. ૭૪૫ ઉપર શિખરિણીવૃત્તની કવિતા એ જ એ પ્રવાસની જણાય છે. આ પ્રવાસ નર્મદે ૧૮૫૯માં કરેલો પણ આ કાવ્ય તો પ્રવાસની 'યાદદાસ' છે એટલે કાવ્ય ૧૮૫૯ પછી ક્યારે કર્યું તે કહી શકાતું નથી. પૃ. ૭૪૬ ઉપરની ગરબી "સાંજની શોભા તે રળિયામણી" ટકારમાં લખેલી એટલે 'મારી હકીકત' ઉપરથી તેની ૧૮૬૪ની સાલ મૂકી શકાય. પૃ. ૭૫૩મા ઉપર ૧૮૬૬ની સાલ છે તે આ ગુચ્છની છેલામાં છેલી છે. આ બે ગુચ્છો સિવાય જુદાં જુદાં મથાળાંથી પણ સૃષ્ટિસૌન્દર્યને લગતાં કાવ્યો છે. જેમકે "ચોપાટીની ટેકરી પરથી જોયલો દેખાવ." પૃ. ૪૧૯.

પ્રીતિકાવ્યો પછી પ્રકૃતિસૌન્દર્યનાં કાવ્યો લેવામાં એક ઔચિત્ય છે કે, હું ઉપર કહી ગયો તેમ, નર્મદ પ્રીતિજન્ય પીડામાંથી બચવા પ્રકૃતિનું દર્શન અને પ્રકૃતિમાં ચિંતન કરવા પ્રેરાતો. પણ ખરું કહીએ તે નર્મદ સ્વભાવથી જ દર્દી હતો. તેના દર્દનું કારણ માત્ર તેની સ્ત્રીઓ સાથેના પ્રીતિમાં થતા વિયોગો, શંકાઓ, સાચી કે માની લીધેલ બેવફાઈએ એટલું જ નહોતું પણ જગતના અન્યાયો જુઠ્ઠાઈ વગેરે પણ હતું. તે અન્યાયો પોતા તરફના હોય કે કોઈ બીજી વ્યક્તિ તરફના હોય પણ તેના સૂક્ષ્મવેદી હૃદયને તેનું સરખું જ દુઃખ થતું. અને સર્વ દુઃખોમાંથી બચવા, તેને ભૂલવા, તે કુદરત અને કવિતા તરફ વળતો. વનવર્ણન નાચેન ટીપમાં તે કહે છે. "બે વચનીપણાં–બેવફાઈનાં જખમથી હું રાત દહાડે એટલો રીબાતો હતો કે, જોકે દર્દી ગ્રન્થો વાંચવામાં, નાટક જોવામાં ગાનતાન સાંભળવામાં, મિત્રોને મળવામાં ઘણો કાળ ગાળતો, તોપણ એકલો પડતો કે પાછો "મ્હેલ કરવત મોચીના મોચી" – એ હાલતમ આવી રહેતો–ગઈ વસ્તુના શોકથી નહી, પણ સાચને આંચ કેમ લાગે છ ને ઈશ્વર પણ સાચને આચ કેમ લાગવા દે છ અને અપરાધીને અહં

શિક્ષા કેમ નથી કરતો–એ વિચારોથી હું ઘણો જ ખિન્ન રેહેતો–મને ઘરમાં રેહેવું કે કોઈને મળવું ગમતું નહીં. મેં મહાલક્ષ્મી, વાલકેશ્વર, કુલાબા, પરેલ, વગેરે મુંબઈનાં દૂરનાં એકાંત ઠેકાણાંમાં, અને બ્હાર ગામડાઓમાં ફરવા માંડ્યું. હું ભર ચોમાસાંમાં એ ડુંગરો પર જઈ જઈને બેસતો, ને એ રીતે મને સૃષ્ટિસૌન્દર્યમાં જરા વિશ્રામ મળવા લાગ્યો." અને આ વાત એણે કવિતામાં પણ કહી છે.

મૈત્રી મારે કુદરત તણી, સેણાદેણી મારે ઘણી;
કુદરત મારી છે માશૂક એથી પૂરું પામું સૂખ. ૪૪
બહુ ગભરાણો દુનિયાં થકી, એકાંતે જઈ બેસું નકી;
કુદરત કેરા કરું વિચાર, વિસરી જઉં દુઃખને ચાર. ૪૫

નર્મ ટેકરી અને તે પર કરેલા વિચારોમાંના કેટલાક. પૃ. ૨૭૨.

તે સાથે એ પણ જણાય છે કે, સૃષ્ટિસૌન્દર્યમાં તેને કોઈ અનુપમ આનંદ આવતો. ઉપરની નોંધમાં તે આગળ લખે છે. "હું એકાન્તમાં કુદરતના વિચારમાં બેસતો ત્યારે મને લાગતું કે, હું સૃષ્ટિસૌન્દર્યના આનંદમાં તરું છઉં–એ આનંદમાં મેં વનવર્ણન રચ્યું છે. (આગસ્ટ ૧૮૬૨)"

પ્રવાસ વર્ણનની ટીપમાં લખે છે: "ખરેખર એ મહિનામાં હું સૃષ્ટિસૌન્દર્યરૂપી બ્રહ્મમાં લીન હતો — ઝાડ કે પાહાડ, કે નદી કે નાળું, પશુ કે પક્ષી, રે ખરડાયલું તરણું દેખતો કે આનંદ થતો ને ઉપરાઉપરી એવો આનંદ થયાં કરતો તેથી હું આનંદમય થઈ ગયો હતો."

આ અપૂર્વ આનંદ, જેને નર્મદ બ્રહ્માનુભવ કહે છે તેનું તેના કાવ્યમાં વારંવાર વર્ણન આવે છે.

જોતાં નિચે ડુંગરની અહીંથી, ઝાઝો થયો હું મનમાંહિ રંગી;
આહા શું શોભા વરણી શકું રે. જોતાં થયો સ્તબ્ધ જ છેક હું રે. ૯
ઝાડોતણા તો ઘટ ઝૂમખાઓ, ઘેરો લિલો છે બહુ રંગ જેનો;
કો કો જગાએ નવું ઘાસ ઉગ્યું. રંગે દિસંતું ખુલતું જ લીલું. ૧૦
વાંસો અને જંગલિ આંબવૃક્ષો, જોતાં મને રે ઉપજ્યો બહુ મો;
દેખાયું ટાંકી સરખું તળાવ, મોટું ઘણું જે જિવતું મનાય. ૧૧

આધે દિઠાં ત્ર્યંબક છાપરાંઓ, ઊતેર જેના જુજ ઝાંડવાંઓ;
દેખાવ તેથી ખુશિ આપતો છે, નાના પ્રકારે ગિરિ શોભતો છે. ૧૨
ચોપાસ સંધૂં સુનકાર લાગે, વચ્ચે ઝરાના મૃદુ શબ્દ થાએ;
લ્હેરો વળી વાયુની મંદ આવે, જોઈ રુડો ડુંગર પૂર્ણ ભાવે. ૧૩
જોતાં નવું વિસ્મય મંન પામે, ગંભીરતાથી ભય ભારિ જામે;
આનંદ તોએ પછિ વ્યાપિ રેહે, એવો ચમત્કારિક પ્હાડ છે એ. ૧૪
સંસાર સંધો વિસરી જવાએ, પાપી પ્રપંચો મનમાંથિ જાએ;
લીલા પિતાં હું નથિરે ધરાતો, એવો તપસ્વી ગિરિ છે જ આતો. ૧૫
એ સર્વ જોતાં ચિતતો સમાયૂં, વિશ્વેશમાં ને બિજૂં કૈં ન ભાવ્યૂં;
આનંદમાં નર્મદ છેક ડૂબ્યો, એવો દિઠો બ્રહ્મગિરી જ ઊભો. ૧૬

બન્ધુઓ! આપણી ભારતીએ અહીં જાણે કોઈ નવો જ ભાવ વર્ણવ્યો એમ નથી લાગતું! જાણે કોઈ નવો જ વિજયપ્રવાસ શરૂ કર્યો, જાણે કોઈ નવું જ સૌંદર્યશિખર સર કરવા પ્રયાન કર્યું! નર્મદે અનેક ભૂલો કરી છે પણ તે બધી ભૂલોનું એક કારણ આ નવીન-અપૂર્વ માર્ગ આપણી કવિતાને કરી આપવાના ઉધામા એ છે. ખરા પ્રકૃતિકાવ્યનું આપણને અહીં પહેલું દર્શન થાય છે!

ઋતુવર્ણન વિશે બોલતાં મેં કહેલું કે અમુક શૈલી અને અલંકારોના અત્યાગ્રહથી નર્મદની વિશેષ શક્તિ તે કાવ્યમાં દેખાતી નથી. અહીં એ કશાનો આગ્રહ નથી. કવિને મનમાં આવે છે તે અને તે જ તે કહે છે. અને તેમાં એક બીજી વિશેષતા પણ જણાય છે. ઘણા સંસ્કૃત કવિઓએ પ્રકૃતિવર્ણનો કર્યાં છે. પણ તેમાં ઘણાખરા કવિઓમાં જાણે કુદરતનું વર્ણન કરવા કરતાં પોતાની અલંકારશક્તિ બતાવવાને જ કાવ્યો લખ્યાં હોય તેવું જણાય છે. કુદરતમાં તેમને શું સુંદર લાગ્યું છે એ તેમની પાસે પ્રશ્ન નથી પણ કુદરતના ક્યા અંગને માટે તેમને અલંકાર જડી આવે છે એ તેમનો મુખ્ય પ્રશ્ન હોય છે. પરિણામે તેમનાં કાવ્યોમાંથી અલંકાર મળે છે, કુદરતનું સૌંદર્ય અનુભવાતું નથી કુદરતનું દૃશ્ય નજરે ખડું થતું નથી, અને કુદરતનું વર્ણન પણ જાણે તૂટક થઈ જાય છે.

નર્મદાશંકર ઋતુવર્ણનની આલંકારિક શૈલી છોડે છે પછી કુદરતના વિશાળ પટોનું વર્ણન કરી શકે છે. તેનું વર્ણન સળંગ બને છે. 'વનવર્ણન' 'ચોમાસામાં' અને 'કબીરવડ' આ પ્રકારના પ્રસિદ્ધ દાખલા છે, પણ, ભલે કદાચ ઓછો કવિત્વવાળો પણ હજી પૂરતો ધ્યાનમાં નહિ આવેલો અને મારા વક્તવ્યને સ્ફુટ કરનારો એક બીજો દાખલો લઉં છું:

## ચોપાટીની ટેકરી પરથી જોયલો દેખાવ.

(દોહરા)

સ્હડિને ઊંચે બેસતાં, વદતાં મ્હોડે હાસ!
પામ્યો હું આનંદ બહુ, જોતાં ચારે પાસ. ૧
ખાડીના ઘોડા સહૂ, ઘુ ઘુ ઘૂ કરતા જેહ;
એકક પાછળ ચાલતા, લાંબી હારે તેહ. ૨
કાંહા ભણિ તેઓ ધસે, ઘણી ઝડપથી તોય;
ઊંચેથી ગંભીર બહુ, ધીમે પગલે સ્હોય. ૩
ચાલી નિજ પાછળ કરે, રુડા શેરડા શ્વેત;
ધૂમકેતુની પૂછડી, રૂપા કારે ચેત. ૪
વાદળથી ઢંકાયલૂં, ઝાંખૂં બહુ આકાશ;
ચંડો વાયુ આવનો, જરા જરા લઇ વાસ. ૫
ધોળા કઠિણ વાંકડો, કોટ કુલાઓ ઠેઠ;
ધમારતો પથ્થર ચુને, શોભે છે સહુ શ્રેષ્ઠ. ૬
ડાબિ પાસ દુર જોઉં તો, ખીચોખીચ દેખાય;
તાડ ખજૂરી મ્હાડ ને, ઝાડ બિજાં સોહાય. ૭
પેલિ પાસ એની વળી, ઊંચાં ઘરો જણાય;
ટેકરિયો ભૂરી ઘણી, ધાડિ હવાએ થાય. ૮

× ×

દરિયાનૂં ઘૂઘૂ થવું, ઘંટીનં ધમધમ;
વાયુનં ફરફર થવું, વસ્તીનું ધમધંમ. ૧૨

એ સહુ દુરના નાદ તે, વિમા પડી ભેળાય;
મધુરા લાગે કાનને, તે તે કશમ વરણાય. ૧૩

કાક શબ્દ પણ લાગતો, મધુરો કાને યાર;
મઝો ઘણી એકાન્તમાં, દુગધા નહીં લગાર. ૧૪

કુદરત ને કુદરત તણા, કરતાતણા વિચાર;
સ્હેજ વસે છે મનમાં, ચમત્કાર છે સાર. ૧૫

અને છેવટની એક કડી પણ વાંચું કે?

ઘણી જગોએ મેં લખ્યા, એવા બહૂ વિચાર;
માટે તેના તે ફરી, નથિ લખતો આ ઠાર. ૧૬

પૃ. ૪૧૯–૨૦

એ પણ કવિતામાં! ઠીક. પણ આપ આ કાવ્યમાં સ્પષ્ટ જોઈ શકશો કે નર્મદ કોઇ અલંકાર ખાતર વર્ણન નથી કરતો. જેમણે ચોપાટી જોઇ હશે તે કહી શકશે કે આ ચોપાટીનું આબેહૂબ વર્ણન છે. આપણા જૂના કવિઓ પ્રચલિત અર્થમાં પ્રકૃતિવર્ણન ન લખતા. પણ તેઓ શહેરોનાં વર્ણનો ગદ્યપદ્યમાં કરતા. અમદાવાદનું વર્ણન એક ફારસી કવિએ કરેલું છે: હું પ્રશસ્તિની વાત નથી કરતો, પણ શહેરનાં દૃશ્યોનાં વર્ણનોની વાત કરું છું. એ કાવ્યપ્રવાહ નર્મદમાં થોડો ઘણો પણ છે ખરો. શહેર અને પ્રકૃતિ બન્નેનું મિશ્ર દૃશ્ય તેને શબ્દથી દોરવું ગમે છે. અત્યારે આપણામાંથી આવા કાવ્યો કરવાની પદ્ધતિ લગભગ ચાલી ગઈ છે. નર્મદે કુદરતનાં વિસ્તારવાળાં દૃશ્યો, જે જોવામાં સુંદર દેખાય છે, તેને તેવાં જ શબ્દોમાં નિરૂપવાનો પ્રયત્ન કર્યો છે. એમ કરવામાં તે માત્ર તેને પ્રતીત થતી સુંદરતા તરફ જ લક્ષ આપે છે. સામાન્ય લોકમાન્યતા તેને તેમાં આડી આવતી નથી. "કાકશબ્દ પણ" તેને કાને મધુરો લાગે છે અને તે કહે છે. તેને બાવળ અને તેનાં ફૂલોની સુગન્ધ સારી લાગે છે અને તે "બાવળિયાનાં ફુલનું ખેતર" (પૃ. ૭૫૩) કહેતાં અચકાતો નથી.

આપણે આ કાવ્યોમાં જોઈએ છીએ કે પ્રકૃતિમાં ભિન્ન ભિન્ન સ્વરોના મિશ્રણની સુંદરતા નર્મદ પારખે છે. પણ એનું મન કદાચ એ

કરતાં વધારે, દૃગ્ગોચર સૌંદર્યનું આદ્રી છે, એનાં વર્ણનોમાં જાણે ચિત્રકારને યોગ્ય ચિત્ર તે શબ્દોમાં મૂકતો હોય એમ જણાય છે. જુદા જુદા રંગો અને કુદરતની વસ્તુઓ જે ચિત્રમાં શોભે તેને તેની આંખ એકદમ પારખી લે છે. નીચે સાંઝની શોભાનું એક કાવ્ય મૂકું છું. તેમાં આપ જોશો કે રંગ અને વસ્તુનું આલેખ્ય-ચિત્ર, તે શબ્દોથી આપે છે. સદ્ગત હરિહર્ષદ ધ્રુવના એક ચિત્રના વર્ણનના કાવ્યને નવલરામભાઈએ 'ચિત્રકાવ્ય' કહેલું છે. 'ચિત્રકાવ્ય' શબ્દ સારો નથી કારણકે આપણાં કાવ્યશાસ્ત્રમાં તેનો અર્થ અધમ કાવ્ય થાય છે. માટે હું આલેખ્ય શબ્દ વાપરું છું. શબ્દોથી આલેખ્ય દોરતો પ્રથમ કવિ નર્મદ ગણાવો જોઈએ.

સાંજની શોભા તો રળિયામણી;
હારે હોંગલોકિયાં તરંતાં તેજ બિંબની—હોજીરે૦
હારે બાવળ ઝાડિમાંથી સૂર્ય-અસ્ત જોઈને;
હારે સિંદુર રંગથી ન કેમ રહું મોહિને—હોજીરે૦
હારે રૂડાં ખેતરો ખુલ્લાં તે પાસ તેડતાં;
હારે રંગિન બાવળો તે આંખમાં રંગ ખેલતાં—હોજીરે૦
હારે ગયો સૂર્ય કે વધ્યો જ ચંદ્ર તેજમાં;
હારે સાથ દીસતો તે શુક્ર વળી રહેજમાં—હોજીરે૦
હારે વરસ બેનું બાળક એક ભરવાડનું;
હારે બેસી કૂંકતું હતું તે ઘાસ વાડનું—હોજીરે૦
હારે ભરવાડણી આવી પછી જ્હાં ઝોકડું;
હારે માથે માટિના વાસણ ખાધે બોકડું—હોજીરે૦ પૃ. ૭૪૬

સર્વત્ર રંગોનું અને રંગથી સારી રીતે દર્શાવાય એવી વસ્તુઓનું ચિત્ર છે. મારું વક્તવ્ય એ છે કે આ કાવ્યનો અર્થ સમજો એટલું બસ નથી પણ એ અર્થ પ્રમાણે નજર આગળ ચિત્ર ખડું કરી શકો તો જ આનું સૌંદર્ય સમજાય. સાંઝને સમે બે વરસનું નાનું બાળક વાડ પાસે વાંકું વળીને ઘાસને ફૂંકતું હોય તે ખરેખર ચિતારાની પીંછીને યોગ્ય વિષય છે. એવું જ રંગ વર્ણનનું પ્રાધાન્ય નીચેના કાવ્યમાં પણ જણાય છે. નર્મદ વિશે કહે છે:

હાંરે પાણી જોરમાં ઉછાળા નોતું મારતું;
હાંરે પ્હોળા પટ્ટથી દેખાતી પ્રૌઢ નાર તું, – હોજી રે૦
હાંરે વીળ ખળખળી ધીમે ચઢીને આવતી;
હાંરે તે તો હોડિમાંથી જોઈ સુણી ભાવથી. – હોજી રે૦
હાંરે ડહોળાએલ નીર રંગ તે ભૂરો હતો;
હાંરે ઝાંખો શ્વેત આસમાનતણો દીસતો – હોજી રે૦
હાંરે પાકા રંગના ભૂરા તે સામે ડુંગરા;
હાંરે ગળી રંગનાં ટોચે તો ભૂરાં વાદળાં – હોજી રે૦
હાંરે કાંઠે ઘાસ લીલાં ઝાડ બહુ શોભતાં;
હાંરે ચાર ગામ ભેંસ ઢોર ખાતાં હતાં – હોજી રે૦ પૃ.૨૧૨

આખું વર્ણન જાણે ચિત્રમાં પૂરવા લાયક રંગો અને વસ્તુઓનું ન હોય! પણ હું માનું છું કે જે દૃશ્ય દૃષ્ટિને સુંદર દેખાય તે શબ્દોથી નજર આગળ ખડું કરી શકાતું નથી. શબ્દની અને રંગ–પીંછીની અહીં ભિન્ન શક્તિઓ છે. નર્મદ આવું ચિત્ર આપવામાં ક્યાંક સફળ થયો છે. જેમકે

હીંગલોકિયાં તરંતાં તેજ બિંબની હોજી રે.

અને

હાંરે પાણી જોરમાં ઉછાળા નોતું મારતું;
હાંરે પ્હોળા પટ્ટથી દેખાતી પ્રૌઢ નાર તું–હોજી રે.

પહેલી પંક્તિ ગદ્ય જેવી છે પણ બીજી કાવ્યશક્તિવાળી છે. વળી:

બિંબ સનેરિ તે નીકળે ઝટ પછી, દિગતણો રંગ બદલાઈ જાએ;
નજર ઠરિ રાખતાં તેજમાં ઝાંખતાં, બિંબમાં બિંબ તરતું જણાએ.પૃ.૨૧૭

એ દૃષ્ટિભ્રમ અને તેનાથી પ્રત્યક્ષ થતું સૂર્યબિંબ, આવી શબ્દશક્તિ નર્મદ ઓછી જ બતાવી શક્યો છે. તેણે ભાષાથી બતાવવા ઉછાળા તો બહુ માર્યા છે:

લીલું ઘાસ ઉગેલું તેથી ડુંગર દુર શોભાય;
મેથીની ભાજીનાં તાસુત, એ ઉપમા અપાય. પૃ. ૨૦૧.

ઘણા વરસથી મુંબઈમાં તાબુત નથી નીકળતા, પણ જેમણે નીકળતા જોયા હશે તે તરત કહી શકશે કે લીલોતરી ઊગેલ પર્વતનો ઉપસેલો ભાગ તે બરાબર મેથીની ભાજીના તાબુત જેવો જ લાગે છે. પણ આ પણ ચિત્ર આપવાને બસ નથી. નર્મદ પોતે જાણતો કે તેના શબ્દો તેનો બધો ભાવ બતાવી શકતા નથી. નર્મટેકરીથી દેખાતા દૃશ્ય વિશે તે કહે છે:

કયો ચિતારો ચિતરે જોઈ, કવિ વરણે પણ હું તો રોઈ.

નર્મદ માને છે કે હું તો કવિ નથી માટે વર્ણવી શકતો નથી. માટે જ એ ઘણી જગાએ આશ્ચર્ય બતાવી વર્ણન પૂરું કરે છે. પણ તે સાથે કવિની શબ્દશક્તિની અહીં મર્યાદા છે અને નર્મદ ના કહે છે પણ કવિ ન બતાવી શકે તેવું ઘણું અહીં ચિતારો બતાવી શકે એમ હું માનું છું.*

૮ નર્મદનાં ચિંતનાત્મક કાવ્યો આ સાથે જ જોઈ જવાં જોઈએ. ખરી રીતે પ્રકૃતિદર્શન અને શુદ્ધ ચિંતન બે ભિન્ન કરી શકાતાં નથી. નર્મદનાં કાવ્યમાં બંને સેળભેળ છે. નર્મદ જગતની ઉપાધિથી કંટાળી પ્રકૃતિને શરણે જતો. ત્યાં એકાન્તમાં એ જગતની જંજાળો ઉપાધિઓ ખટપટ, તેને તટસ્થ અને સ્વસ્થ રહી વિચારવાનો પ્રસંગ મળતો અને પરિણામે જગત સંબંધી ચિંતનો પણ પ્રકૃતિકાવ્યમાં આવતાં. નર્મદે પોતે પણ ચિંતન કાવ્યોને પ્રકૃતિકાવ્યનું પરિણામ ગણેલું છે. તેના લાંબામાં લાંબા ચિંતનાત્મક કાવ્ય 'અનુભવલહરી'ની ટીપમાં તે લખે છેઃ "મોડી રાતે અંધારામાં અગાસીમાં કોચપર જ્યારે હું પડતો, ત્યારે મને બાહારની અને અંદરની કુદરત સંબંધી વિચાર થતા, ત્યારે તે હું લખી રાખતો ને એમ છુટક છુટક થયલી કવિતાને સાથે મુકીને અનુભવલહરી નામ રાખ્યું છે–(૧૮૬૪–સપટેમ્બર.) પૃ. ૩૪૯. નર્મટેકરી પરનું આખું કાવ્ય આ પ્રકૃતિસૌન્દર્ય અને ચિંતનના મિશ્રણનું છેઃ

મધુર ચાંદની શી ગંભીર, હું તો રાખૂં ઊંચું શીર;
ખૂબ જોઈ શિર નીચું કરૂં, ધ્યાન રુડું અંતરમાં ધરૂં.
જ્ઞાનચંદ્ર ને મન આકાશ, જોઇ કરુ કર્તામાં વાસ;
જીવનમુક્ત પ્રાણી ખરો, પછી હોય શેનો ખર્ખરો.

*જુઓ "કાવ્યની શક્તિ" ઉપરનું મારું વ્યાખ્યાન. પ્રસ્થાન પુ. ૬, પૃ.૪૦૯–૧૦

(પણ) સર્વકાળ એવો હું નહીં, હોઊં તો પછી દુનિયાં કહીં;
જોગી અનુભવ સાચો લેય, તજિ દુનિયાં જંગલમાં રેહ. પૃ.૨૭૧

નર્મદકરી ઉપર નર્મદે અનેક પ્રકારનાં ચિંતનો કરેલાં છે. તેમાંનાં કેટલાંક તો ગદ્ય નિબંધને યોગ્ય છે પણ ઘણી જગાએ સાચી કવિતા-પંક્તિઓની છાંટ મળે છે, અને સરલ નિરાડંબર ભાષાથી તે સુવાચ્ય બને છે.

સદા જોબનિયું કોનું અહીં, રૂપરંગ નિત કોનાં અહીં;
કોનિ ચપળતા રોજે રહી, કોનિ મધુરતા રોજે રહી.
ફુટડું થાયે છે કદરૂપ, ગબરુ ગાલે પડતા કૂપ;
રૂપ રંગનાં શાં અભિમાન, ખરે ખિલેલાં સાચે માન.
વસ્ત્રાભૂષણવાળી દેહ, વેને બાળી નાખે ચેહ;
આરસિમાં જોયો મુખચંદ, તે ચાડું થાયે દુઃખકંદ. પૃ. ૨૭૫.

વગેરે સીધી સાદી વાણી પ્રવાહમાં વાંચી જવાય એવી છે. પણ અહીં પણ આપણે નર્મદ પોતા વિષે બોલે છે તે પંક્તિઓ વાંચીશું.

સુખિયો નર્મદ પૂરો અહીં, ઉદ્યમ ઘંટતો કરતો સહી;
જરૂરનો પૈસો તે રળે, સંતોષે દહાડા નિર્ગમે.
કુદરત વાડી સારી ઘણી, તન ગાડી એ ઘોડાતણી;
કવિતા લાડી નર્મદ રાજ, ખરી મોજ કરતો તે આજ.
કોઈ હોયે હાલે મસ્ત, કોઈ હોયે માલે મસ્ત.
કોઈ હોયે ફિકરે મસ્ત, સુખિયો નર્મદ ખ્યાલે મસ્ત.
નહીં કોઈનો તાબેદાર, વચની પ્યારીનો જે યાર;
ઈજ્જત ને સાચો બહુ, તે નર્મદ હુ સુખિયો લહું.
ખુશામતિયા જેને નહીં, દુશ્મન ખોટા મિત્રો નહીં;
રોગી ને લોભી જે નહીં, નર્મદ તે સુખિયો છે સહી.
વિદ્યા સાથે જેને પ્રીત, રસજ્ઞાન નિર્મળ છે નીત;
એકાંતે સાદો જે રેહ, સુખિયો નર્મદ તેને કેહ.
પસ્તાવો જેને ના હોય, નીતીધર્મે નિશદિન જોય;
મોતસું મળવા જે તૈયાર, ધીરો નર્મદ સુખિયો ધાર.

દાન દયાથી રાજી રેહ, ફરજ બજાવે નિત્યે તેહ;
અદેખાઈ જેને નહિ કાંઈ, સંસારે સુખિ નર્મદભાઈ.
દગલબાજ દુનિયાંને જોઈ, મિથ્યા વાદ કરે નહિ કોઈ;
બ્રહ્મનું ચિંતન ભાવે કરે, સાચો સુખિયો નર્મદ ઠરે. પૃ. ૨૭૪

આ કાવ્યનો અર્થ એવો નથી કે નર્મદે આ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી લીધી હતી. આ કાવ્ય નર્મદનું પોતાના વિશેનું ધ્યેય રજુ કરે છે, અને તેમાંના ઘણા ગુણો નર્મદે પોતાના જીવનમાં બતાવેલા પણ છે.

અહીં નર્મદની ગંભીર માન્યતાઓમાં આપણને ડોકિયું કરવા મળે છે. પણ તેનાં તેથી પણ વધારે ગંભીર મંતવ્યો આપણને 'અનુભવ-લહરી' કાવ્યમાં મળે છે. અત્યાર સુધી ઘણી જગાએ આપણે જોયું કે નર્મદ પ્રકૃતિસૌંદર્યના અનુભવમાં બ્રહ્મલીલા અનુભવતો એમ કહે છે. પણ પ્રકૃતિસૌંદર્યાનુભવ એનું સર્વસ્વ નથી. આપણે આગળ જોઈએ:

ફેરફાર છે જગનો નીમ, વધઘટ ચ્હડતી પડતી નીમ;
અકળ કળાનો નાવે પાર, એ અનુભવ ઊતારે પાર.
સંધે રે સ્વારથ જોવાય, સ્વારથ વણ જગમાં નહિ કાંય;
સ્વારથ જગની તેજી જાણ, સ્વારથ મોટી માયા માન.

× ×

અહિંના સ્વારથમાં છે દાય, આનંદો ખંડિત થઈ જાય;
સ્વારથ સાચો મોટો તેહ, બ્રહ્મ સાથ લાગી જે લેહ.
વસ્તુમાત્રનો થાયે નાશ, પરબ્રહ્મ તો છે અવિનાશ;
ઉત્પત્તિ સ્થિતિ લય જગમાંહ્ય, તેનું તે કારણ કહેવાય.

× ×

સાગર નિજ લ્હેરોમાં રમે, નિજ ઘૂઘૂમાં તેને ગમે;
(તેમ) જ્ઞાનલ્હેર ને અનહદ નાદ, એમાં નર્મદ બ્રહ્મ અનાદ.

× ×

પવનતણી આવે જે લ્હેર, તેમાં બ્રહ્મતણી છે મ્હેર;
એ જ અમૃત બાકી સહુ ઝેર, ક્ષમા શાખ નર્મદ તજિ વેર.

જો જો આ સુંદર આકાશ, જ્ઞાનતણાંમાં કર તૂં વાસ;
કોહં નો સોહં થઈ રેહ, ચિદાનંદ સાર્થક આ દેહ.
વિશાળ મોટું હોયે રાન, પંખિયો કરતાં રે ગાન;
નિર્મળ નદિ ને મધુરો વાત, સર્યોદય થાનો સાક્ષત.
એ શોભા તો કંઈ નહિ જાણ, જ્ઞાનપ્રભાતનિ મોટી માન;
રહે દર્યું સુખનું મધ્યાન્હ, તે અનુભવી લે નર્મદ પ્રાણ. પૃ. ૩૫૦

'અનુભવલહરી'ના અંત તરફ જતાં કહે છે :

તન મન ધનથી હારે છેક, અંત લગી ધર ધીરજ; ટેક
માયા પરથી ભાવ ઉઠાડ, નિવૃત્તિને સેજ રમાડ.
× ×
વિદ્યાનંદ છે સૌથી મોટ, જેમાં નાવે કો દી ખોટ;
બહુ તરંગો તેમાં રહોય, સંસારીને અનુકૂળ હોય.
× ×
જગ પ્રપંચના જૂઠા ખેલ, તેમાં શું મન રાખે ઘેલ;
અનુભવ આનંદ વિદ્યાનંદ, હોંસે પી પ્યાલા સુખકંદ.
મરી જજે પણ મૂકીશ નહીં, સત્ય ટેક પરમારથ કહીં;
ધંન માન સુત દારા અહીં, વ્હેલાં મોડાં શૂન્ય જ સહી.
તન મન પણ સહુ ખોટાં થાય, હું ને મારૂં મિથ્યા જાય;
હું મારાંને જ્યાં લહી, જિવને લવ અકુલાવિશ નહીં.
થવાનું મોડું વ્હેલૂં થાય, જ્ઞાની શું કરવા ગભરાય;
ચાલે ત્હાં લગિ કુમળો રેહ, નવ ફાવે કર કઠ્ઠણ દેહ.
ભૂત ભાવિ ના જોઈશ કાંઈ, વર્તમાનને ધરજે રહાઈ;
દુઃખ સંકટને હસતાં મળી, હાર જીતથી શિખ લે રળી.
નર્મદ કંઈ શંકા છે હવે, કહિ દે કે હું બાણું દવે;
ના નર્મદ હું સમજ્યો સમૂં, અમિરિ ફકીરી રંગે રમૂં. પૃ. ૩૫૪

નર્મદના દિલનાં દર્દો સાથે તેની ગહનતા આપણને આવાં કાવ્યોમાં દેખાય છે. કમનસીબે આવાં કાવ્યો તે ઝાઝાં નથી લખી શક્યો.

આના જ અનુસંધાનમાં તેનાં ઇશ્વર અને નીતિસંબંધી કાવ્યો જોઈ જઈએ. 'આપણે જોયું છે કે નર્મદ પ્રકૃતિ-સંબંધી કાવ્ય કરતાં છેવટે ઈશ્વરની લીલાની જ વાત કરે છે. પ્રકૃતિમાંથી ચિંતન અને ચિંતનમાંથી માણસે કેવા થવું જોઈએ એ વિચારતાં નીતિ વિશે તે બોલે છે. વળી તે જેમ જગતનાં દુઃખો ભૂલવા પ્રકૃતિ પાસે જાય છે તેમ જ ઇશ્વર પાસે પણ જાય છે. એટલે આ કાવ્યો અહીં જોઈ જવાં ઠીક પડશે. આ કાવ્યો વિભાગ રજાના પહેલા ખંડમાં અને બીજા ખંડમાં આપેલાં છે, જો કે ઈશ્વરની સ્તુતિઓ બીજી જગાએ પણ છૂટી છવાઈ છે, અને પહેલા વિભાગનાં 'દેવ' 'શ્રીમંતને પરમાર્થ વિષે શિક્ષા' 'લઘુ હિતોપદેશ' અને 'આત્મબોધ' પણ નીતિની કવિતાઓ જ છે.

નર્મદાશંકરે સૌથી પહેલી ઇશ્વરની સ્તુતિ લખેલી છે છતાં આ પ્રકારનાં કાવ્યોમાંથી ઝાઝાં ઉત્તમ કે લાક્ષણિક કાવ્યો મળતાં નથી. ઈશ્વરની સ્તુતિનાં ઘણાં કાવ્યો અંગ્રેજી ઉપરથી ભાષાન્તરનાં જણાય છે. આગળ કહ્યું તેમ નર્મદના દોહરા પ્રવાહી અને સુવાચ્ય છે. આમાંના કેટલાક પાઠ્યપુસ્તકોમાં આવી પણ ગયા છે. જૂની કવિતાની ઢબે નર્મદે પંદર તિથિ અને સાત વાર પણ લખેલા છે. આ કવિતાઓમાં કવિતા નીચે બહુ ટિપ્પણો નથી પણ છે તે પરથી જણાય છે કે ઈશ્વર વિશેનાં કેટલાંક કાવ્યો પણ 'ઉભરામાં' લખેલાં છે. નર્મદની ધર્મ વિશેની પોતાની કેટલીક માન્યતાઓ આ કાવ્યોમાં મળી આવે છે. જેમકે:

ઉપજવું રેવૂં જવૂં, એ દુનિયાના નીમ;
જે શક્તી પરમેશ્વરી, જેની નહિં કંઈ સીમ. ૧
જગકર્તા નિર્ગુણ છતે, કવિયે ત્રણ ગુણ દીધ;
બ્રહ્મા વિષ્ણુ મહેશ તે, નામ સગુણ એ સિદ્ધ. ૨
મૂરખ માને મૂરતી, જેને નહિ આધાર;
કવિ કલ્પિત સહુ વાત તે, નહિ કંઈ વિશ્વાધાર. ૩
નિર્જિવને જિવ આપતા, વાત ઠસાવવા કાજ;
પણ તેમાં નહિ સત્ય કંઈ, નિરંકૂશ કવિકાજ. ૪

જ્ઞાન ઇશ્વરી હાંસવા, ધર્મ નીતિની વાત;
કવિયે કીધી જુક્તિ પણ, બગડયો બોશો સાથ. ૫
આજકાલ પ્રતિમા થકી, અનાચાર જે થાય;
તેથી તો તોબા ખરે, સકળ સુકૃત ધોવાય. ૬
વગોવાય બહુ ભક્તિ ને, અનીતી જ ફેલાય;
તજિ દો તે સહુ માનવી, હરિ વળિ રાજી થાય. ૭
જગદીસા ગાઓ બહુ, નીતીને સજિ લો જ;
માનસીક પૂજા કરો, નિરાકારની રોજ. ૮ પૃ. ૫૨૬

અને એજ વાત ફરી કહે છે.

જડને તે કાં પૂજો, લોકો જડને તે કાં પૂજો,
આર્યજનોએ મૂર્તિ ન પૂજી, અનાર્ય લોકે પૂજી;
આર્ય તુટયા ને મળ્યા અનાર્યો, મૂર્તિ સ્થાપવી સૂજી. પૃ. ૫૯૭

આ બીજી કવિતાની પ્રેરણા કદાચ આર્ય સમાજમાંથી આવી હોય ! એક વિચિત્ર દાખલો નર્મ કવિતામાંથી જડે છે.

(સાખીની ગરબી)

રાજ બાંહ્ય ગ્રહ્યાની લાજ ! એટલું હું જાચું;
છઉં અપરાધી પણ રાજ ! પણ મારું સાચૂં—ટેક.
× ×
વળિ મુજથી છોજી અધિક ! અધિક ચતુર સુજાણ;
સુઘડ ઉપાય કો દાખવો, છઉં આધિન ઓ પ્રાણ-
મન વચ કરમે રે—રાજ બાંહ્ય૦
દુખી હશો પણ પુરુષ છો, હું છઉં અબળા જાત;
ધીરજ તપ ફળશે નકી, નર્મદ જપું દિન રાત-
કહો 'તૂ છે મારી'—રાજ બાંહ્ય૦
પૃ. ૫૭૪

આ કાવ્યને જો ઇશ્વરસંબંધી કાવ્ય ગણીએ તો તેમાં ભક્ત સખીભાવે ઇશ્વરને સંબોધે છે એમ માનવું પડે. સુધારક નર્મદ, અને દેવદેવીઓને

પણ માત્ર કાવ્યનાં રૂપકો માનનાર નર્મદ આમ કરે તે સંભવિત લાગતું નથી. અને છેલ્લી કડીના શબ્દો "દુખી હશો પણ પુરુષ છો" એ ઈશ્વરને સંબોધાયા હોય એમ લાગતું નથી. એટલે આ પ્રીતિસંબંધીનું કાવ્ય ભૂલથી ઈશ્વરસંબંધી કાવ્યમાં મુકાઈ ગયું છે એમ જ માનવું યોગ્ય લાગે છે.

અને એક બીજો દાખલો પણ નોંધવા જેવો છે. પૃ. ૫૩૭ ઉપર "જે જે અંબા શક્તિ તું સાચી જગમાતા" કરીને એક સ્તુતિ છે. તેની નીચે ટીપ છે : "એક મારો પેટલાદી નાતીલો કોઈએ મુઠ મારી છ એવા વ્હેમથી માંદો પડ્યો હતો. તે માતાનો ભક્ત હતો તેથી મેં એ શ્લોકો લખી આપીને કહ્યું કે એનો પાઠ કર્યાં કરજે–એ કવચથી તું સારો થઈશ. પછી તેણે તેમ કીધું હતું ને તે સારો થયો હતો."

કેટલીક કવિતામાં કવિ પોતાની વાત કરે છે, ઈશ્વર આગળ ફરિયાદ કરે છે, પોતાનાં વીતકો વર્ણવે છે, એ કવિતા તરીકે સારી છે એટલું જ નહિ, નર્મદના અંગત ભાવો તેમાં હોવાથી તે કૌતુક પણ ઉત્પન્ન કરે છે.

આ ભવસાગરમાં તરું, બળતો બળતો રોજ;
ખળખળતાં પાણી વિષે, ડુબી જઈ નથિ મરતોજ. ૨
અંધારું બીહામણું, નહીં કોઈની ઊંફ;
તોપણુ રે સહવાસથી, સુખ માન્યૂં મેં ઊંય. ૩
દૈવ જોગથી તો ઉગ્યો, પ્રેમચંદ્ર સુખકાર;
થયો નહીં રળિયાત હૂં, જાણ્યો માયાકાર. ૪
ધીમે ધીમે ચાંદની, આવી મારી પાસ;
જ્ઞાન છતે મેં ભોગવી, બાંધી સુખની આશ. ૫
તેને મન હૂ બહુ વસ્યો, મારે મન વસિ તેહ;
થોડા દિન મેં રંગમાં, કાઢ્યા બાંધી સ્નેહ. ૬
એ દિવસોમાં પણ વળી, બહૂ રૂદન થતું જાણુ;
પણ પાસેની ઊંફથી, કંઈ ન જણાએ માન. ૭
છૂટ્યો બહુ વંટોળિયો, ચડિ આવ્યું આકાશ;
ગઈ ચાંદની સેજમાં, પાછો થયો નિરાશ. ૮

થોડિવાર જાણ્યૂં નહીં, શૂં થઈ ગયૂં આ હાર;
ધીરજથી જ વિચારતાં, સમજ્યો સઘળો હાડ. ૯
સમજૂં પણ દુઃખ પામું છૂં. અહિંથી તહિં હું જાઉં;
અકૂળાઊં ફૂટાઉં ને, સિઝાઈ રાતો થાઉં. ૧૦
ચાકે ઝોકૂં આવતૂં, પણ નહિ મંન નિરાંત;
છોળ પછાડે દૂર લે, અંધારું દિન રાત. ૧૧
દુઃખ મને છે એહવૂં, કહેતાં ગળું ગુંગળાય;
વીતે તેવું તેટલૂં, કદી ના જ વરણાય. ૧૨
મને વીતતૂં જોય તૂં, ક્યમ તુજથી જોવાય;
નિર્દય હારે થાય છે, દયાળુ તો કહેવાય. ૧૩
પણ નથિ નિર્દય હૂં ચુક્યો, સાચો ન્યાઈ છે જ;
વાંકથકી હૂં ભોગવું, શિક્ષા મોટી છેક. ૧૪
ભોગવ્યું રે મેં બહુ હવે, બાપા દીલ વિચાર;
બ્હાર કહાડ દુઃખમાં થકી, એજ માંગું દિલધાર. ૧૫ પૃ.પ૨પ

નર્મદનાં પ્રકૃતિસૌંદર્યનાં કાવ્યોમાં આપણે જોયું કે તે પ્રકૃતિસૌંદર્યને જ બ્રહ્મસાક્ષાત્કાર કહેવા જાય છે, પણ તેનાં મનનનાં કાવ્યોમાં જોયું કે પ્રકૃતિસૌંદર્ય કરતાં પણ મનનને તે ઉચ્ચતર પદે મૂકે છે. તેજ પ્રમાણે પ્રીતિનાં કાવ્યોમાં નર્મદ કહે છે પ્રીતિ ઈશ્વરી ચીજ છે, પણ અહીં ઈશ્વરપ્રાર્થના કે ચિંતનમાં કહે છે કે 'પ્રેમચંદ્ર' તો ચાર દહાડાની ચાંદની હતી, એક વંટોળિયો આવતાં સહેજમાં તે ચાલી જાય છે, અને હું નિરાશ થઈ પડ્યો રહું છું. એક કાવ્યમાં(પૃ. પ૨૯) ફરિયાદ કરે છે :

શો જુલમ આવડો, થાય છે મૂજ પર, સતથી ચાલતાં, રોજરોજ;
નીતિનો ટેક હૂં, રાખી રોઝે રહૂં, તોય વેઠૂં બહૂ દુઃખબોજ.

આ પ્રમાણે નર્મદે પોતાનાં અંગત દુઃખો કવિતામાં ઘણી જગાએ ગાયાં છે. પૃ. ૫૬૬ ઉપરના કાફી પદ નીચેની ટીપમાં લખે છે "નાણાંના ગભરાટમાં મેં મારા મિત્રોને કહ્યું હતું કે કોઈ ચાકરી અપાવો, પણ તેઓ ઉડાવ્યા કરતાંહતા—એક રાતે જોસ્સો થઈ આવ્યો ને મેંકવિતા જોડી (૧૮૬૪)"

દયાળુ દેવ તું તો દીનાનાથ રે,
પણ જાય આજ કોડિનો ટકું—છે દયા૦ , ટેક
પ્રીતિમાં રહ્યો હું સાચો, તોએ બહુ લાગિ આંચો;
પ્રેમ લિધા દિધા વિના ન રહેવાય રે,
કેમ તોય વિના મચ્છ ના મરું—છે દયા૦
શ્રમ થકિ તજવીજ મેં સો, કિધિ તોએ નવ લાભ કશો;
વસ્તુ વણ મુજ થકિ ન નિભાય રે.
કેમ તોય વિના વ્હાણુ હું તરું—છે દયા૦

(સંસારમાં ને મારા સરખા છુટા હાથવાળાને નાણાંની ઘણી ગરજ હોય છે માટે—નાણાં રૂપી જે પાણી, તેવના હું વ્હાણુ આ સંસારમાં કેમ તરુ–છઉં તો મોટું વહાણુ, પણ પાણી વના શું કરું? તરું–કામ મોટાં કેમ કરું?) આગળ કહે છે,

આજંવો નથી મેં કીધા, હવે કરવાના સીધા;
પડું પાર કે ન પડું પરાધીન રે,
કેમ રાજ મુકી નોકરી કરું— છે દયા૦

'કેમ રાજ મુકી નોકરી કરું?' એટલે સમજ્યા? તે પોતે જ ખુલાસો કરે છે: 'કવિરાજપણું' મૂકીને નોકરી કેમ કરું? પૃ. ૫૦૭મા ઉપર સરસ્વતીની આરાધનાનું એક પદ છે તેમાં પણ પોતાની સ્થિતિને જ ઉદ્દેશીને મુખ્ય લખ્યું છે:

સ્નેહશૌર્યે જય રંગ દેવી શ્રી શારદ ત્હારો;
નર્મદ હું ભક્ત સાચો હોઉં રંગ રાખ મ્હારો—
અદ્યાપિ તેં રાખ્યો હાવાં જુદ્ધ તો પ્રચંડ દીસે;
એકલો હું જગ્ત સામાં શત્રુએ ભરાયું રીસે—

કેટલીક કવિતામાં નર્મદની ફિલસુફી નજરે ચડે છે. એ ફિલસુફીમાં કાંઈ વિશિષ્ટ માન્યતા કે ખાસ ગહનતા દેખાતી નથી. તેના વખતમાં, હિંદુઓમાં ઘણા કાળથી જે મનાતું આવ્યું છે તેજ તે માને છે. પૃ. ૫૮૧ ઉપરની

નર્મદ આખરે ધૂળેધૂળ શાને થાય આકળો;
સાચું નિત્યનું અહિયાં ન કાંઈ, અંતે સંધે છે સળો.

વગેરે પ્રસિદ્ધ કવિતામાં તે કહે છે કે જગતમાં ૯૯ ટકા દુઃખ છે ને ૧ ટકા સુખ છે. સુખ એ કોઈ વાસ્તવિક વસ્તુ નથી પણ દુઃખનો અભાવ એ જ સુખ છે ત્યાં પણ જાણે પોતે સાન્ત્વન શોધતો હોય તેમ બોલે છે. દુનિયાંનાં સર્વ પ્રેમો, સ્ત્રી, ધન, માન વગેરેની ક્ષણિકતા પોતે ગાય છે, ને છેવટે કહે છેઃ

જ્ઞાની નર્મદ હારી ન જાય, ધૂળો સંધી વીણવી;
રાખી ધીરજ રેહવું પ્રસંન, ઘણી શીખ નાણવી.
નર્મદ આખરે ધૂળેધૂળ, એનો એ નહી પાર રે;
એ જ અકળ લીલા ગા નીત, એમાં સાચ સારરે.

નર્મદે પોતાના પિતા લાલશંકરના અવસાન સમયે જે કાવ્યો લખ્યાં છે તેમાં શોક, પિતૃસ્નેહ, વૈરાગ્ય વગેરેના ભાવો ગંભીર શૈલીમાં મૂક્યા છે.

કેટલાંક કાવ્યોમાં લોકોના દંભ ઉપર પણ પ્રહારો કરેલા છે. આમાં "દુનિયાં જૂઠાંની જૂઠાંની, એ અનુભવ વાત પ્રમાણી." (પૃ. ૫૮૬) એ ઘણું જ પ્રસન્ન પદ છે. નર્મદની ભાષા ઘણી જગાએ ખડબચડી અને અપ્રસન્ન ક્લિષ્ટ થઈ જાય છે. પણ આ પદ તો દયારામના પ્રસાદ અને સંગીતથી ગવાયું છે આવાં કાવ્યમાં ઘણીવાર સુધારાના દંભીપણા ઉપર પણ કટાક્ષ આવે છે. પૃ. ૫૫૦ ઉપરના પદ નીચેની ટીપમાં કહે છેઃ "એ કવિતા કેટલાક સુધરેલા કહેવાતા પણ નાસ્તિક, મતલબીયા ને બીકણુ જુવાનીઆઓને માટે લખી છે." તેમાં કહે છેઃ

જીવ શિવ કેમ થાએ કેમ થાએ,
તુજ અંતરમળ ન ધુવાય,
તુંયિ બાહ્ય ભેખ ન તજાય, જીવ૦—ટેક

× ×

જાતિભેદ તો ના જ પાળવો એમ ખરું પોકારે;
કહ્યા પ્રમાણે જાહેરમાં તો, ના જ કરે કો વારે. જીવ૦
વિપ્ર શૂદ્ર ને યવન મળી સહુ, છૂપા છૂપા ખાએ;

પરમાટી મધુ ભાત ભાતનાં અંગ ઉમંગે ન્હાએ. જીવ૦
વળિ બીકણુ થઈ ઓસડનામે, ન્યાત વિરુધ બહુ પીએ;
કાયર તે શુરને શિખ દે છે, છેક જ દૂર ન જઈએ. જીવ૦

આ જ ગીતમાં જેમ એક તરફથી સુધારા તરફનો અથવા કહો કે પોતાના સમયના કેટલાક સુધારાવાળા તરફનો તિરસ્કાર છે તેમ પ્રાચીન હિન્દુ દર્શન તરફનું વળણુ પણુ દેખાય છે.

જે જે સાધુ થયા જગતમાં, તે જગથી નહીં બીતા;
ગૃહસ્થ છતે સાધુ થઈ રેવું, મુખ્ય ધર્મ કેહ ગીતા. જીવ૦
ખરો ધર્મ તો એજ સહુનો, એક બ્રહ્મને ગાવું;
ભિતર બ્હાર નીતીને પાળી, મુક્તી ધામે જાવું; જીવ૦

ને છેવટે પોતાનો નિર્ણય કહે છે.

ડરી હરીથી ડરી ન જગથી, બુદ્ધિ કેહ તે કરવું;
સંધા સંકટ સંશય સમવી, નર્મદ શિવ થઈ ફરવું. જીવ૦

વિવિધ વિષયના ૯મા ખંડમાં પણુ પૃ. ૭૬૨ ઉપર સુધરેલનું ડે.ળ ઘાલનારાઓ વિષે કવિના લખી છે. આ બતાવે છે કે નર્મદના મનમાં બે વ્યાપારો ચાલે છે. એક બાજુથી આપણાં પ્રાચીન શાસ્ત્રો તરફ આકર્ષણ વધતું જાય છે. આ જ આકર્ષણ 'જ્ઞાનપૂર્વક ઐક્યતા'ના મથાળા નીચેની કવિતાઓમાં દેખાય છે. બીજી બાજુ તેનાં ગહનોમાં ઊંડો સંશય પડયો છે જે એક નાની કવિતામાં દેખાય છે. 'કેટલાક સુધારાવાળા' તરફ તિરસ્કાર થાય એ એક વાત છે અને આખા સુધારા વિશે મનમાં સંશય થાય એ જુદી જ વાત છે. પૃ. ૫૨૬ ઉપર દોહરામાં કવિ કહે છે,— નર્મદનું ચિંતન મને આમાં દેખાય છેઃ—

પ્રભૂ પ્રેરણા દોરવે, ભવે મનુજને જાણ;
હોકા વાયૂ આપથી, દરિયો ખેડે વ્હાણ. ૧
જેને જ્યમ નિર્માણ કિધ, ત્યમ તેને દેખાય;
મરડી મચડી વાળને, નહીં સુધારો થાય. ૨
પ્રભુ જાણી મારી દયા, પ્રેર બુદ્ધિ શુભકાજ;
પ્રભુ છે મ્હારી દુર્દશા, પ્રેર સચના આજ. ૩

તુજથકી સહુ થાય છે, હમે નિમિત કુણ માત્ર;
ગર્વથકી અપજસ મળે, વળી દુઃખ દિન રાત્ર. ૪

આ બધાં કાવ્યોની રચ્યા તારીખ હોત તો નર્મદના માનસપરિવર્તન ઉપર વધારે સારો પ્રકાશ પડી શકત.

ઈશ્વરસંબંધી કાવ્યોમાં કેટલાંક કંઇક જુદા પ્રકારનાં કાવ્યો છે. પૃ. ૫૯૧ ઉપર "ભવના રણુસંગ્રામમાં ત્રિવિધ તાપ અરિ મોટ" એ દોહરા, તે પછી પૃ. ૬૦૦–૬૦૧ ઉપરનું પદ "કંટક ઝાડી આ ભવની રે ભાઈ, તેમાં ઘુસી ઘૂસી કરવી લડાઈ" એ, નર્મદની જીવનફિલસુફી કહો, કે જીવનરહસ્ય કહો, કે જીવનવ્રત કહો, કે તેના જીવનનો મુખ્ય પ્રવર્તક હેતુ કહો, જે કહો તે છે.

ભવના રણુસંગ્રામમાં, ત્રિવિધ તાપ અરિ મોટ;
થઈ સન્મુખ લડવૂં બળે, કળે મારવી ચોટ.
× ×
ધાયલપણુમાં રાચતો, પ્રસંગ ખોળૂં નીત;
જીતૂં કે પડું જુદ્ધમાં, એવી દૃઢ મુજ રીત.

અને

મથિ મથિ મથિ ભાઈ શસ્ત્ર ફેરવવાં, મરતાં લગી પણુ શિર ન નમાવ્વાં.
જીત થઈ તો સુખ લ્હાવો લેવો, ગર્વનો બોલ કોને નવ કહેવો.
હાર થયે રણુભૂમિએ પડતાં, અહીં યશ તહીં મુક્તિ સુખ મળતાં.
સિંહ ડરે વીજ ગરજનથી પણુ. જ્ઞાની નર્મદસિંહ નિડર થઈ રમે રણુ.

આ નર્મદની વ્યવહારની ફિલસુફી છે. તે વ્યવહારને એક રણુક્ષેત્ર કહે છે અને એ ખરું છે. તેમાં જીત મળે તો ગર્વ ન કરવો, રણુભૂમિએ પડતાં મુક્તિ મેળવવી. એ જેવું બીજું સત્ય કયું હોઈ શકે? પૃ. ૫૯૮ ઉપર "વિછૂટી હરણી જૂથથી, બ્હાવરિ ભટકે હાય." એ દોહરા પણુ એક ઉત્તમ કાવ્ય છે અને તે નર્મદના જીવનનું મુખ્ય લક્ષ્યબિન્દુ બરાબર બતાવે છે.

નીતિ સંબંધી કાવ્યોમાં પણુ કેટલાંક ભાપાન્તરો છે. ઘણાં તો સામાન્ય શીખામણનાં પદો કે ગીતો છે. પણુ તેમાં કેટલાંક આત્મલક્ષી

કાવ્યો છે. "નવ કરશો કોઇ શોક—રસિકડાં, નવ કરશો કોઈ શોક." (પૃ. ૬૧૮) એક સુંદર પ્રસાદવાળું કાવ્ય છે અને તે યોગ્ય રીતે નર્મદના લાક્ષણિક પદનું માન પામ્યું છે. પૃ. ૬૧૯ ઉપર "ટક ટક જોયાં કરવું–બળદિયા, ટક ટક જોયાં કરવું" એમાં પણ પોતાની સ્થિતિને ઉદ્દેશીને જ લખેલું છે અને પૃ. ૬૨૧ ઉપરની હોળી (હેરી ?) "આ શા હાલ છે માહરા, નથી આશ ફળતી કહીં" પણ પોતાને ઉદ્દેશીને લખેલી છે. અને પૃ ૬૨૨ ઉપર "અભિમાન મૂક્યું રે, મૂક્યું આર્ય સમસ્તે" એ નિર્વેદની કવિતા છે. એ કાવ્યમાં છેવટે નર્મદ કહે છેઃ

> હારી બેઠા નિરાશ થઈ સહુ, કાળનું માતમ ગાએ
> લોક રુચે તેમ કહો નર્મદો, શંકર શરણે જાએ.

ખંડ ૪ અને ૫ સ્ત્રીશિક્ષણસંબંધી અને ઘરસંસારસંબંધી છે તેમાં મારે ખાસ કાંઈ કહેવાનું નથી એટલે હવે નર્મદની વિવિધ કવિતા વિશે થોડું કહી છેવટે વીરકવિતા ઉપર આવીશ.

નર્મદની વિવિધ વિષય કવિતા ખંડ ૯ માંમાં આવે છે. પણ હું આમાં 'શેરની ચડતી પડતી'ની કવિતાઓ પણ વિચારવા ઇચ્છું છું. એ કવિતા પણ એક રીતે પ્રાસંગિક હતી. શેરસટ્ટાએ તે સમયના જીવન ઉપર ઘણી મોટી અસર કરી હતી. તે સમયના મોટામાં મોટા વિચારકો પણ શેરસટ્ટાની ઘેલછામાં સપડાયા હતા. એવા ક્ષોભકારક વાતાવરણમાં પણ નર્મદ પોતાની સ્વસ્થતા જાળવી રહ્યો હતો એ તેનું દૂરંદેશીપણું અને ખરી મહાનુભાવતા દર્શાવે છે. તે સમયનો ડાંડિયો જોતાં જણાય છે કે નર્મદને કંઈક સહજ રીતે જ એ અનિષ્ટ લાગેલું. અને ભણેલા ગણેલા ગુજરાતીઓ પણ, સુધારો કે દેશોન્નતિ તરફ ધ્યાન ન આપતાં સટ્ટાને રવાડે ચડે છે એ જોઈ તેનું મન ઘણું દુભાયું હતું અને તેને તિરસ્કાર પણ ઘણો થયો હતો. નર્મકવિતામાં સટ્ટાનું વર્ણન ઘણી વેગવાળી ભાષામાં નર્મદે પોતાને સુલભ રોલાવૃત્તમાં કરેલું છે. એની વર્ણનશક્તિમાંથી પણ એક રસ નિષ્પન્ન થાય છે જે આપણે સુરતના ભૂતકાળના વર્ણનમાં પણ જોઈએ છીએ. કવિને સટ્ટાની ઘેલછા માટે તિરસ્કાર હતો પણ એકંદર

દેશની થયેલી પાયમાલીથી તેનું હૃદય ઘવાયું હતું, અને તેનાં કાવ્યોમાં, ડાંડિયામાં, સટ્ટાખોરોનો તિરસ્કાર અને મશ્કરી જોવામાં આવે છે તે સાથે ખરી દેશદાઝ પણ જોવામાં આવે છે.

જગતપાળ કિરપાળ, આળ સહુને બહુ આવ્યાં;
લોભાયા બહુ હમે, આખરે કાંઈ ન ફાવ્યા.
કુળવંતા ધનિ જેહ, થયા ભીખારી સ્હેજે;
નિરધન લુચ્ચા લાંઠ, વધ્યા છે તેઓ તેજે.
× ×
શેર પડયાથી બંધ, પડયાં સહુ સારાં કામો;
માટે ફરિ દે દેવ, દેશિઓને બહુ હામો.
અજબ તારિ કુદરત, હશે તેં ધાર્યું સારું;
હવે એટલું આપ, સમાધાની રે વારૂ.
માફ કરીને હરી, સ્થીરતા ફરિ દે સારી;
કર્યાં હશે કો પાપ, કિધી તે શિક્ષા ભારી.
જનો ઘડાયા ખૂબ, હવે નહિં લોભી થાએ;
શિક્ષા લાગી મોટ, સહૂ સંઘે પસતાએ. પૃ. ૪૨૫

નર્મદ કહે છે કે લોકોને શિક્ષા લાગી ગઈ છે. એ ખરું છે! આ સટ્ટાની ઘેલછા ગુજરાતને માટે એક મોટો પાઠ છે અને તે હમેશ ગુજરાતીઓની આંખ આગળ રહેવો ઘટે છે. આ આખું કાવ્ય આપણાં પાઠ્યપુસ્તકોમાં જોઈએ.

વિવિધ વિષયની બીજી કવિતાઓમાં 'એક સ્ત્રીને લખેલું' 'કવિતા બનાવવા બાબતનું કાવ્ય' નર્મદની કાવ્ય લેખન પદ્ધતિ ઉપર પ્રકાશ નાંખે છે એ રીતે જોવા જેવું છે.

ધીરજને ધરિ રાખવી, નહીં છોડવી લેશ;
શરુઆતે બહુ સોસતાં, કામ થશે ઝટ બેશ.
જેવો જોસ્સો જે સમે, તે લખવો તે વાર;
જોસ્સો કંઈ લખવૂં કંઈ, કાજ ન સધરે પાર.

જોવી ઝીણી આંખથી, વસ્તુ ભીતર બ્હાર;
જેણે કરિને થાય છે, ખરેખરું ચીતાર.

× ×

રખે કાંઈ ઉતાવળ કરતી, રખે મેહેનત કરતાં ડરતી;
આંબા રાયણ ના ફળે વ્હેલાં, કામો કવિતાનાં નવ રહેલાં.

જે સાદે ઉતરે તુરત, તેમાં પદ ઊતાર;
ફરી ફરી લખ્યું વાંચતાં, સૂઝે નવા વિચાર.

જેવો અક્ષર બોલવો, લખવો શુદ્ધ સદાય;
લાંબો ટૂંકો વાંચતાં, કાને તે અથડાય.

ધીમે ધીમે વાંચિને, તાળીનો નિમ રાખ;
કવિતા કરતાં રાગને, દિલથી કહાડી નાખ.

ભરણી કરવા શબ્દની, બીજી કવિતા વાંચ;
સમજી જો રસ પી જશે, ઓકી કાઢિશ સાચ. પૃ. ૭૬૧

જોસ્સો કંઈ ને લખવું કંઈ એમ કદી કવિતા ન થાય, એ કાવ્યનું એક મહાન સત્ય છે. ઝીણી આંખથી વસ્તુ જોવી એ પણ ખરું છે, અને નર્મદે કુદરતવર્ણનમાં, બીજામાં નહિ તો રંગવર્ણનમાં તો એવી ઝીણવટ દેખાડી છે. ધીરજ ધરવી, જે સાદે ઉતરે તેમાં પદ ઉતારવું, લખેલું ફરી ફરી વાંચવું, એ સર્વ સાચી સૂચનાઓ છે. કવિતા કરતી વખતે રાગ નહિ માત્ર તાલ ધ્યાનમાં રાખવો અને શબ્દની ભરણી માટે બીજી કવિતા વાંચવી એ બધી ઉપયોગી અને વ્યવહારુ સૂચનાઓ છે. પણ એ જોવાનું છે કે આમાં ક્યાંઈ લખેલું સુધારવું એમ આવતું નથી. અને 'ઓકી કાઢીશ સાચ' એ લીટી જ, નર્મદને રૂપકના ઔચિત્યની કેટલી ઓછી સમજ હતી તે બતાવે છે. પૃ. ૮૦૩ ઉપર 'સાહસિક રજપુતનાં વચન'માં,

કદાપી સદા સુત જો ઘેર રેહે, અમૂલી નકા ખોઇને ખોટ સેહે;
યશે ઉર્ધ્વ વસો બદ કર્જ વાધે, જગે નામ નાહીં જ સૂકીર્તિ સાધે.

એની નીચે '(અંગ્રેજી ઉપરથી ભાષાન્તર)' એમ લખેલ છે પણ એ તો

ચંગા માડૂ ઘર રહે, તીન અવગુણ હોય,
કાપડ ફાટે ઋણ વધે, નામ ન જાણે કોય.

એ જૂના દુહાનું ભાષાન્તર છે. કેટલાંક સુભાષિત મુક્તકો પણ અહીં આવે છે.

ઉગે પુષ્પ સોહામણાં, નજરે ના દેખાય;
વન સઘળું વાસિત કરે, મિથ્યા ખિલિ ખરી જાય.

એ તો ગ્રેની પ્રસિદ્ધ Full many a flower is born to to blush unseen, And waste its sweetness on the desert air. એ પંક્તિઓનું ભાષાંતર છે. આજ વિભાગમાં ગીતગોવિંદના એક શ્લોકનું ભાષાન્તર છે, તે પણ સારું છે, જો કે ૪ પંક્તિની તેમાં ૬ પંક્તિઓ થઈ છે. હિંદવી ભાષા કવિતામાં પણ આવાં સુભાષિત મુક્તકો આવે છે.

ડરત ડરત કરના નહીં, કરના તો નિ:શંક;
ડરત ડરત કરને લગે, હોત કાજ દોરંગ. પૃ. ૮૪૩

આ ટૂંકી પંક્તિઓમાં નર્મદના ખરા સ્વભાવનો રણકાર નથી લાગતો? આપણા ગુજરાતના કવિઓ પણ હિંદીમાં કાવ્ય ભજનો વગેરે કરતા, તે પરંપરાનો નર્મદ કદાચ છેલ્લો દાખલો ગણાય. નર્મદ સુધી પિંગળ અને કાવ્યશાસ્ત્રના ગ્રંથો આપણા કવિઓ હિંદીમાં ભણતા, અને નર્મદ દલપતે પોતે હિંદીમાં ભણી ગુજરાતીમાં પિંગળ વગેરે કર્યા, અને હિંદીને તેનું છેલ્લું ઋણ આપી સ્વતંત્ર ગુજરાતી સાહિત્યનું વર્તમાન પ્રસ્થાન કર્યું.

હવે તેની વીરકવિતાઓ લઈએ. નર્મદની સ્વતંત્રતા ઉપરની, સ્વદેશપ્રેમ ઉપરની કવિતાઓ, તેમ જ તેની વીર કવિતાઓ, શૌર્યની કવિતાઓ, ઉત્સાહની કવિતાઓ જુદી પાડી શકાય તેવી નથી અને તે બધીનો હું એક જ વર્ગ કરું છું. આ કવિતાઓ નર્મકવિતામાં જુદા જુદા ગુચ્છમાં આવેલી છે. પ્રથમ ગુચ્છ 'સ્વતંત્રતા' ૮૦ થી ૯૩. પછી "શૂરવીરનાં લક્ષણો" ૨૧૭ થી ૨૩૦. હિંદુઓની પડતી પૃ. ૨૮૯ થી ૩૪૦. વીરસિંહ ૪૩૦–૪૪૦. અદ્ભુતયુદ્ધ ૪૪૨–૪૮૮. વીર કવિતા ૪૮૯ થી ૫૨૨. વહેમને હાંકી કાઢવાનાં ઉત્સાહગીતો પૃ. ૨૩૧–૨૩૭ વગેરેનો પણ આમાં જ સમાવેશ થાય.

બધી કવિતાઓમાં રચ્યા તારીખો નથી. પહેલી 'સ્વતંત્રતા' નીચે ટીપ છે. "તા. ૩જી અકટોબર ૧૮૫૭એ બેટમાં અંગ્રેજોએ વાઘેરોને હરાવ્યા ને તાંહાંનાં દેહેરાં લુટ્યાં. તે બાબતની હકીકત તા. ૨૩મી અકટોબર ૧૮૫૯નાં રાસ્તગોફતારમાં થોડાક પોતાની તરફના ટોક સાથે છાપવામાં આવી હતી. તે વાંચતાં વારને મને એકદમ જોસ્સો થઈ આવ્યો તેથી મેં ઉપલી કવિતા બે દાહાડામાં જોડી હતી. એ બે દાહાડામાં હું જબરા આવેશમાં હતો, ને ઘરમાંથી બહાર તો ગયો જ ન હોતો; પણ મારી એક નાની ઓરડીમાં ભરાઈ રહ્યો હતો, ને ફકત ઘણુંજ જરૂરનાં કામ સારૂ નીચે ઉતરતો" વગેરે.

આ રીતે આ પહેલું જ કાવ્ય લોકનો પક્ષ લઈ સરકાર સામે ટીકા કરે છે. સરકાર સામે સ્પષ્ટ રીતે ટીકા કરનાર પહેલો કવિ નર્મદ ગણાવો જોઈએ. સરકાર વિરુદ્ધ બોલતાં કે લખતાં તેને ભય લાગતો કે શરમ પડતી નથી. આ કાવ્યમાં તે 'પરદેશી રાજાનો પ્રજાપ્રતિ ધર્મ' સમજાવતાં કહે છે.

અન્ય ધર્મને ન નિંદતો કદી ભમાઈને,
સેજમાંહિ ના કરે જુલુમ ખીજવાઈને;
બાળકી પ્રજા ઉપેર મોટ માર ના કરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે.

x x

ખુલ્લિ ને છુપેલિ રીતથી ન ચાંટલી ચુંટે,
ટેક રાખિ જે ન જાત ધર્મ ધંનને લુટે;
રહે જે પ્રજા તણા જ દેશમાં નિરંતરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે.

x x

આજ એમ કાલ તેમ ફેરવે ન કાયદા,
જેથિ તો પ્રજા સહે ઘણા જ ગેરફાયદા;
પુખ્ત ધારણા વિના ચઢે નહીં જ દાદરે,
તે જ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે.

'સેજમાંહિના કરે જુલૂમ ખીજવાઈ ને ' એમાં વાઘેરે ઉપર કરેલ સખ્તાઈની સ્પષ્ટ ટીકા છે. નર્મદના રાજ્યપ્રકરણના ઉલ્લેખોમાં બે વાત વારંવાર આવે છે. રાજાએ વારંવાર કાયદા બદલવા ન જોઈએ તેમ કાયદા દ્વિઅર્થી ન જોઈએ. પૃ. ૩૧૬ મે હિંદુઓની પડતી પંક્તિ ૬૫૫–૬૫૬માં તે, પરદેશી રાજ્યના કાયદા અને ન્યાય આપવાની રીત સામે લાંબી ફરિયાદમાં આનો પણ ઉલ્લેખ કરે છે. અને બીજું તે એમ માનતો કે લંડનની ગાદીનો કોઈ વારસ હિંદમાં કાયમ રહીને રાજ્ય કરે તો અહીં સુખ અને સ્વતંત્રતા આવે. આ માન્યતા આપણા રાજ્યપ્રકરણમાં વીસમી સદીમાં પણ થોડાં વરસ સેવાતી હતી — જો કે અત્યારના રાજ્યપ્રકરણમાં તેને વિશે કે ગંભીર રીતે બોલતું નથી.

'સ્વતંત્રતા'ના કાવ્યમાં તે સ્વતંત્રતા વિશેનો પોતાનો ખ્યાલ રજૂ કરે છે. સ્વતંત્રતાને તે માનવત્વના વિકાસ માટે આવશ્યક માને છે.

છૂટથી વધે જ નૂર તેજ માનવીતણું,
શોભતું ખિલી રહે જ મર્દમાનવીપણું;
વીરવીર્ય દાખવે સ્વતંત્રતા પરાક્રમ,
જેનિ હાક સાંભળી ખુણે ભરાય રે જમ.

અને પોતાની મહાન શ્રદ્ધા વ્યક્ત કરે છે:

કોઈનો નથી જ હક રાયરંકનો કદા,
છેક તો થવા બનાવવા ગુલામ વિશ્વમાં;
માણસાઈ છે તહાં ગુલામિ હોવિ ના ખરે,
જુલ્મિ વાત જોઈ શુભ ન્યાયકૂલ તે ખરે.

રાજાના હકને મર્યાદા જોઈએ એમ તે માનતો.

રાય સિંધુની પડે હદે રહ્યો જ કામનો,
જે સમે સિમો વટી વધ્યો જણાય તે ઘણો;
પર્વનો ઉન્હા કદાપિ મધ્યમાથિ નીકળે,
પૃથ્વિ નીપજે નવી જુની ડુબે જ રે જળે.

અને રાજા જો મર્યાદામાં ન રહે તો!

રાય જો પૂછે સલાહ માત્ર દ્રવ્યદાનમાં,
ગાનિ ડાહિ રાંકડી પ્રજાનિ રાખિ એતમાં;
તર્ત તેણિયે થવું જરૂર સ્હામું રાયની,
રાખવી પરંતુ વર્તના સુસભ્યતા ઘણી.

સભ્યતાથી સામે થવા સુધીની તે સલાહ આપે છે.

આપણી હાલની સ્થિતિના નિદાનમાં આપણા દુઃખનાં પામરતાનાં તે ત્રણ કારણો માનતો

જો જો જો જગજીવના બહુ સહ્યાં, સંકટ તો સામટાં,
રાજા-ધર્મ-રુઢીતણા જુલમથી, અંગે ઉઠ્યાં ચામઠાં. પૃ. ૯૪

નીચે ટીપ કરી છેઃ "રાજાના જુલમથી, ધર્મના જુલમથી, રુઢીના જુલમથી." તેણે કોઈ દિવસ આપણાં બધાં દુઃખનું કારણ એકલી રૂઢિ માન્યું નથી. અંગ્રેજી રાજ્યના ગમે તેટલા ફાયદા જાણતાં છતાં, તે રાજ્યને વખાણતાં છતાં, પરરાજ્ય એક અનિષ્ટ છે તે કદી તેની સરત બહાર ગયું નથી.

અને કેટલીક પંક્તિઓ જોતાં અગ્રેજી રાજ્યની સંકુચિતતા, તેની વેપારનીતિ તેને અંદરથી ખૂંચતી એમ સ્પષ્ટ જણાય છે. વીરસિંહ કાવ્યમાં તે નાયકના મુખમાં પોતાના દેશની પ્રતીત થતી સ્થિતિ જ મૂકે છે, પૃ. ૪૩૪-૪૩૫ પર કહે છેઃ

હિણુ દંભો કહાડું બ્હાર | દેશ હદપાર | હક્ક છે મુજ | જનમ ભૂ મ્હારી,
રણજુદ્ધ કરયું નહિ લેશ | હાય તુજ વેશ | ઠગાથિ લીધ | જીત શી ત્હારી.
રે વેપારી બકાલ | મુફ્ત કુળ લાજ | કરે મુજ રાજ | એકચક્રવે શૂં !
નહિ નહિ મેં તો સંખાય | પ્રલય આ થાય | રજપુતી જાય | વીર બેઠો શૂં !

અહીં 'વેપારી બકાલ' શબ્દમાં સ્પષ્ટ રીતે Nation of shop-keepers નો વ્યંગ્ય છે, અને પૃ. ૨૩૨ એ

કેદિ યજમાન તે હાજી, પરોણો છે થયો કાજી,
હવે એ કેહ છે પાજી, અરે કોઈ શૂર દીવ દાઝી.

એ પંક્તિઓમાં પણ અંગ્રેજોની દેશીઓ તરફની તિરસ્કાર વૃત્તિનો તિરસ્કાર સ્પષ્ટ જણાઈ આવે છે. તે વારંવાર આ ત્રણેય અનિષ્ટો જણાવે છે.

વળી આસમાની, વળી સુલતાની,
વળી કાઝીકાધી આફતો રિબાવે. પૃ. ૨૮૦

અને આ આફતોમાંથી બચવા માટે તે ત્રણ પ્રકારનાં ઐક્ય આવશ્યક ગણે છે.

વિના વાણિનું ઐક્ય, વિના કહું ઐક્ય ધરમનું;
રાજઐક્ય વણ જોર, નકામું દેશીજનનું. પૃ. ૩૩૮

હિંદમાં એક ભાષા જોઈએ, એક ધર્મ જોઈએ, અને રાજ્યપ્રકરણી ઐક્ય જોઈએ. આનો અર્થ એવો તો ન જ હોઈ શકે કે એક ભાષા સિવાયની બધી બોલાતી ભાષાઓનો નાશ થવો જોઈએ, નર્મદની પોતાની સ્વભાષાભક્તિ અને ગુજરાતનું અભિમાન જ તેને એવું કદી વિચારવા ન દે, પણ સમસ્ત દેશ માટે વ્યવહારને માટે એક ભાષા જોઈએ એટલું આપણે અત્યારે પણ સ્વીકારીએ છીએ. અને જોકે નર્મદ પોતે તો એક જ ધર્મ જોઈએ એમ માનતો હતો પણ અત્યારે કોઈની એવી ભાવના નથી, કોઈ તે શક્ય પણ માનતું નથી,—અલબત્ત સૌ પોતપોતાનો ધર્મ પાળવા છતાં વ્યવહારનાં કાર્યોમાં ઐક્ય કરી શકે તેને માટે પ્રયત્નો ચાલી રહ્યા છે. બીજી તરફ એક નાનો વર્ગ એમ પણ માને છે કે આ ધર્મોનો આગ્રહ જ ખોટો છે—હવે આ અર્થમાં ધર્મની જરૂર જ નથી. અને અલબત રાજ્યપ્રકરણી ઐક્ય તો જોઈએ છીએ એમાં કોઈને શંકા નથી. અને આ બધા ઐક્ય વાટે સૌથી મોટી જરૂર શૌર્યની છે. આ રીતે તેનો મુખ્ય મદાર શૌર્ય કે પ્રેમશૌર્ય ઉપર છે. તે કહે છે :

સ્વતંત્રાને કાજ, શૌર્ય ના કહાડે જે કો;
પામે નહિં કદિ સુખ, અહીં તહિં સાચું તે કો.
વિના શૌર્ય નહિં તુટે, જાતિનાં બધન મ્હોટાં;
વિના શૌર્ય નહિં ધટે, પુજાના દાઢો ખોટા.
વિના શૌર્ય નહિ વધે, સ્નેહ સાચા દેશીમાં;
વિના શૌર્ય નહિ ઐક્ય, થાય કોદી દેશીમાં.

અને ગુજરાતીઓને આવું શૌર્ય ચડાવવા કડખેદ બનવામાં તે મગરૂરી લે છે. દ્દ્દ સ્થિતિ પ્રાપ્ત કરવામાં જે જે સામે આવે તે સર્વની સામે લડવામાં

તેને રસ પડે છે અને તે ગાય છે. શૂરવીરનાં લક્ષણોનાં પદોની નીચે ટીપમાં તે કહે છે: "એ પદો ચાર વાતને લાગુ પડે છે. યુદ્ધમાં શત્રુની સામે લડવા જવાને યોગ્ય થવામાં કિયા કિયા ગુણો રાખવા જોઈએ તે એક, આ ભવરણમાં માણસે પોતાની ઉપર આવી પડતી આપત્તિમાં–આધિ વ્યાધિ, ઉપાધિરૂપી દુઃખમાં કેમ વર્તવું તે બીજી, અને વ્હેમરૂપી શત્રુની ઉપર સુધારાએ કેવી રીતે સજ થઈ લડવું અને તેથી શા લાભ થાય છે તે ત્રીજી, અને ઉપરી સરકાર જુલમ કરતી હોય તો રૈયતે કેમ વર્તવું તે ચોથી." આ તેનાં મુખ્ય પ્રેરક બળો હતાં.

આ પ્રકારની કવિતાઓ નર્મદની સૌથી ઉત્તમ છે એટલું જ નહિ નર્મદના સામાન્ય દોષો આમાં ઓછામાં ઓછા છે. અશ્લીલતા જે તેનાં પ્રીતિકાવ્યોમાં છે તે આમાં આવી શકે જ નહિ. ઊલટું તેનાં પ્રીતિકાવ્યો જોતાં ક્યાંક જે એમ લાગી જાય છે કે નર્મદમાં સ્વચ્છંદીપણે પ્રીતિ મહાલવાની વૃત્તિ હતી, તેની મર્યાદા કે તેની સામેની બાજુ અહીં દેખાય છે. ઈશ્વરસંબંધી કાવ્યોમાં આપણે જોયું કે નર્મદ પોતાની પ્રીતિને પણ મોહ કહેતો થયો હતો—અલબત્ત, એ ઈશ્વરી સ્નેહના દૃષ્ટિબિન્દુથી. પણ અહીં તો વ્યવહારમાં પણ પ્રીતિની મર્યાદા તે આંકી બતાવે છે.

અતિસ બનિ ગયા છો બ્હાવરા ને જનાની,
ગમતિ ઘણિ થઈ છે, વાત શૃંગારમાંની;
પણ ખચિત વિચારો, ચિત્ત શૃંગાર ખીલે,
પુરુષ પણથિ રાખે, વીર મર્દાઈ દીલે.
પુરુષ સશુર હોવે. તો બને સ્ત્રી રુપાળી,
કસટ થકિ જ વાગે, પ્રેમની રંગ તાળી;
સમય નથિ હવે કે, રોજ શૃંગાર ખેલો,
સમજિ સમય જાણો, આ વળી છેક છેલ્લો. પૃ. ૯૧

અને પૃ. ૫૦૮મે કહે છે.

પ્રેમ ગયો ને રહ્યો કામડો એ પણ નહિ મર્દાની;
સ્વતંત્રતા ગઈ, રહ્યું દાસપણુ, મૈત્રિ સ્વાર્થની માની.

આમ એ પ્રેમ અને સ્વાર્થનો વિવેક કરે છે અને સાચો વીર જ સાચો પ્રેમ અનુભવી શકે એ સત્ય રજુ કરે છે. 'વજેસંગ ચાંદબા'માં ઠગીની ખબર મળતાં વજેસંગ શૃંગાર છોડી વીર બને છે.

> પ્રજાતણું ભય દુર કરી, આવું પાછો ઘેર;
> પ્રેમામૃત તુજ ત્યાં લગી, મ્હારે મન છે ઝેર. પૃ. ૨૬૭

એટલે વીરરસમાં અશ્લીલતા જેવા દોષનો સંભવ નથી. નર્મદનાં બીજાં કાવ્યોમાં, જેમકે પ્રીતિકાવ્યોમાં, ઉત્તમ અને અધમ વચ્ચે જેવું મોટું અંતર છે તેવું અંતર અહીં નથી. તેનું કારણ કંઈક એ છે કે આ કાવ્યો તેણે મોડાં લખવાં શરૂ કર્યાં એટલે હથોટી આવી ગઈ છે. વળી આ ઘણુંખરાં કાવ્યો તેણે પદોમાં લખેલાં છે જેમાં તેને ભાષાની ઓછી મુશ્કેલી પડે છે. પદોમાં કેવળ નિબંધયોગ્ય દલીલો ભાગ્યે જ આવી શકે. તેણે રોલામાં પણ આવાં કાવ્યો લખ્યાં છે અને રોલા પણ તેને ઘણા સમયથી સિદ્ધ થઈ ગયેલો છન્દ છે. બીજું કારણ એ કે આ કાવ્યનો સ્થાયી ભાવ ઉત્સાહ છે. નર્મદનો ઉત્સાહ હમેશાં પ્રબલ અને વેગવાળો હતો. એટલે જેટલે અંશે બલ અને વેગ વીરરસના વિભાવો છે તેટલે અંશે તેમાં થોડો રસ તો આપોઆપ જ સિદ્ધ થઈ જાય છે. આ વર્ગનાં કાવ્યોમાં ઉત્તમ કાવ્યો તો જો કે બહુ નથી પણ અમુક કોટિથી ઉતરતાં છે જ નહિ, અને તે બધાં વાંચવાં ગમે તેવાં છે. તેમાંથી પસંદગી કરવી મુશ્કેલ થઈ પડે.

આ પ્રકારનાં કાવ્યોના ઉત્તમ દાખલા પોતાની ઉત્કૃષ્ટતાથી જ મશહૂર છે. પણ એ દાખલાનો આજે ઉલ્લેખ ન કરું તો નર્મદના અક્ષરદેહનું સ્મરણ કરતી વખતે તેનું ઉત્તમાંગ છોડી દીધા જેવું થાય. એ દાખલા એટલા સરસ છે કે તે અનેકવાર સાંભળ્યા હોય છતાં ફરી સાંભળવા ગમે.

> ફરી જોબનિયૂં આપે, હરિ તૂં ફરી જોબનિયૂં આપે,
> હિંદુ દેશને થાપે, હરિ તૂં નીજ કરીને થાપે. પૃ. ૨૧૭

એ અને

> રણ તો ધીરાનં ધીરાનં, નહિ ઉતાવળા કાયરનૂં. પૃ. ૨૨૮

એ તો આપણા સાહિત્યની અણમૂલી પંક્તિઓ છે. પૃ ૨૨૯મા ઉપરનું

આહા કેવાં યશગીત ગવાએ, જોદ્ધો રણે લડતો પડી જાએ.

એ કાવ્ય નીચે કવિ ટીપ કરે છેઃ "મારા મરણ પછી મારી રાખ ઉપરં દેવડી બંધાય તો તે ઉપર એ અથવા 'નવ કરશો કોઈ શોક' એ પદ કોતરાવવું." પણ આ ગીત 'નવ કરશો૦' જેટલું સુંદર નથી. તે સિવાય 'ઝાંસા શા ખાવા?' 'દાસ પણું કહાં સુધી' 'ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું' 'સહુ ચલો જીતવા જંગ૦' 'સુરત' ઉપરનું લાંબું સુંદર પ્રવાહી કાવ્ય, 'શંખનાદ સંભળાયે ભૈયા' 'ઘાયલ જંગી હો' 'રંગડ ઊંચા હો' 'જય જય ગરવી ગુજરાત' 'કોની કોની છે ગુજરાત' વગેરે પણ સુંદર છે. એ ગીતો છે, તેને હું ન્યાય ન આપી શકું માટે ઉતારતો નથી, પણ નીચેના પઠનયોગ્ય એક બે ફકરા તો બોલીશ. હું હિંદુઓની પડતી પૃ. ૩૩૬ મેથી એક ફકરો લઈશ.

મર્દ તેહનું નામ, સમો આવ્યો કે ચાલે;  
કનક કામિની તજી, સજી રણમાં જઈ મ્હાલે.  
મર્દ તેહનું નામ, ડરે નહિં રણે જવાથી;  
હોંસે મ્હડે તોખાર, ડગે નહિ રિપુ મળ્યાથી.  
મર્દ તેહનું નામ, મરે પણ પણ નવ મૂકે;  
ધીર ધરી શૂરભેર, તાક્યું નીશાન ન ચૂકે.  
મર્દ તેહનું નામ, સિંગથી શૂર વધારે.  
તોપ ભડાકા કરે, તેમ તે ધસે પુકારે.  
મર્દ તેહનું નામ, ચળકતાં શસ્ત્રો જોઈ;  
ઉછળી કરતો હાથ, કીર્તિ ઉજળી પર મ્હોઈ.  
મર્દ તેહનું નામ, લોહિની નદિયો દેખી;  
ધડ માથાં ને હાડ, કાંપતો નહિ જે પેખી. વગેરે.

એક બીજો ફકરો પૃ. ૩૩૯ મેથીઃ

મ્હેમ યવનની સાથ, સુધારાદિત્ય લડે છે;  
ભર્તખંડમાં જુદ્ધ કડું ચોમેર મચે છે.  
મ્હેમી બહુ ગુજરાત, તહાં સુધારા પક્ષી;  
સેનાનીમાં એક, કવી નર્મદ છે લક્ષી.

પ્રેમશૌર્યમાં મગ્ન, હાલ કડખેદ બન્યો છે;
ઝંપલાવવા રણે, વાટ તે જોઈ રહ્યો છે.
દાખવવાને હાથ, નથી રણુ રંગભુમી કો;
દેશ-સમય-જનરંગ, જોઉં છું મૂળે ફીકો.
નથી સેન તૈયાર, એક પણ વાતે હમણાં;
નથી પ્રેમ ને નેમ, શૌર્યનાં તો છે સમણાં.
તો પછિ હોએ કેમ, ભલાં હિંમતને સાહસ?
એમ રડું છું હાલ, લજ્જા વણુ હોએ શો જસ!

આ 'હિંદુઓની પડતી' ને નર્મદના એક ઉત્તમ કાવ્યનું માન મળ્યું છે તે યોગ્ય જ છે. શ્રીયુત મુનશી તેને "દેશભક્તનું કરુણ-રુદન" કહે છે. તેમાં નર્મદનું દર્દ છે એ વાત સાચી, પણ તેનો મુખ્ય ભાવ-પ્રધાન સૂર-વીર જ છે. દર્દ પણ તેને ઉત્સાહ પ્રેરે છે. તે સુધારાનું બાઈબલ ગણાયું છે તે યોગ્ય જ છે. તેમાં સુધારાનો આખો કાર્યક્રમ આવી જાય છે; તેના સુધારાની દૃષ્ટિ પણ વિશાળ અને તલસ્પર્શી છે. એટલાં વહેલાં એણે વિધવાવિવાહ, પરદેશ ગમનની સાથે સ્પર્શાસ્પર્શનો પણ ઉલ્લેખ કર્યો છે. તે કહે છે:

વળી શ્વપચનો સ્પર્શ, તેહ પણ તે જ ઉપરથી,

અને બીજા બધાની સાથે શરીર સારાં કરવાને પણ શિખામણ આપે છે. આવું અગત્યનું પુસ્તક સામાન્ય ભણેલાની અજાણમાં રહે તે સારું નહિ. તેની એક નવી આવૃત્તિ ટિપ્પણ સાથે કરી તેને પાઠ્યપુસ્તકોમાં મૂકવું જોઈએ. જ્યાં જ્યાં નર્મદની દલીલોમાં અતિશયિતા લાગે તે ભાગ છોડી દેવો, અથવા તેના ઉપર સ્વતત્ર તટસ્થ વિવેકી ટીપ આપવી પણ આ કાવ્ય માત્ર હિંદુ ગુજરાતીએ જ નહિ પણ દરેક ગુજરાતીએ વાંચવું જોઈએ. અને તેનું કારણ તેમાં સુધારાનો કાર્યક્રમ છે તે જ નહિ, પણ તે ખરેખર સાહસ અને ઉત્સાહ પ્રેરનાર છે માટે. કોઈ પણ જમાનામાં સુધારો નથી થતો તેનું મુખ્ય કારણ અજ્ઞાન તો ખરું જ, પણ તેટલું જ મજબૂત કારણ સ્વાર્થ, જડતા, નિરુત્સાહ, ભય, શરમ વગેરે છે. આ કાવ્યનો પ્રવાહ એટલો વિપુલ પ્રબલ અને વેગવાળો છે કે હૃદયના આવા મેલો તેમાં ધસડાઈ જાય! હજી પણ આપણા દેશમાં એની એ જ જડતા

પ્રગતિને રોકે છે, અને તેથી આવાં કાવ્યો આપણાં પાઠ્યપુસ્તકોમાં આવી જવાં જોઈએ:—છેવટે આનુષંગિક વાચનમાં.

અને આપણે સુરતમાં ભેગા થયા છીએ તો સુરતીભાઈઓને માટે તેણે શું કહ્યું છે તે જોઈએ. એનું એ જ અત્યારે શબ્દશઃ લાગુ પડે છે એવી કોઈ સમજણથી નહિ, પણ સુરત માટે તેને કેટલું મમત્વ હતું, કેટલો ઉત્સાહ હતો તેનું સ્મરણ કરવા.

સુરત તણા ઓ તનુજ, વિશેષે નાગર બચ્ચા;
અનાવળા કાએચ, તમે હઠમાં નહિ કચ્ચા.
રૂડી વાનમાં હતું, રાખશો રુડી રીતે;
સ્વાર્થ અને પરમાર્થ, સાધિ રહેશો સુખિ નીતે.
રાજકાજમાં નજર, તમારી સારી પ્હોંચે;
ઘટતી છુટને લેઈ, ચ્હડી બેસો સુખ ટોંચે.
વ્યવહારી વેદાન્ત, સર્વથી સ્હેજ પળાએ;
જાતિભેદ મૂકાય, ઐક્યથી શૂં ના થાએ.
ઉદ્યમ ખંતે રાજ, ભણી ગુણિ વ્હેમો કાડો;
રણે બતાવી શૂર, સુધારા સાથે લાડો.
નર્મદ હું કકખેદ, ગાઈને શૂર ચ્હડાવૂં;
ઉડી ચલો સહુ શૂર, ફરી ટાણું નહિ આવૂં. પૃ. ૪૦૦

અહીં વીરકાવ્યોનો વિષય પૂરો કરી હવે તેનાં નાટકોનો વિષય હાથ ધરું છું. નર્મદની કૃતિઓમા નાટકો ઉપર બહુ ધ્યાન નથી અપાતું. નર્મદે તે પૈસાની ભીડમાં લખી આપેલાં. તે વિશે નવલરામ લખે છેઃ "ઈ. સ. ૧૮૭૬માં મુંબઈમાં જઈ નર્મદાશંકરે નાટકશાળાને માટે લખવાનું તથા એવાં બીજાં કેટલાંક પરચુરણ કામો ઉદરનિમિત્તે કરવા માંડ્યાં. આ નાટકો જેવા ઉદ્દેશથી લખાયાં તેવાં જ છે એટલે તે કવિની કીર્તિમાં કાંઈ વધારો કરે એવાં નથી." અને તેનું કારણ નવલરામ ટીપમાં એ લખે છે કે નર્મદાશંકર સ્વાનુભવરસિક કવિ હતા, અને નાટક માટે સર્વાનુભવરસિક કવિ જોઈએ. આ કારણ ખરું છે. અને છતાં નર્મદની બીજી કેટલીક કૃતિઓ કરતાં આને વધારે અધમ ગણવાનું મને ખાસ કારણ જણાતું નથી.

આ કૃતિઓ સામાન્ય રીતે ઘણી ઓછી પરિચિત છે એટલે એ વિશે થોડી માહિતી આપવી ઉચિત ગણું છું. નર્મદે ચાર નાટકો લખ્યાં છે. દ્રૌપદીદર્શન, સીતાહરણ, સારશાકુન્તલ અને બાલકૃષ્ણવિજય. આ ચારેયની પ્રતો મને જોવા મળી છે. તે અનુક્રમે ૧૮૯૮, ૧૮૯૧, ૧૮૮૧, અને ૧૮૮૬ની હતી. પહેલીમાં ત્રીજી આવૃત્તિ જણાવેલું છે. બીજીમાં કેટલામી આવૃત્તિ તે જણાવેલું નથી. સીતાહરણને બદલે મેં જોયેલી પ્રતનું નામ શ્રીરામજાનકી દર્શન નાટક હતું.

સદ્‌ગત નવલરામે આપેલ નોંધ ઉપરથી જણાય છે કે દ્રૌપદીહરણ સૌથી વધારે લોકપ્રિય થયું હતું. કવિ નર્મદનાં વિધવાએ એક ચોપડીમાં કવિ વિશેની કેટલીક હકીકતનું ટાંચણ કરેલું છે તેમાં પણ લખ્યું છે: "આ ઘરમાંજ એઓએ નાટક લખવાં શરૂ કીધાં. દ્રૌપદીદર્શન, સીતાહરણ (રામજાનકી દર્શન), સાર શાકુન્તલ અને બાલકૃષ્ણવિજય આ ઘરમાં લખાયાં. તેમાં દ્રૌપદીદર્શન ખેલ સર્વોત્તમ નીવડયો"

આ બધાં નાટકોમાં નાટકની રચનાની, ભાવસંક્રાન્તિની ને પાત્રાલેખનની ભૂલો તો છે. પણ કેટલીક વિચિત્ર ભૂલો છે તે અણઘડપણાની છે કે એ વખતનાં નાટકોનો એવો સમય હતો તે જાણી શકાતું નથી. દાખલા તરીકે એક જ પ્રવેશમાં તદ્દન જુદા જુદા સ્થલનાં બે દૃશ્યો નાંખવાં. દ્રૌપદીદર્શનમાં દ્રૌપદી (સૈરન્ધ્રી) ભીમ પાસે કીચકનો ઘાટ ઘડાવવાનું નક્કી કરીને પાચમા અંકના પાંચમા પ્રવેશમાં કીચકને ખોટો મિલનસંકેત આપે છે. તેનું સ્થલ રાણીમંદિર છે.

સૈરન્ધ્રી—તમારે કોઈને કંઈ કે'વું નહિ ને મધ્યરાત્રિયે ચિત્રશાળામા મળજો.

કીચક—ખરૂં કે છે તું મને?

સૈરન્ધ્રી—જોશો લાંબો અવધિ તો નથી.

કીચક—ત્યારે હું જાઉં છું ને તારી રાહ જોઈશ. (જાય છે)

દાસી—આજ કંઈ તું લટી ગઈ સૈરન્ધ્રી!

સૈરન્ધ્રી—આડે લાકડે આડો વેહેર.

દાસી—ચલો, રાણી વાટ જોતાં હશે આપણી.
આવી ગુપ્ત અને હીણપતની વાત દ્રૌપદી દાસીના દેખતાં કરે? અને દાસી ઓચિંતી જ ક્યાંથી આવી પડી? પાત્ર પ્રવેશે છે કે જાય છે તે પણ જણાવ્યું નથી. એ તો જવા દઈએ, પણ અહીં સુધી વાત આવ્યા પછી તરત કૌંસમાં (ચૌટાના માર્ગમાં) લખે છે ને વાતચીત શરૂ થાય છે:

એકજણ—કીચક મૂઓ.

બીજો—હેં હેં બપોરે તો મેં તેને દીઠો હતો.

એટલે કે એક પ્રવેશમાં પણ સ્થલ કે કાલ કશાનું સાતત્ય નથી! આવું બીજે પણ છે.

આવું જ ધડતરનું અણઘડપણું રામજાનકી દર્શન નાટકમાં છે. અંક બીજે પ્રવેશ બીજામાં વિદૂષક એકલો પ્રવેશ કરી બોલે છે:

વિદૂષક—મિથિલાપુરીમાં સ્વયંવર જોયો, પણ પછી રામસીતા પરણી અયોધ્યે ગયાં ને પછી હું પણ મારે ગામ જઈ પરણ્યો અયોધ્યે તે બે ધણીધણીઆણીરૂપે કેવી રીતે પ્રેમ વૈભવ કરતાં તે આપણે ન જોયું. પણ હા! મારા સ્નેહીએ ઘણા દાડા પર મને એક ગીત લખી મોકલ્યું હતું ખરૂં. સાંભરી આવ રે ગીત! સાંભર્યું સાંભર્યું.

આ ઉક્તિ પછી ચોપાઈમાં ગીત આવે છે તેમાં પ્રથમ રામલક્ષ્મણનું મિથિલા જવા પહેલાંનું વૃત્તાંત આવે છે. રામલક્ષ્મણ કૌશિક સાથે ચાલ્યા. માર્ગમાં તાડિકાનો વધ કર્યો. પછી વિશ્વામિત્ર પાસેથી અસ્ત્રવિદ્યા લીધી. પછી યજ્ઞનું રક્ષણ કર્યું. સુબાહુ ને મારિચને માર્યા ને છેવટે લખે છે:

યજ્ઞ થકી પરવાર્યા જહીં, સંદેશો આવ્યો છે તહીં;
મિથિલા ધણી જનક રાજેન, ધનુષ યજ્ઞનું કરે જતંન.

પણ બહુ વર્ષ થઈ ગયાં રામસીતાનાં દર્શન કર્યાંને! અયોધ્યે જઈ ફરી એકવાર દર્શન કરી આવું (જાય છે.)

અહીં પ્રવેશ પૂરો થાય છે. આ પ્રવેશની વિદૂષકની ઉક્તિ ઉપરથી એમ જણાય છે કે આ પહેલાં રામસીતાનું લગ્ન થઈ ગયું છે. પણ

રામસીતાના લગ્નના બધા પ્રવેશો આ વિદૂષકની ઉક્તિ પછી જ આવે છે! પ્રવેશ ત્રીજામાં મિથિલા પાસેની વનરાઈમાં ઉતરેલ વિશ્વામિત્રને જનક યજ્ઞ-સમારંભ જોવાને રાજગૃહે આવવા આમંત્રે છે. પ્રવેશ ચોથામાં પુરોહિતના નિવાસમાં અહલ્યાને જનકરાણી મળવા આવે છે ત્યાં રામલક્ષ્મણ અને જાનકીને પ્રથમ એકબીજાનું દર્શન થાય છે. પ્રવેશ પાંચમામાં જાનકી સહિયરો સાથે વાત કરે છે. પ્રવેશ છઠ્ઠામાં રામ સ્વયંવર મંડપમાં શિવધનુષ્ય તોડે છે, અને સીતા રામને વરમાળ પહેરાવે છે. પ્રવેશ સાતમામાં પરશુરામ અને રામનો મુકાબલો થાય છે. અને પ્રવેશ આઠમામાં લગ્નો થઈ રહ્યા પછી વહેવાઈઓ રાજસભામાં વિદાય લે છે.

ત્યારે વિદૂષકની ઉક્તિનો શો ખુલાસો? તેને ભવિષ્યની આગાહી કરવા તખ્તા ઉપર ઊભો કરેલો એમ સમજવું? અને આગાહી વળી વિદૂષકને મોઢે?

૬૭ એક નાની વિચિત્રતા પણ અહીં જ આવે છે. વેવાઈઓ વિદાય લે છે તેનો અંત આ પ્રમાણે છે.

જનક—મુનિ વશિષ્ઠ ને મુનિ વિશ્વામિત્ર પ્રણામ સાથે વિનંતી કે પાછાં દર્શન આપશો. (સૌ છૂટા પડે છે ને પછી દશરથ જાન સાથે અયોધ્યે જવા નીકળે છે.)

ખરી રીતે અહીં અંક પૂરો થવો જોઈએ. પણ અહીં પૂરો થતો નથી. આ બધાં પાત્રો ચાલ્યાં ગયા પછી ગાયનો આવે છેઃ—

ચોપાઈ

જાન આવી અજોધ્યા માંય, વહુવર જોડાં ચાર સુહાય;
રાજરાણીઓ મલકાય, પુરિનાં નરનારી હરખાય. ૧
છ સાત વર્ષે સીતા તેહ, વયે આવિ પતિ સંગે રેહ;
વર્ષો વર્ષે વળિ પાયક એમ, ખિલી પદ્મિની તે સહપ્રેમ. ૨

(દેશી—ઢાળ)

એક સમે વારુ વાટિકામાં રામ સીતા અવલોકતાં;
વસંત ખીલ્યો ફુલલતાએ વહે ફૂવારા ઝોકના. ૧

વિવિધરંગી પંખીઓ સહુ આલાપ વિવિધ સુસ્વર કરે;
આકાશ સુંદર નિરખતાં ઉર પ્રેમમાં વધુ રસ ભરે. ૨
લક્ષ્મણે કૂશો વેડી આણ્યાં સીતાએ ગૂથી માળ રે;
ઊભી થઈ પેહેરાવવા પતિ પીતવસન વપુ તમાલ રે. ૩
માવરી લીધી માળ કરમાં રામે મુખ મલકાવિયું;
સીતાની કોટે ઘાલી દેઈને નેત્રામૃત ઉપજાવિયું. ૪
એક સમે જલક્રીડા કરતાં રામ દાખે શરચાતુરી;
સીતા ઓવારે મંદ હસી કહે પ્રેમવીર પણ છો ધુરી. ૫

અને અહીં અંક સમાપ્ત થાય છે. આ ઉક્તિ બોલતું કોણ હશે ! કે માત્ર છ.પેલી પ્રતમાં આ ગીત છે અને તે નાટકમાં નહિ બોલાતું હોય ? કે ગુજરાતી રંગભૂમિની એ બાલદશામાં સૂત્રધારનું પાત્ર બોલી જતું હશે ? કે પ્રત્યક્ષ થયા વિના પડદા પાછળથી કે વિંગમાંથી આટલું ગવાતું હશે ? અહીં આવી જ એક ભૂલ વીરમતી નાટકમાં નવલરામે કરેલી યાદ આવે છે. અંક ૫, પ્રવેશ ત્રીજો, જેમાં અંતે વીરમતી, પોતા પર આક્રમણ કરતા લાલરાજને મારે છે, તેમાં છેલ્લે વીરમતીનું વર્ણન કવિ પોતે સોરઠામાં કરે છે !

"સળકે મણિધર જેમ, સોય અણી ઉર અડકતાં" વગેરે. બન્ને સમકાલીનોએ એક જ પ્રકારની ભૂલ કરી એટલે વહેમ જાય છે કે આ પ્રકારનાં કાવ્યો બોલવાનો તેમના સમયમાં કોઈ સંકેત તો નહિ હોય ! આપણી આધુનિક રંગભૂમિનો ઇતિહાસ ઘણો ટૂંકો છે છતાં તેના પ્રારંભની ઘણી ઘણી વિચિત્રતાઓની આપણને અત્યારે ખબર નથી ! તેવું આ પણ કંઈ હોય !

હવે નાટકની શૈલી વિશે થોડું કહી આ ભાગ બંધ કરીશ પ્રથમ ગદ્યમાં તેના અમુક અમુક પ્રયોગો ધ્યાન ખેંચે તેવા છે તે જણાવું છું. પ્રથમ એ કે 'આપો' "જાઓ" તેને બદલે તે "આપવું" "જવું" જેવાં રૂપો વાપરે છે. જેમ કે :

રાજા—(રથ થોડેક આગળ ચાલ્યા પછી) સત તપોવન વાસીને ઉપદ્રવ મા થાઓ; અહીં જ રથ રાખ, કે હું ઉતરું !

**સૂત**—રાસ ખેંચી છે મેં, ઉતરવું આયુષ્મન્!

**રાજા**—...ને આ તમારી સખી તેની કન્યા એ કેમ?

**અનસૂયા**—આર્યં સાંભળવું! સારશાકુન્તલ.

આવા દાખલા બીજાં નાટકોમાં પણ છે તે વિશેષ આપતો નથી. બીજો આવો પ્રયોગ ચોથી વિભક્તિનોઃ—

**મંત્રી**—માયા કપટ ને વળમાં પૂરાં આપણાં પૂતના બાઈ ખોળને નીકળી પડયાં છે. (બાળકૃષ્ણ વિજય) 'ખોળને' એટલે શોધ માટે.

**રાજા**—ઠીક, હું મળીશ એટલે તે મહર્ષિને જણાવશે કે દર્શનને આવ્યો હતો. (સાર શાકુન્તલ)

**પ્રિયવંદા**—ચાલ હવે દેવકાર્યને જઈએ. (સદર)

આવા દાખલા બધાં નાટકોમાં છે. આવા પ્રયોગ તેની કવિતામાં પણ છે. નર્મકવિતા પૃ. ૪૯૧મે એક કાવ્ય છે:

ચલો ચલો જુદ્દને, જુદ્દે છે જય ભાઈ.

તેમજ પૃ. ૨૫૧મે

ગયો રાજ શીકારને, સુણી ઊઠી તે વાર.

પ્રેમાનન્દ આજ અર્થમાં ચોથી વિભક્તિ વાપરે છે પણ આધુનિકોમાં આવો પ્રયોગ નર્મદ સિવાય બીજે વાંચ્યાનું સ્મરણ નથી, હોય તો તે નોંધ લેવા જોગ ગણાય. બીજું: 'સિદ્ધ' શબ્દ નર્મદ 'તૈયાર' 'તત્પર'ના અર્થમાં વાપરે છે, જેમકે:

**સભાસદો**—મહારાજનો ખેદ ટાળવે સિદ્ધ છૈયે અમે સૌ મંત્રીશ્રી.

**મંત્રી**—જય મહારાજ! અવશ્ય જેવું કાંઈ નથી. જોદ્ધાઓ સિદ્ધ છે. (બાળકૃષ્ણ વિજય)

આ પ્રયોગ તેની બીજી કૃતિઓમાં પણ છે પણ સૌથી વધારે ધ્યાન ખેંચે એવો પ્રયોગ વ્યુત્ક્રમરચનાનો છે જે કવિશ્રી ન્હાનાલાલનાં કાવ્યોમાં પ્રથમ લક્ષમાં આવી. આના જરા વિશેષ દાખલા જોઈએ: ઉપરનો જ પ્રસંગ:—

**મંત્રી**—મહારાજ અહીં આવશે વેળાએ, સભાસદો તમે સૌ વડું ધૈર્યં આપજો.

સભાસદો—મહારાજનો ખેદ ટાળવે સિદ્ધ છૈયે અમે સૌ મંત્રીશ્રી,
વળી એજ નાટકમાં આગળ

કૃષ્ણ—નિર્દોષ સંયોગ તમારો છે;
બીજા દાખલા જોઈએ.

વૈખાનસ—પુત્રી શકુન્તલાને અતિથિના સત્કારનું કહી, એના દૈવમાં કંઈક બાધક છે તેની શાંતિને અર્થે અમણાંજ સોમતીર્થે ગયા ઋષિ.

× ×

અનસૂયા—...ને કીઆ દેશના કીઆ લોકને ઉત્કંઠિત કીધા છે વિરહે?

× ×

પ્રિયંવદા—તારે દેવું છે એ ઝાડને પાણી પાવાનું મને, માટે આપ ને તેથી છૂટી થઈને જાજે
શાકુન્તલ.

સૂત્રધાર (પડમણી જોઈને) પ્રિય! આવતું, શ્રીરામ જાનકી દર્શન નાટક કવિશ્રી નર્મદાશંકરે નવુંજ રચ્યું છે તેનો પ્રયોગ કરીએ રંગભૂમિ ઉપર.

× ×

ગૌતમ—પવિત્ર શ્રેષ્ઠ, અંગિકાર કીધો મેં, પત્ની! સતીની પ્રતિજ્ઞા પામ.
રામજાનકી દર્શન નાટક

વ્યુત્ક્રમના આવા પુષ્કળ દાખલા બધાં નાટકોમાં મળે છે. નર્મદાશંકરના ધર્મવિચારના નિબંધોમાં પણ ઘણી જગાએ વ્યુત્ક્રમશૈલીનો પ્રયોગ કરેલો છે. તે નિબંધોમાં સૌથી પહેલો 'ધર્મ જિજ્ઞાસા' ૧૮૭૯માં લખાયો છે. એટલે આપણે કહી શકીએ કે તેની પણ પહેલાં નર્મદે એ શૈલી ૧૮૭૬માં વાપરી છે. કવિશ્રી ન્હાનાલાલના અપદ્યાગદ્ય કે ડોલનશૈલીમાં આ વ્યુત્ક્રમનો પુષ્કળ ઉપયોગ થયેલો હોવાથી આને મહત્ત્વ મળ્યું છે. અને આ શૈલીનો ઇતિહાસ કદી જોવાનું આવે તો તેમાં પણ નર્મદને પુરોગામી ગણવો જોઈએ. આવા વ્યુત્ક્રમો આપણી બાનીને કેવળ પ્રતિકૂળ છે એમ તો ન કહી શકાય પણ નર્મદે તેનો અતિપ્રયોગ કર્યો છે. અને એ રીતે એનું સ્વરૂપ સમજવા જેવું છે. પણ આ નર્મદના ગદ્યનો પ્રશ્ન છે જેનું તેના ગદ્યના અભ્યાસમાં સ્થાન છે એટલે અહીં આટલા ઉલ્લેખથી એ પ્રશ્ન બંધ કરીશું.

નાટકમાં આવતાં કાવ્યો વિશે થોડું કહેવાનું રહે છે. પ્રથમ થોડાં સારાં કાવ્યોના નમૂના જોઈએ.

આકાશ સુંદર ભુરૂં નરૂં સ્વચ્છ સોએ
ઘેળે ફુલે વિધવિધે વનવૃક્ષ જોએ.
ધેનુ નમેલ તડકે ચરતી સ્વચ્છંદે,
બંસી તણી ધ્રુનિ સુણી ઉભિ સ્તબ્ધ વંદે.
વંદે સુણી વળિ સખા સહુ ગોપ જેને
ઊભો રહ્યો નટ બની વટ હેઠ તેને;
વાંકો વળ્યો કટિ તટે પદ કંઠ દેશે,
મેં તો જઇ ન લજ્યો નહિ રૂપ વેષે.

અહીં કૃષ્ણની ત્રિભંગી મૂર્તિનું વર્ણન છે. નીચેનું ગીત કૃષ્ણની ઉક્તિ છે.

શરદ પૂનેમની રાતડી ચાંદો ચઢ્યો આકાશ
ચાર ચાંદરણે ચોકમાં કરીએ જ પ્રેમ પ્રકાશ. ૧
વૃન્દ તે વન શોભી રહ્યું, ફૂલ્યું ખેલ્યું ચોમેર;
કાલિંદી કેરે કાંઠડે રમિએ ઉમંગે ઘેર ૨
હાવે ને આવે ગોપિયો, સ્વચ્છંદી પ્રેમ સ્વરૂપ;
દાખીને લાવો લઇ લો, દર્શન દિવ્ય અનૂપ. ૩

પહેલી પંક્તિ મીહાઢાઢીના પ્રસિદ્ધ રાસની છે તે અકસ્માત હશે કે કવિએ જાણી જોઇને તેમાંથી લીધી હશે ?

એક જગાએ 'રેણુકી' વૃત્ત મૂક્યું છે જે કવિના પિંગલમાં નથી.

ઝનઝન વન સઘન, સદન નહિ ઉપવન, કુસુમ નિરખિ મન મુદિત હસે;
નિરમળ શશિ ગગન, પવનગતિ ઉદિપન, લગન ઇચ્છત તન પતિસું ધસે.

વગેરે.

સારશાકુન્તલનાં કેટલાંક પદ્ય પ્રાસાદિક છે. ભાષાન્તર સર્વત્ર સમશ્લોકી નથી. આશ્રમભૂમિના વર્ણનનો શ્લોક नीवाराः शुकगर्भकोटरमुखभ्रष्टास्तरूणामधः વગેરેનું ભાષાન્તર કટાવમાં નીચે પ્રમાણે કરેલું છેઃ

ઝાડતણી આ બખોલમાં પોપટના માળા, તેમાંથી તો નમાર કેરા કણ બહુ ગરતા; કો ઠામે છે પત્થર ચિકણા સચવના ઇંગોરા ઝૂંદ્યાં તેલ

કાદવા તપસ્વિઓએ; આરગમઃ પાણીનાં ટીપાં ને વળિ લીટા દેખાયે તે ઋષિજન કેરાં વલ્કલ વસ્ત્રો જળાશયોમાં બોળેલાં નીગળતાં લીધાં તેનાં હોએ; પવન ચપળથી ખાબુચિયાનાં પાણીએ તો ઝાડમૂળિયાં ધોવાયાં છે. હોમેલે ધીને ધૂમારે ધુમાડિયા રંગે પીળાં સૌ પત્રફૂલ ફળ; મોટાં હરણાં શબ્દ મનુષ્યના સુણી ન ભાગે વિશ્વાસે રહિ એક ગતીએ અહિં તહિં ફરતાં; ને બાળક તે દર્ભ કાપિને સ્વચ્છ કરેલી ઉપવન ભૂમિ તેમાં ચરતાં હળવે હળવે—

રમ્ય અતિ ધર્મક્ષેત્ર સોહે
ઊતરે શ્રમ મારો જોઈએ.

આની સાથે મણિભાઈ નભુભાઈએ ઉત્તર રામચરિત્રમાં દંડકાવર્ણનના શ્લોકનું ભાષાન્તર કટાવમાં કર્યું છે ( કો કો ઠામે સ્નિગ્ધ રમ્ય ને નયન હસાવે.) તે સરખાવવા જેવું છે. બન્નેએ મૂળના શાર્દૂલવિક્રીડિત વૃત્તના શ્લોકનું કટાવમા ભાષાન્તર કર્યું છે. મણિભાઈને આનું સૂચન નર્મદના આ ભાષાન્તરમાંથી મળ્યું હોય તો નવાઈ નહિ. અને નર્મદનાં નાટકો તેની કૃતિમાં હલકાં ગણાય છે છતાં તેનું સારશાકુન્તલ શાકુન્તલનાં ભાષાન્તરોમાં એક સ્થાન મેળવવા જેટલી યોગ્યતા ધરાવે છે. તેનું ગદ્ય પણ સચોટ અને સીધું છે.

નાટકોમાં વાપરેલાં નવાં વૃત્તોમાં તેની તોટકની ચાલ નોંધવા જેવી છે. બાલકૃષ્ણ વિજય નાટકમાં નટી ગાય છે

જય દુંદુભિયે દિપિ જાણ કરૂં રૂઅડી
પડિ પાપતણી ચડિ ધર્મધજા હડી.

કવિશ્રી ખબરદારે નર્મદ વિશે જે સૉનેટ લખેલ છે જેને તેમણે ધ્વનિત કહેલ છે તે આજ વૃત્ત છે.

વીર નર્મદ તું જગમાં લડી યુદ્ધ ગયો, વગેરે.

આ પ્રમાણે કાવ્યમાં કવિ નર્મદે ઠેઠ સુધી વૃત્તોના અને છંદોના પ્રયોગો ચાલુ રાખ્યા છે.

હવે ઉપસંહારમાં આપણે નર્મદનાં વિશેષ લક્ષણો જોઈ બંધ કરીશું. પદ્ય રચનામાં નર્મદનો ફાળો એકદમ નજરે ચઢે એવો છે. લલિત છંદનો

સૌથી પહેલો તેણે પ્રયોગ કર્યો. મરાઠીમાંથી 'ઓવી' 'મરાઠી સાખી' અપનાવ્યાં. તેમ જ મારું અનુમાન* સાચું હોય તો દક્ષિણના સંસર્ગમાંથી વીરવૃત્ત જેવા લાવણીના વિસ્તારો યોજ્યા. તેણે મુક્તકો–સુભાષિત મુક્તકો રચ્યાં તેમ જ આપણી ભાષામાં સૌથી પહેલાં પરિચ્છેદો (Periods)માં કાવ્ય લખ્યાં જેના નિદર્શક દાખલા હિંદુઓની પડતી, અને એક અદ્ભુત યુદ્ધ છે. નાનાં મુક્તકોની પરંપરા તેની પછી પાતળી પડી ગઈ છે. તેના પછી થોડાં મુક્તકો લખનાર પ્રો. બલવંતરાય ઠાકોરને જ ગણી શકાય, જો કે તેમની અસરથી હમણાં પાછો મુક્તકો લખવાનો શોખ કંઈક વધ્યો છે. નર્મદ, 'દલપત પ્રાસે વ્હાય' લખી નીચે ટીપમાં "તેનાં તેજ શબ્દ–અક્ષર ફરીફરી લખી એમાં ચતુરાઈ છે એમ બતાવી લોકને ફોસલાવે છે કે મને મોટો કવિ કહો." એમ મશ્કરી કરે છે પણ નર્મદમાં પ્રાસદોષ ઓછું જ હતું, દલપત કરતાં તો ઓછું હતું જ. એકના એક અર્થનો એકને એક શબ્દ તેણે પ્રાસમાં વાપર્યો છે. જેમકે

> વિના શૌર્ય નહિં વધે, સ્નેહ સાચા દેશીમાં;
> વિના શૌર્ય નહિ ઐક્ય, થાય કોઈ દેશીમાં

ઘણી જગાએ પ્રાસો તાણીતૂશીને મેળવ્યા છે. જો કે તે સાથે સંસ્કૃત વૃત્તોમાં પ્રાસની જરૂર નથી એમ કહેનાર અને નિષ્પ્રાસ સંસ્કૃતવૃત્તો લખનાર તે પહેલો હતો. છન્દોમાં લખતાં જાણે તેને કલેશ વ્હોરવો પડતો હોય એમ જણાય છે, પણ દોહરા, રોળા, લાવણીની તેને ઘણી સારી ફાવટ છે. તેમાં તેનું કાવ્ય વેગવાળા પ્રવાહથી ધસ્યું જાય છે. તે ઉપરાંત પદો પણ તે પ્રસન્ન રીતે લખી શકે છે. અને તેનો એ વારસો સાચવનાર પણ પ્રો. ઠાકોર છે. 'દુનિયાં જૂઠાની જૂઠી' કે 'કોઈ ન કરશો શોક' વગેરે પદો આપણી ભાષામાં તેની આર્દ્રગંભીરતા તેમ જ પ્રસાદને લીધે ચિરકાળ ટકી રહેશે. સંસ્કૃતવૃત્તોમાં તેને યતિનો બોધ બરાબર નહોતો એ હું ઉપર કહી ગયો છું, પણ તે શાર્દૂલવિક્રીડિત જેવાં મોટાં વૃત્તો તેમ જ ઉપજાતિ જેવાં ટૂંકાં વૃત્તો ઠીક પ્રયોજી શકે છે અને તેની એ શક્તિ નાટકો લખવામાં કંઈક વિકસી જણાય છે.

* જુઓ "અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય" પૃ. ૧૪–૧૭.

કવિતાના નવા પ્રકારોના પુરોગામી તરીકે નર્મદનું સ્થાન અર્વાચીન કાવ્યસાહિત્યના ઇતિહાસમાં અચલ છે. આત્મલક્ષી કવિતા તેણે પ્રથમ લખી. પોતાના દિલના ભાવો તેણે પોતાના તરીકે પ્રથમ ગાયા. આમાં ઘણા ભાવો આપણને કાવ્યોચિત નથી લાગતા, ઘણાની શૈલી કે ભાષા કાવ્યોચિત નથી લાગતી. ઘણામાં સુરુચિનો ભંગ, ઘણામાં અશ્લીલતા, ઘણામાં અણઘડપણું લાગે છે. આ બધાં લક્ષણો માટે થોડે અંશે નર્મદ પોતે અંગત રીતે જવાબદાર છે, પણ ઘણે અંશે તેનો જમાનો જવાબદાર છે. એ ખરું છે કે નર્મદ પોતે પોતાના અનુભવો ઉપર મુગ્ધ હતો અહોહો! આવો ભાવ મને થયો! એમ તેને ગમે તે ભાવ કે અનુભવમાં થઈ આવતું અને એ મોહમાં તે બધાં કાવ્યોચિત છે—લોકોત્તર છે—કાવ્યમાં સંઘરવા જેવો અને જેટલા રહસ્યમય છે કે નહિ એ સંબંધી એને વિચાર જ આવતો નહિ. અને એ સંબંધી તેણે કદી અભિપ્રાયો બાંધ્યા હોય એમ જણાતું નથી. પણ બીજી તરફ એ પણ યાદ રાખવું જોઈએ કે નર્મદ પહેલાંની આખી કાવ્યપરંપરામાં પ્રવીન થતી માન્યતા એ હતી,—તે દલપત નર્મદના સમયમા પણ ટકી રહી હતી—કે ગમે તે વિષય કાવ્યમાં મૂકી શકાય. શાસ્ત્રરચનાવ્યાપાર અને કાવ્યસર્જનવ્યાપાર એ બે આમૂલત: ભિન્ન વ્યાપારો છે એ એ સમયમા સ્ફુટ થયું નહોતું. દલપતનર્મદના સમયમાં હજી પશ્ચિમની વિવેચનદૃષ્ટિ આપણા સાહિત્યકારોને પ્રાપ્ત થઈ નહોતી અને સંસ્કૃત અલંકારનાં અને રસનાં પુસ્તકોનો પરિચય તો કંઈક તેથી ય મોડો છે, અને સંસ્કૃત રસમીમાંસા અત્યારે પશ્ચિમની વિવેચનાની તુલનાથી સમજવાની જરૂર છે તે તો તેથી પણ મોડું થયું છે. એટલે દલપત નર્મદનાં કાવ્યોની પરીક્ષા કરતાં પરીક્ષકની ફરજ છે કે તેણે શુદ્ધકાવ્યોનાં જ ઉદાહરણો લઈને તેની કસોટી કરવી. જે કાવ્ય જ નથી, પણ માત્ર પદ્યમાં આવી ગયું છે તેના દાખલાથી તેની કવિતાની નિન્દા કરવી, એ ઇતિહાસ ન સમજવા બરાબર અને બન્નેને અન્યાય કરવા બરાબર છે. નર્મદને પોતાને અંગ્રેજી કવિતાનો અને અંગ્રેજી વિવેચનાનો પરિચય હતો. કાવ્ય સંબંધી નિબંધોમાં તે વધારે વિવેકી દૃષ્ટિ બતાવી શકે છે, પણ તે હજી તેના અંતરમાં ઊંડે સુધી ઊતરી નથી. એમ કોઈ

માણસ પોતાના જમાનાથી એકદમ બહુ દૂર કે ઊંચે નથી જઈ શકતો. કવિતા જેવી બાબતમાં પણ શુદ્ધ રસિકતા, શું કવિની કે શું વાચકની, ધીમે ધીમે જ કેળવાય છે. એટલે નર્મદમાં નવી કવિતાના આદર્શો સાથે સાથે જ જૂની કવિતાના હજી જીવતા સંસ્કારો રહેલા હતા. અનેકવાર શીઘ્ર કવિતાને નિન્દનાર નર્મદ પોતા વિશે 'મારી હકીકત'માં નોંધે છે: "મને લખમીદાસ ખીમજી વગેરેએ જદુનાથજીની તારીફ કરવાનું કહ્યું–પણ મારા મનમાં એમ કે જ્યાંસુધી જદુનાથજીને મળી તેનાં અંતઃકરણના વિચાર સુધારા સંબંધી જાણું નહીં ત્યાંસુધી હું એની તારીફ નહીં કરૂં–પણ પછી શીઘ્ર કવિતાની જુક્તીથી સાથે મારે કંઈ તારીફ કરવી પડી હતી ખરી." એ વખતની નર્મદની દલપતરામ અને નવલલાલ સાથેની કવિતા સંબંધી ચર્ચા જોતાં પણ જણાશે કે એ ચર્ચા ઘણી વાર છીછરા વિષયોમાં સરી પડતી. અત્યારના સાધારણ લેખકો પણ એ વિષયો ઉપર ચર્ચા કરે એમ હું કલ્પી શકતો નથી.

પણ નર્મદની ઘણી આત્મલક્ષી કવિતાઓ કાવ્યત્વ પામી નથી તેનું બીજું કારણ તેની કાવ્યસંબંધી એક ભૂલભરેલી માન્યતા છે. તે એમ માનતો કે હૃદયના જોસ્સાને પદ્યમાં મૂકીએ એટલે સારું કાવ્ય થાય,–માત્ર એ જોસ્સો સાચો હોવો જોઈએ. એ જોસ્સો તો માત્ર કાવ્યનું ઉપાદાન છે,અને એને કલાત્મક રૂપ આપીએ ત્યારે જ તે કલા બને એ તેના ખ્યાલ બહાર જ રહી ગયેલું છે. હેઝલિટના કથન ઉપરથી નર્મદે કેવી રીતે આવો ખ્યાલ પકડી લીધો તે પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ બતાવેલું છે. (નર્મદશતાબ્દી ગ્રંથ પૃ. ૨૫૮) પણ નર્મદે કાવ્યમાં લાગણી ઉપરાંત કલાના રૂપનું મહત્ત્વ જાણ્યું હોત તો પણ તેથી તેની કવિતા સુધરી હોત, એમ મને નથી લાગતું જોસ્સો આવે તે સાથે જ વાણીમાં ઊતરવા માંડે એવું જ તેનું માનસ મને લાગે છે.

પણ ઘણી જગાએ તેનો જોસ્સો કલાત્મક રૂપ નથી પકડતો તેનું કારણ તેને ભાષા ઉપર પૂરતું પ્રભુત્વ નહોતું એ જણાય છે. નર્મકવિતાની પ્રસ્તાવનામાં નર્મદ ફરિયાદ કરે છે કે "મારી કવિતા ઘણા લોકથી સમજાતી નથી ...કાંતો હજી લોકમાં કવિતા સમજવાની શક્તિ આવી નથી, કાં તો મારી કવિતા દોષવાળી છે કે કાં તો મારી કવિતા તે કવિતા જ નથી."

આ ત્રણેય વિકલ્પો સાચા છે પણ નર્મદ પોતે તો તેમાંથી પહેલો જ સાચો માનેલો. તે કહે છે: "લોકને તેટલા સમજતા થવાને હજી બહુ વાર છે અને લોકને કવિતાનો અર્થ ને તેની ચમત્કૃતિ સમજવાને હાલમાં કોઈ પણ ગ્રન્થ નથી—માટે, નથી સમજતા એવા ઘણા લોકને સમજતા કરવા સારુ મેં કેટલેક ઠેકાણે વિસ્તારથી ટીકા કરી છે." પણ અત્યારે પણ આ વિસ્તૃત ટીકા વાંચતાં જણાશે કે ઘણી જગાએ નર્મદ શબ્દનો જે અર્થ આપે છે તે અર્થની શક્તિ તે શબ્દમાં નથી. આવા એક બે દાખલા મેં આગળ આપેલા છે. નર્મ–કવિતાની ટિપ્પણીઓમાંથી આવાં અનેક સ્થાનો મળશે એટલે હવે અહીં એવાં દૃષ્ટાન્તો આપતો નથી. પણ આ બધાનું કારણ સ્પષ્ટ જણાય છે કે નર્મદના હાથમાં હજી આપણી ભાષાની શક્તિની કૂંચી આવી નહોતી. જેમ બાળક પોતાનાં અંગોની શક્તિ, અંગોને આડાં અવળાં વાપરી કેળવીને જ જાણી શકે છે તેમ કવિ પણ ભાષાની શક્તિ વાપરતો વાપરતો જ જાણી શકે છે. અલબત ભાષાના આગલા પ્રયોગોનો લાભ કવિને મળે છે પણ નર્મદને ઘણા નવા જ ભાવો પ્રગટ કરવાના હતા અને તેથી જૂનાં કાવ્યોનો અભ્યાસ તેને બહુ કામમાં આવ્યો નહિ. નર્મદની આ મુશ્કેલી તેના સમકાલીન મિત્ર અને તેના પ્રશંસક નવલરામે એટલી વહેલી જાણી પણ હતી. ૧૮૬૭માં 'કવિ નર્મદાશંકરની કવિતા'ના લેખમાં નવલરામ તેને પ્રેમાનંદથી પણ મોટો કવિ કહે છે પણ તેમ કહેતાં કહેતાં પણ નર્મદ વિશે તેને કહેવું પડે છે."એથી [પ્રેમાનન્દની કવિતાથી] ઉલટી નર્મ કવિતાની ભાષા જુની ગુજરાતીના અભ્યાસીને તથા સાધારણ લોકોને લાગે છે. સાધારણ લોકો તો બરાબર સમજતા નથી, કેમકે એમાં કેટલાક અપ્રસિદ્ધ અને અપૂર્ણાર્થ સૂચક શબ્દો આવેલા છે, અને વાક્યરચના કિલષ્ટ થઈ ગએલી જણાય છે. એમાં ફારસી અને સંસ્કૃત શબ્દો સામસામા ધુરકતા ઉભેલા માલુમ પડે છે. વિષયને નહિ શોભે એવા બોલ પણ વચમાં વચમાં કોઈ ઠેકાણે આવીને રસભંગ કરે છે. આટલી સખ્ત ટીકા એ કવિના શરૂઆતના લખાણને લાગુ પડે છે. ચાર પાંચ વરસમાં તો એની ભાષા ઘણી સુધરી ગઈ છે, અને "હિંદુસ્તાનની પડતી" તથા આશરે તે વખત પછી લખાએલી સઘળી

કવિતાની ભાષા કિલષ્ટ નથી પણ પાણીના રેલાની પેઠે વહેતી છે. તોપણ જૂના સારા કવિઓથી તો ઉતરતી જ," પછી તેનાં કારણોની ચર્ચા કરતાં કહે છેઃ "ત્યારે આપણી ભાષા વિદ્વાનોને હાથે જ વિકૃતિ શા માટે પામે છે? કારણ ખુલ્લું જ છે. અંગ્રેજી વિદ્યાના પ્રતાપે આપણા દેશમાં હજારો નવા વિચારોને તથા નવી લાગણીઓને જન્મ આપ્યો છે, તેમનો સમાવેશ સાંકડી ગુજરાતીમાં થઈ શકતો નથી." બીજી રીતે કહીએ તો નર્મદ શબ્દોનો વ્યંગ્યાર્થ પૂરો સમજી શકતો નહિ.

જે વિવેકબુદ્ધિ શાસ્ત્ર કેહ તે કરો હવે,
ન્યાત-પિતુબંધ જીર્ણ ઘાસ બાળિ દો દવે;
નિત્ય દેવને ભજો સદાય નીતિ આચરો,
હિમ્મતે ન હારિ ભાઈ ઝટ્ટ નાતરાં કરો.

'ઝટ્ટ નાતરાં કરો' તેમાં તે ભાષાની ગ્રામ્યતા સમજી જ શકતો નથી. પણ નવલરામ કહે છે તેમ "હિન્દુઓની પડતી"માં તેની ભાષામાં આવા દોષો ઓછા છે. બીજી બાજુ 'ઋતુવર્ણન'માં ટિપ્પણમાં નર્મદે જે વ્યંગ્યાર્થો આપેલા છે. જેમાં તેની ભાષા સંબંધી અણઘડતા પુષ્કળ દેખાઈ આવે છે, તેવા વ્યંગ્યાર્થોને તેનાં વીરરસ કાવ્યોમાં સ્થાન જ નથી. તેનાં વીરરસ કાવ્યો એક સરખાં વાચ્યાર્થમાં વહેતાં વિચારો અને લાગણીઓથી રસ વ્યકત કરે છે. તે મોટા હથોડાથી ટીપીને આકારો કરી શકે છે. ઝીણી સોયનું ભરતકામ તેના સ્વભાવને બહુ ફાવતું લાગતું નથી.

ક્યાંક ક્યાંક ભાષાનું અનૌચિત્ય તેના મનમાં ઉત્તમ કાવ્યોના સંસ્કારો ઓછા છે તેને લીધે છે. એક દાખલો જોઈએઃ

આંખ નાકનાં ચીકણાં, પાણી જે ઉમરાય;
પ્રીતભીંત તેનાં થકી, ખુબ મજબૂત ચણાય.

સ્નેહનું વર્ણન કરવામાં કેવું ગંદું રૂપક આપેલું છે! તે "પ્રેમ આંસુ ધારધાર અમરવેલ ભોઈ" એમ જેણે વાંચેલું હોય, અને તેના સંસ્કાર અંતરમાં ઉતારેલ હોય તે કદી આવું પછી ન જ લખે. પણ નર્મદને એટલા ઊંડા સંસ્કાર પડેલા નહોતા. તેને અંગ્રેજી ભાષાની સારી કવિતાના સંસ્કારો હતા, પણ કાવ્યને માટે બીજી ભાષાની કવિતા એટલે સુધી કામ આપતી

નથી, એ તો એ જ ભાષાનું સાહિત્ય કવિને પોષે છે, અને તેની સર્જન-શક્તિને રીતિ બતાવે છે.

પણ આ સિવાય, એટલે ભાષાને લીધે કાવ્યો સારાં ન થયાં તે સિવાય પણ તેનાં કાવ્યોમાં અશ્લીલતા અને સુરુચિનો ભંગ થાય છે તેનું શું? આમાં પણ અનેક કારણો છે-કેટલાંક નર્મદના માનસને લગતાં, કેટલાંક તેના જમાનાને લગતાં નર્મદનો જમાનો આપણા કરતાં બોલવામાં વધારે અવિવેકી છૂટ લેનારો હતો તેમાં મને શંકા નથી. બોલીમાં અશ્લીલતાને ચારિત્રની શિથિલતા સાથે કાંઇ સંબંધ હશે કે નહિ, અથવા આપણો જમાનો બોલવામાં વધારે વિવેકી છે સુરુચિવાળો છે માટે નર્મદના જમાના કરતાં સદ્‌વૃત્તમાં વધારે ઊંચો હશે કે કેમ તે પ્રશ્નમાં હું નથી ઉતરવા માગતો પણ નર્મદ ડાંડિયામાં જે કેટલાક શિથિલ ચારિત્રવાળાની મશ્કરી કરે છે તે મશ્કરીના શબ્દો જોતાં તે જમાનાના શિષ્ટવર્ગને પણ અશ્લીલ શબ્દો માટે આપણા જેટલી સૂગ નહિ હોય એટલું મને લાગે જ છે. તે સિવાય તે સમયના હિંદી સાહિત્યમાં જે કેટલીક અશ્લીલતા હતી તેની અસર પણ નર્મદ ઉપર હશે એમ લાગે છે. ૧૮૫૭માં નર્મદે 'ગુરૂ અને સ્ત્રી' ઉપર નિબંધ લખેલો તેમાં કિસન કવિનું એક કવિત ઉતાર્યું છે.

> યહ પ્રભુ તાકો જો, કિસન પ્રભુ તાકો ત્યાગે:
> છાંડી ના બિભુતી તો, બિભુતી કહા ધારી હૈ;
> જો લોં ભગ તજી નાહીં, તો લોં ભગતજી નાહીં;
> કહિકો ગુંસાઇ જો, સાંઇસો ન યારી હૈ. વગેરે.

૧૮૫૮માં નર્મદાશંકર 'આત્મબોધ' કાવ્ય લખે છે તેમાં આવાજ શબ્દો વાપરે છે અને એજ અપશબ્દ પણ લખે છે.

> પિધું પાપી પ્રાણી, અતિ પતિત પાણી પર ભજે,
> ન પાણીયે પાણી, મુકર્યું ત્રિશુળપાણીથિ ન ડગે.
> અનીતીપીડે તેં, નિરખિ નરિ નારી જગ જગે,
> કરી જારી જારી, વિખ બહુ પસાર્યું રગ રગે.

આ કાવ્યની ટીપ પણ જોવા જેવી છે, તેમાં તે લખે છે:- "એમાં પાપનું વર્ણન કરતાં જે જે પાપ મેં નથી કીધાં તે પણ

મેં લખ્યાં છે." કંઇક નર્મદના મનમાં એમ પણ હતું કે લોકો ભયથી પોતાના દોષો બહાર નથી કહેતા. એવા ભયનો તેને એટલો બધો તિરસ્કાર હતો કે એ તિરસ્કારના આવેશમાં તેને પોતાનાં પાપો કહેવામાં એક પ્રકારનો ઉત્સાહ આવતો. ડાંડિયામાં તે કહે છેઃ "સાચો કવિ પોતાના દિલની વાત પોતાના ઉભરામાં બહાર કહાડી નાખે છે–તે કવિ પોતાનું ભિતર કવિતામાં ચિતરી બતાવે છે–પછી લુચ્ચો–સોદો–છિનાળવો–લોભી -પાપી ગમે તેવો દુર્ગુણી હોય છે તે પણ; અને બોધ કરે છે કે મારા નઠારા ગુણ ન લેશો." એટલું જ નહિ. કવિ નર્મદ એમ માનતો કે જે જોસ્સામાં રસ પડે તે હમેશાં કાવ્યનો યોગ્ય વિષય છે. તેમાં જીવનનું રહસ્ય કેટલું છે,– સમસ્ત જીવનની દૃષ્ટિએ તેમાં કેટલું રહસ્ય છે, તે જોવાની તેને જરૂર જણાતી નહોતી. એ જ તેની કાવ્યમીમાંસા છે, એ જ તેની જીવનમીમાંસા છે, અને એ જ તેનું જીવન છે. પૃ ૬૭૯ની ટીપમાં તે કહે છેઃ "લોકોમાં ક્વચિત્ બનતું તેથી તેઓ કેટલાંક સાહસને નિંદે છે પણ મારો વિચાર આ છે કે, બહુ બહુ રીતના વિવેક પણ દબાતો નથી એવો જે કુદરતી જોસ્સો તેને ઘટતો બહાર કાઢવામાં પુણ્ય છે અને અને તેમાં આપણું કલ્યાણ જ છે." નર્મદના સમયના સમાજની કેટલીક શિથિલતા, હિંદી સાહિત્યની અસર, પાપો કબુલ કરવામાં અનુભવાતો ઉત્સાહ, સાચો જોસ્સો એટલે કવિતા એવી માન્યતા, અને વિવેકથી ન દબાય એવી લાગણી કલ્યાણમય છે એવો જીવનમીમાંસાનો સિદ્ધાન્તઃ એટલું ભેગું કરો એટલે નર્મદના જીવનની તેમજ તેના કાવ્યની ઘણી ઘણી બાબતોનો ખુલાસો મળી રહેશે.

ઉપર હું કહી ગયો કે નર્મદને પોતાના મનની સર્વ વૃત્તિઓ, પોતાની ટેવો વગેરે માટે બહુ કૌતુક હતું તેથી તેની ટેવો અને તેનાં માનસિક લક્ષણો તેનાં કાવ્યોમાં વારંવાર આવે છે. એક ઘણી નાની વાત લઈએ. તેને હોકી પીવાનો શોખ હતો. પોતાને એ ટેવ હતી તો તે ઉપરથી નર્મદ એમ માનતો કે એ ટેવ એ ઉચ્ચ સંસ્કારિતાની નિશાની છે. અને તેથી 'વજેસંગ ચાંદબા'માં

જોતાં રચના ત્યાંયકી, પીતાં ખુન દુધ સંગ,
રાણી કહે રાજા પ્રતી, 'રમવો આજે રંગ'.

અને એક ઇશ્વરસ્તુતિમાં પણ

> પસ્તાતા બહુ પાપિઓ કરગરી, તૂં પાસ મારી લિયે,
> દુઃખી જે સુખિ થાય તે ભજનની, જો તૂજ કાશી પિયે.

ત્યાં પણ તેને ભજનને માટે કાશી ઉપમાન સુઝયું.

> દીપે પિઈને પનિયાં સુમારે, ઘેરે મુખે તે હસતાં સુગાલે.

અને એનો અર્થ કરે છેઃ "એટલામાં ચાકરે આવી પનિયાં–ઘેડો કેફ હોય એવો પાતળો પ્રવાહી–ભાંગ કસુંબો, દારૂ વગેરે–આપે છે તે પીઈને ઉપરથી લીલો ને સુકો મેવો ખાય છે ને પછી ઘેરે મ્હોડે ગુલાબી ગાલોમાં હસે છે."

પણ આતો બાહ્ય નજીવી ટેવ. તેના ઊંડા શોખો અને કાવ્યનાં વલણો પણ તેના લેખોમાંથી સ્પષ્ટ જણાઇ આવે છે. તેમાંનું મુખ્ય તે તેના સ્વભાવની ગમગીની હું ગણાતું છું. તેને સુખ કરતાં દુઃખ વધારે ગમતું, અને તે રસદૃષ્ટિએ. કંઈક એવું હશે કે આ પોતાની ખાસિયત લાગવાથી તેનું માહાત્મ્ય તેને વધારે લાગ્યું હશે. પણ આ મૂળ સ્વભાવ તેનામાં ખરો. લખે છે.

> હસતું વ્હાલું સર્વને, રડતું થોડાનેજ,
> રડવામાં હસવા તણો, રસ વિરલા જન લેજ. ૧
> હસવે જે સુખ ઉપજે, લ્હેર પડે વહિ જાય;
> ખસિયાણા ખસતું પડે, વસતું વસમું થાય. ૨
> રડવામાં રસ ગુણ બહુ, હસવામાં છે હાનિ;
> હસવે રીઝે મુર્ખ પણ, રડવે રીઝે જ્ઞાનિ. ૩

આજ સ્વભાવથી તે પોતાની પ્યારીને ઉદાસીની તસવીર આપવાનું કહે છે.

> હારે પ્યારી એક વીંટી મને આપ;
>
> ઉદાસીની તસવીર તારી                    એક વીંટી

નીચે 'ટીકા' લખે છેઃ "ઉદાસીન તસવીરમાંજ ખરી લેહેજત મને લાગે છે."
અનુભવ લહરીમાં તે લખે કે:—

> રે નર્મદ અંધારી રાત, તેને ભજતી તારી જાત,
> ત્રિવિધ તાપથી તંમર જેહ, રાતતણું તમમાં સમિ રેહ. ૧

ચાંદનિનો જોકે છે બ્હાર, તેને મળતી મ્હડતી ધાર;
પડતીને અંધારી ગમે, રડતાં રડતાં બંને રમે. ૨
રે નર્મદ આ વેળા તને, ચંદી કરતાં અંધી ગમે;
આફતનો પણ લેવો લ્હાવ, એમાં જ્ઞાનતણો સુખભાવ. ૩

આ ગમગીની તેના હૃદયમાં ઊંડે ઊંડે હતી માટે જ કદાચ નર્મદમાં ક્યાંઈ હાસ્યનાં કાવ્યો નથી. ડાંડિયામાં હાસ્ય છે પણ તેમાં મર્મ (humour) નથી, કેવળ કટાક્ષ, અને વિશેષે કરીને તો તિરસ્કારયુક્ત ઠઠ્ઠા મશ્કરી છે, જે ઘણીવાર અશ્લીલતા સુધી જાય છે. નર્મદ એટલો બધો ગંભીર હતો, તેને પોતાના જમાનાને સુધારવાનો એટલો ઉત્સાહ એટલું ઔત્સુક્ય હતું કે તે ભાવોની પાર જઈ પોતા વિશે કે બીજા વિશે મર્મથી હસી હસાવી શકે જ નહિ.

આજ કારણને લઈને, ઘણાં કાવ્યમાં નર્મદનું માનસ અત્યંત ઉત્સાહમય પ્રતીત થાય છે છતાં તેને વિજયી યોદ્ધા કરતાં પરાજિત યોદ્ધો, પરાજયના વિષાદવાળો યોદ્ધો વધારે ગમે છે. નર્મદના આ માનસિક વલણના દાખલા ઘણા થોડા મળે છે, પણ મળે છે તે કવિના સ્વભાવમાંથી સીધા નીકળી આવતા જણાય છે, અને તે કવિનો પોતાનો જ સ્વભાવ છે, એમાં કશી શંકા રહેતી નથી. કબીરવડના વર્ણનમાં કબીરવડને એક યોદ્ધા સાથે સરખાવે છે, ત્યાં કહે છેઃ

દિસે હાર્યો યોદ્ધો હરિ તણું હદે ધ્યાન ધરતો

પોતાના મિત્ર ગિરધરલાલ વિશે તે કહે છે:

પડ્યો જ ગિરધરલાલ, નેટ જોદ્ધો ગુજરાતે;
તેતરીસ તણું સાલ, જેઠશુદિ બીજી રાતે.
હડે ભરાઈ ઝુઝયો, ઘાવ લીધા કારી બહુ;
નિજ નિશ્ચયમાં ધુમ્યો, લાવ જિતના લેવા સહુ.
જય નવ પામ્યો તોય, બારમાં રહ્યો મનસ્વી;
માંદો પણ સિંહ સોય, હારમાં દિસ્યો યશસ્વી.

અને ડૉ. ધીરજરામ વિશે કહે છે:

મિત્ર દેશહિત માંહિ, કિધાં છે તેં પણ કામો;
નિજ ધંધામાં રઈ, ધર્યો તું વેમની સામો.

વરત્યો નિઃસ્પૃહ થઈ, રચો વળિ નિઃસ્પૃહ જાણ્ને;
વડો ટેક વડું ધૈર્ય, ફાવ્યું નહિ પણ નવ ગાંજ્યો.

જેમ તેને સુખ કરતાં દુઃખ ગમે છે, હર્ષ કરતાં વિષાદ ગમે છે, તેમ જ વિજયની ઇચ્છા છતાં, તેને પરાજયનો વિષાદ પણ ગમે છે. અને માટે જ તેનાં વીરરસનાં કાવ્યોમાં ક્યાંક ક્યાંક પરાજયનો વિકલ્પ પણ તેણે નજર આગળ રાખ્યો છે. પરાજય થાય તોપણ શું ખોટું એમ ઘણી જગાએ કહેલ છે.

ફાવ્યા તો છે ઠીક સોંપ્યું તે પાછું મળશે.
નવ ફાવ્યા તોપણ, કંઈ પણ તેમાં વળશે.

પણ નર્મદનાં સમસ્ત કાવ્યોનો પ્રવર્તક ભાવ તો ઉલ્લાસ, ઉત્સાહ, વીર છે, તેમાં શંકા નથી. વીરમાં જ તેનું કાવ્ય વિજયી થઈ ઉલ્લસે છે. વીરકાવ્યો એ જ ગુજરાતી સાહિત્યને તેની અનન્ય ભેટ છે. તેનાં વીર કાવ્યો જ તેનાં બધાં કાવ્યોમાં ઉત્તમ છે અને આપણા કાવ્યસાહિત્યમાં એ વીર કાવ્યોનું જ અનન્ય સ્થાન છે. લોકોએ તેને વીર નર્મદ કહ્યો, એ લોકોક્તિ ઘણીવાર હેતુમાં ઊતર્યા સિવાય સત્ય શોધી કાઢે છે તેનો એક દાખલો છે.

અને આ તેનાં <u>વીર કાવ્યોમાંથી જ</u> મને તેના કવિજીવન વિશેના એક પ્રશ્નનો ખુલાસો મળે છે. નર્મદ વિશે પ્રશ્ન પુછાય છે કે નર્મદે ઠેઠ સુધી ગદ્ય તો લખ્યા કર્યું, પણ પદ્ય તો માત્ર આશરે અગિયારેક વરસ લખ્યું અને પછી લગભગ છોડી દીધું! તેની ગદ્ય સાહિત્યપ્રવૃત્તિ ચાલી ને આ કેમ અટકી? સાચો કવિ હોય તો વળી તેની કવિતા એકાદ દસકો ચાલીને અટકી જાય ખરી! આનો ખુલાસો કંઈક સામાન્ય રીતે અને કંઈક નર્મદને વિશેષ રીતે લક્ષીને કરવા પ્રયત્ન કરીશ. કાવ્યપ્રતિભા કેમ સ્ફુરે છે અને કેમ બંધ થાય છે તે હજી આપણને સમજાયું નથી. આપણા કાન્ત કવિની પણ કાવ્યપ્રવૃત્તિ થોડાં વરસ બરાબર ચાલીને પછી ઘણી જ ઓછી પાતળી પડી ગઈ, અને તેમને વિશે લખતાં મેં અંગ્રેજ કવિ કોલરિજનો પણ લગભગ આવો જ દાખલો આપેલો. પણ નર્મદ વિશે તો આપણે તેના માનસને લક્ષીને વિશેષરૂપે જવાબ

આપી શકીએ એમ છીએ. નર્મદને આપણે દલપતરામ કરતાં પણ વિશેષરૂપે, પહેલો અર્વાચીન કવિ કહીએ છીએ. શા માટે? પશ્ચિમની સંસ્કૃતિની અથડામણીથી આપણા સમાજમાં જે નવા ભાવો-લાગણી વિચારો થયાં તેને પહેલી જ વાર સાહિત્યમાં—કાવ્યમાં ઉતારનાર એ કવિ! ત્યારે આ બે સંસ્કૃતિની અથડામણીના નર્મદના માનસમાં કયા મુખ્ય મુખ્ય ભાવો ઉદ્ભવ્યા, અને શા વિચારો આવ્યા? તે એ પોતે જ કહે છે:

દેખી દારુણ દેશીનાં દુઃખ, નર્મદ દીલ દાઝે છે,
પેખી પરદેશીનાં ઊંચાં સુખ, નર્મદ દીલ દાઝે છે.

પણ તેના દીલમાં આ કેવળ અંતર બાળી નાંખતું નિષ્ક્રિય વન્ધ્ય દુઃખ નહોતું. તેમાંથી તેને આશા પ્રગટ થાય છે:

ઈંગ્લંડનો દેશ જેહવો આજે રહ્યો;
કર તેવો આ દેશ, લાજ સંધે એ ખોએ.

ઈંગ્લંડ જેવા થવાના, ઈંગ્લંડના ઉત્તમ સંસ્કારી ભોગો ઉપભોગો પોતાનો દેશ ભોગવે, શુદ્ધ સ્વાતન્ત્ર્યનો આસ્વાદ કરે એવા તેને કોડ હતા. 'અને એ બને કેમ?' 'કેમ શું, ઈંગ્લંડ જેમ નાતજાત નથી માનતું, સ્ત્રીઓને છૂટ આપે છે, પરદેશો ખેડે છે, સપ રાખે છે, તેમ આપણે પણ કરીએ એટલી વાર!' 'પણ આપણા લોક એમ કરશે?' 'નહિ કેમ કરે, હું કડખેદ બની તેમને શૂર ચઢાવીશ, તેમને શુદ્ધ પ્રેમનો આદર્શ બતાવીશ, તેમનામાં પ્રેમશૌર્ય પ્રેરીશ, પછી કેમ નહિ કરે!' આ તેની પ્રેરણા. એ જ પ્રેરણામાં તેણે પ્રેમ અને શૌર્યનાં ગીત ગાયાં. પણ જેમ જેમ તે આગળ જતો ગયો તેમ તેમ તેને કડવા અનુભવો થતા ગયા. પહેલાં તો જે સુધારાવાળાના સાથમાં તે હતો તેઓ જ તેને સચ્ચાઈ અને શૌર્ય વિનાના લાગ્યા. પોતાનાં ગીતોની અસરમાં પણ તે નાસીપાસ થયો: "નર્મકવિતાના શૃંગારમાં જુવાનિયા બહુ રાજી પણ તેમાંના વીર કે શાંતને શું કરવા જુવે? એ સઘળું શું બતાવે છે? ભ્રષ્ટનીતિ." (ધર્મવિચાર પૃ. ૩૭) આમ કવિને ઉત્સાહમાં વારંવાર ભંગાણ પડતું ગયું, થોડી વાર તો એ ઉત્સાહભંગ સામે કવિએ આંખ આડા કાન કર્યા, એ ઉત્સાહભંગમાંથી બચવા વધારે ઉત્સાહનાં ગીત ગાયાં! નવલરામ કવિજીવનમાં લખે છે:

“મને યાદ છે કે ‘ગુજરાતીની સ્થિતિ’ નિબંધ લખ્યો ત્યારે (૧૮૬૮–૬૯), તેમાં છેવટે જે ત્રીસ વર્ષમાં આટઆટલા સુધારા થશે એમ તડાકા માર્યા છે તે બાબત મારે ઘણી તકરાર થઈ હતી, અને તે વેળા એમ કબુલ કર્યું હતું કે એ મારું મન રીઝવવાની અટકળો છે;” નર્મકવિતામાં ઘણી ઉત્સાહની કવિતાઓ આવી પોતાના મનને રીઝવવાને પણ લખાઈ છે, જો કે રચ્યા મિતિને અભાવે આપણે તે બરાબર પકડી શકીએ નહિ. પણ કોઈ પણ બુદ્ધિવાન માણસ પોતાની જાતને છેતરીને વસ્તુસ્થિતિ તરફ વધારે વખત દુર્લક્ષ કરી શકે નહિ. નર્મદને પોતાના પ્રયત્નોની નિષ્ફળતા વધારે વધારે સચોટ રીતે સમજાતી ગઈ અને તેથી ઉત્સાહની સાથે નિરાશાના વિષાદના અંતરાયો આવવા લાગ્યા. તેમ છતાં તેણે ધીરજ ધરી. તેણે થોડો સમય એમ માન્યું કે દેશની પ્રગતિમાં થોડો વખત સામે મોંયે યુદ્ધ કરવાનો હોય તો થોડો વખત તક શોધવાનો અને તક મળે ત્યાં સુધી ગમ ખાઈને બેસી રહેવાનો–ધીરજ ધરવાનો હોય. અનુભવલહરીમાં આ માનસનું બહુ સ્વચ્છ પ્રતિબિંબ છે. જગતના ક્લેશકંકાસથી લોકોના કુસંપ અભિમાનથી તેનું મન અતિશય દુઃખી થાય છે, અને તે પ્રસન્ન દોહરામાં અપ્રસન્ન ચિત્ત ઉતારે છે:

> અધારી ઝાડી સંસાર, રસ્તો ના સૂઝે કંઈ પાર;
> ખાઉં ખાઉં શબ્દો બહુ થાય, બચવાનો ઊપાય ન કાંય.
> આમ તેમ ફરતાં ભૂલાય, પગમાં બહુ કાંટા ભોંકાય;
> બ્હીકે છાતી ધબધબ થાય, આંખો નહિ સરખી થઈ જાય.

અને મન વાળે છે.

> ફેરફાર છે જગનો નીમ, વધઘટ ન્હાતી પાની નીમ,
> અકળ કળાનો નાવે પાર, એ અનુભવ ઊતારે પાર.

વળી પોતાનાં દુઃખ અકળામણું ગાય છે:

> પણ નર્મદ શું ખાવું કાલ, કુટુંબના એવા જ્યાં હાલ;
> ધ્યાન શું આવે આડે તહાં, શૂર ન થાય શું કાયર તહાં!
> જગજાણ ઉદ્યમ ફળે ન કોય, વચુરણ સમ જન પણ નવ હોય!
> ખાંતિગિમાં રીબાતાં જંન, જોઈ ફાટું શું રે મંન!

ઉમંગ ભંગ સહ સંખાય, પોતાથી ભૂખ્યાં રહેવાય;
નિજ જનનું દુઃખ કયમ જોવાય, ગ્નાન શૂર પણ ખોટાં થાય.

અને ફરી મન વાળે છેઃ

રે નર્મદ તું પૂરો નહીં, માટે શોચ કરે છે સહી;
કોનું કોણ છે અહિંયાં સગૂં, કોનું નસિબ કો સંગે લગ્યૂં.
સૂરજ પણ તે થાએ અસ્ત, ચંદ્ર ઘટે થઈ પૂરો મસ્ત;
ભરતી પછી થાએ છે ઓટ, વેપારીને કેમ ન ખોટ ?

અને નિરાશાના લગભગ અંતિમ બિંદુએ પહોંચે છેઃ

ચીત થયા કે પરવશ પડ્યા, પછી લાગ તે શેના રહ્યા;
છાતી પર મૂકાવ્યો પાગ, જોયાં કરવો પાછો લાગ.
નીશો કરિને રહેવૂં પડી, નકિ માનવૂં દેહ જ પડી;
સંધિ મળે લ્હે સંધૂં સુખ, નહિતર સ્વ મરડીને દૂખ.
શબ જહેવાં થઈ રહેવૂં જાણ, સમાધિ લીધી લ્હેવૂં માન;
દુર્ઘટ ધીરજનો જે જોગ, તેજ કરેથી સુખનો જોગ.
રે નર્મદ એમ ધીરાં થતે, પછી ન ઉદ્યમ થાએ રતે;
છેક નિરાશીને શી આશ, ખમ્યા કરે દળદરનો પાશ.

પણ આંમાં લાગ મળવાની એક સૂક્ષ્મ આશા રહી છે. અને એ આશાના અવલંબે પાછો તે નિરાશાના ગર્તમાંથી બહાર નીકળે છે.

રે નર્મદ તૂ ભૂલે કેમ, ભીડ ગઈ કે પાછું તેમ;
ગરમ કરી દેવાં તનમન, ધીરજને મુકવી સર્જ્જન.
સમોસાધુ તે નર શુરવીર, લાગે મારે ઝટ લઈ તીર;
ફાવ્યૂ તો ખાવી રે ખીર, નહિ તો પાછી ધરવી ધીર.
રણમાં જખમી થાતાં અરે, કાયરપણુ શૂં ધરવૂ ખરે;
સમયે ધીરજ ધરવી અને, સમયે હિમત ભિડવી રણે.
રીબાયા તો ધાડા થયા, મરી ગયા તો પાર જ પડ્યા;
ફાવ્યા તારે તો સહુ ઠીક, ઝારિ નાખ ગ્નાને મન ચીક.

અને છેવટ પોતે જ પોતાની શંકાનું સમાધાન કરે છે.

નર્મદ કઈ શંકા છે હવે, કહિ દે કે હૂ બાળૂ દવે;
ના નર્મદ હૂ સમજ્યો સમૂ, અમિરિ ફકીરી રંગે રમૂ.

× ×

રડો રડો મુજ જંન, રડો મુજને સૌ આજે;
થયો છઉં લાચાર, થતું નથિ કંઈ તમ કાજે. (પૃ. ૫૧૩)

એ કાવ્યમાં પણ છેવટે આશા–નિરાશામય સમાધાન કરે છે.

ટળે ન સર્જિત લેશ. કાંતો અહિં પાછો આવું;
કાંતો છેલ્લી ભેટ, સજનડાં નવ ગભરાવું.
કઠણ કરીને મંન, ઉદ્યમી શીઘ્ર સિધાવે,
નર્મદ લઈ સાહિત્ય, સાંજરે પાછો ,આવે.

પણ આવાં સમાધાન પણ કદીક નથી મળતાં. કેવળ નિરવલંબ અતલ અગાધ નિરાશામાં પણ નર્મદ પડે છે:

નિશ્ચયો જેવું કંઈ જગતમાં નહિં કહીં, રાખિ ધીરણ કિયૂં ચાલવૂં રે.
જઈ સડી શોકથી, થઈ અવાચક રહી, ટકટક જ સંધું નિહાળવૂં રે.
કામકાજો કરુ, પણ નહીં હોંસથી, તનમને હૂં થયો થંડગાર;
કોઈ વાતે મને ના ન્હો ઓરતો, ઝટ્ટ તૂં લેઈને પાડ પાર;
જીવવાનૂં નથી ચાહતો લેશને, જગતનો ઢંગ જોવો ન ચાહૂં;
પ્રાર્થના આદરી ઓરલિ માનિ લે, મોતને આપ કે સૂખિ થાઉં.
હૂં નથી માગતો આદિનું સપ્પડું, એ ન મ્હારે કદી જોઇએ રે;
જો પ્હરે હોય તો, સાચું તૂં આપજે, હાલ તો અહિં મને મૃત્યુ દે રે.

અને એવા જ બીજા ઝૂલણા ગીતમાં તેની આર્ત્ત ચીસ સંભળાય છે.

તેનું તે શું રડૂં તેનું તે શું બકૂં, તેનું તે શું લવૂં રોજ તેવૂં :

આમાં પણ પોતાના પરિતાપો, દુનિયાના અન્યાયો સામે પોકારીને છેવટે કહે છે:

બહુ ચિડૂં તોય પણ હ્રાવું ના લેશ સત તાહરે ચાહિને ગુણ ગાઉં;
અકળ લીલા અહીં વાદવા નહિ મણા નર્મદો પ્યાલમાં મસ્ત થાઉં.

કોઈ કહેશે ભલે નર્મદને આશાની પ્રેરણા બંધ પડી તો આવાં વિષાદનાં ગીતો પણ તેણે કેમ ન લખ્યાં? હું ધારું છું 'તેનું તે શું રડૂં, તેનું તે શું બકૂં, તેનું તે શું લવૂં રોજ તેવૂં,' એ લીટીમાં એનો જવાબ આવી જાય છે. તે ઉત્સાહનો કવિ હતો. પોતાની દીનતા તેને ગાવી કે સંભળાવવી ગમતી નહોતી. ગમે તેવી દીનતામાં લાચારીમાં તેણે હાથ લંબાવ્યો નથી,

—જોકે એના જમાનામાં કવિએ ઉત્તેજનરૂપે કંઈ માગવું એમાં પ્રતિજ્ઞાભંગ જેવું કશું નહોતું. એ ઉત્સાહનો કવિ નિરાશાનાં ગીતો શી રીતે ગાઈ શકે ? પવનનાં ધાડાં તોફાનોમાં સામે પવને ઊડનારું પક્ષી પાતળા પડી ગયેલા વાતાવરણમાં શી રીતે ઊડી શકે ?

નર્મદની કાવ્યપ્રવૃત્તિ પાતળી પડતી પડતી બંધ થઈ ગઈ તેનું એક બીજું કારણ તેની કોષપ્રવૃત્તિ પણ હું માનું છું. એકલે હાથે ગુજરાતીનો કોષ કરવો એ મહાભારત કામ હતું. નર્મદનો સ્વભાવ જ એવો હતો કે તે જે કામ હાથમાં લે તેમાં એકદમ વેગથી ચાલે અને બીજી પ્રવૃત્તિઓ છોડી દે. અને તેના કોષના કાગળો મેં શ્રીયુત નટવરલાલ દેસાઈ પાસેથી મેળવીને જોયા છે તે જોતાં જણાય છે કે કોષની સાથે સાથે, તે જોડણીનો વિચાર કરે એ તો સ્વાભાવિક છે, પણ તે સાથે તે શબ્દોની અનેક દૃષ્ટિબિન્દુથી યાદીઓ બનાવતો હતોઃ જેવી કે રવાનુકારી શબ્દોની, એકાર્થવાચક શબ્દોની, પ્રાચીન કવિતામાં આવતા રૂઢિપ્રયોગોની વગેરે. પૃ. ૪૩૧ પર વીરસિંહ કાવ્યની નીચેના ટિપ્પણમાં તે લખે છે. "પહેલો ને બીજો બે સર્ગો જુલાઈની આખર લગીમાં પૂરા કર્યા, તે પછી કોષની તડામારમાં પડવાથી એ વિષય પડતો મૂક્યો છે. હવે જ્યારે લેવાય ત્યારે ખરો." પણ આને હું નિમિત્ત કારણ ગણું છું. મુખ્ય કારણ તો તેનો જોસ્સો—જે જોસ્સાથી તે કામ કરતો તે—મંદ પડ્યો, બધ પડ્યો તે જ હું ગણું છું. અને માટે, એ કવિતાપ્રવૃત્તિ બંધ પડી એટલા ઉપરથી કવિની કવિત્વ શક્તિ વિશે શંકા લેવાનું મને યોગ્ય જણાતું નથી.

હરકોઈ કવિ વિશેના અભિપ્રાયો સમયે સમયે સામાન્ય રીતે બદલાતા જાય છે,—અને ખાસ કરીને તો આ અર્વાચીન યુગમાં, જેમાં જીવનના અનેક વિષયો સંબંધી આપણા વિચારો અતિ વેગથી બદલાયા ગયા છે એટલે સ્વાભાવિક છે કે કવિ તરીકેના નર્મદ વિશેના અભિપ્રાયો પણ બદલાય, અને તે બદલાયા છે જ.

આપણાં વિવેચનોમાં નર્મદના પોતાના સમયમાં, નર્મદ અને દલપતરામ એ બેમાંથી કયો મોટો કવિ એ વિશે સમાજમાં અને વિદ્વાનોમાં ભારે ઉગ્ર મતભેદ હતો. કવિ દલપતરામ એકવાર મુંબઈ ગયા

ત્યારે બન્ને કવિઓનો જાહેરમાં મુકાબલો થતાં તે વખતનાં વર્તમાનપત્રોમાં 'દલપતરામની કવિતા સાધારણ ને નર્મદાશંકરની વિદ્વત્તાવાળી' એવી મતલબના લેખો આવતા એમ નર્મદ 'મારી હકીકત'માં નોંધે છે. નર્મદના સમકાલીન નવલરામ જેવા સમતુલા માટે મથનાર પરીક્ષક પણ એકવાર નર્મદ તરફ એટલા બધા આકર્ષાયા હતા કે તેમણે નર્મદને અત્યાર સુધીના બધા કવિઓમાં શ્રેષ્ઠ ગણેલ છે. "પ્રેમાનન્દ સુદ્ધાં સઘળા ગૂજરાતી કવિઓ કરતાં નર્મકાવ્ય ઘણી ઊંચી જાતનું છે," એમ તેમણે કહ્યું છે. (૧૮૬૬). પણ આ વિચાર બદલાયા છે અને ૧૮૭૩માં પ્રેમાનન્દને પાછો તેને સ્થાને મૂકે છે અને કહે છે "રસની બાબતમાં કોઈ પણ ગૂજરાતી કવિ એનાં પેંગડામાં પગ ઘાલે એવો નથી." એ જ પ્રમાણે નવલરામને શરૂઆતમાં દલપતરામ વિશે હલકો અભિપ્રાય હતો પણ નર્મકવિતાની પ્રસ્તાવનામાં તેમણે બન્નેની શૈલીઓને પરસ્પર અપ્રમેય (incommensurable) કહેલી છે. અને ટૂંકામાં દલપતરામની શૈલીને સભારંજની અને નર્મદાશંકરની શૈલીને મસ્ત કહેલી છે. આ પછી સદ્‌ગત મણિભાઈ નભુભાઈએ આ બન્ને કવિઓની શૈલીની તુલના કરી છે. તેમને આ બન્ને કવિઓની કવિતા માટે નવલરામ કરતાં ઓછું માન છે, પણ તેમની તુલનામાં પણ ત્રાજવું નર્મદનું જ હેઠું જાય છે. મણિભાઈ ને સમયના લેખકોના વ્યાવહારિક અને ઉદ્દત એવા બે વર્ગો પાડે છે. તેઓ કહે છે "ગુજરાતી ભાષામાં જ તેમણે સર્વેએ લખાણ કરેલાં છે, પરંતુ મુબઇ અને અમદાવાદ એ બે મંડળોની ભાષામાં ઘણો અંતર છે. મુંબઇવાળાના વિચારો કેવળ પાશ્ચાત્ય વિચારમય હતા, અમદાવાદવાળાના વિચાર પણ તેવા જ છતાં, "સજ્જન સમજાવજોરે ધીમે ધીમે સુધારાનો સાર" એવા તેમના અગ્રણી કવિના સૂત્રને અનુસરતા હતા. મુબઈવાળા ઉદ્દત, અમદાવાદવાળા વ્યાવહારિક લેખકો હતા. ઉભયે સંસ્કૃતજ્ઞ ન હતા, તેથી શુદ્ધ ગુર્જરગિરા લખવામાં વિજયી નીવડયા નથી.

'તથાપિ ઉદ્દત લેખકોએ તે ભાષાની જે સેવા કરી છે તે સેવા વ્યાવહારિક લેખકોથી થઈ નથી એમ કહ્યા વિના ચાલે તેમ નથી. ઉદ્દત વર્ગવાળાના મનમાં અમુક ભાવનાઓ હતી;...વ્યાવહારિક વર્ગવાળા તો

વ્યવહારમાં જ પોતાની ભાવનાને સિદ્ધ કરતા હતા, ચાલતા વ્યવહારથી છૂટા ન પડતાં ધીમે ધીમે એમાંથી કાંઈક કરાય તો કરવું એ તેમની વ્યાવહારિક દૃષ્ટિ હતી. ... ફલ પણ સર્વના આગલ સુવિદિત છે. નર્મગદ્ય, કરણઘેલો, નર્મકવિતા તથા ગિરધરલાલ અને કરસનદાસના ક્ષુદ્રક લેખ તેની સામે વનરાજ ચાવડો, ગંર્ધવસેન કે દલપતકાવ્ય ટકી શકે એમ નથી જ. એકમાં અપૂર્ણ પણ ભવ્ય ઉત્તમતાનાં દૃષ્ટાંત ઉપરની નજર વાચકને આનંદ સાથે નૂતન સુવાસવાળા વિચારમાં અને નૂતન ભાષાના પ્રમોદકારક જોસમાં તાણી ઘસડી જાય છે, ત્યારે બીજામાં ખેડુતો અને દુકાનદારોની વેપારની ગંધ આવે છે, સાંકડા અને ક્ષુદ્ર વિચારથી વાચકના મનને ઘણી મુઝવણ થાય છે. (ગૂજરાતના લેખકો, સુદર્શન ગદ્યાવલિ. પૃ. ૬૦૫-૬૦૬.) આ પછીના આપણા પ્રસિદ્ધ ટીકાકાર મકરન્દ, તેમણે એમાંથી કોઈ પણ એકનાં સમસ્ત કાવ્યોનું અવલોકન કર્યું નથી. પણ તેમનાં કવિતાનાં ધોરણો જોતાં અને તેમણે બન્નેની કવિતામાંથી દોષોનાં આપેલાં ઉદાહરણો જોતાં તેમને આ બે માટેનું માન કંઈક ઊતર્યું જણાય છે, જોકે જ્યાં સુધી કવિતાના ઉત્તમ દાખલા લઈ વિવેચન ન કર્યું હોય ત્યાંસુધી તેમને હાથે આ કવિઓને પૂરો ન્યાય મળ્યો તો ન જ ગણાય. તે પછી બન્ને વિશે મિતભાષામાં અને ન્યાયની તુલા જાળવી લખનાર વિવેચક શ્રી આનંદશંકરભાઈ ગણાય. નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે સાઠીના પહેલા ખંડના સાહિત્ય વિષે લખતાં તેઓ કહે છેઃ " એ જમાનામાં અંગ્રેજીનો અભ્યાસ હાલ જેટલો વિશાળ ન હતો. અને જીવન હાલ કરતાં ઘણું ઓછું સંકુલ હોઈ એના વિચારમાં વિશેષ સાદાઈ હતી. એનું પ્રતિબિંબ તે વખતની કવિતામાં નાટકમાં તેમ જ નવલકથામાં આપણે જોઈએ છીએ. ઘડીકમાં સભાનું મન રંજન કરી દે એવી દલપતરામની કવિતા. નર્મદનાં સૃષ્ટિસૌંદર્યનાં અને ઋતુવર્ણનનાં કાવ્યો વિગતભર્યાં પણ મર્મગ્રાહી નહિ. એમના શૃંગાર વીર અને દેશભક્તિરસના ઉછાળા તેમાં કૃત્રિમતા નહિ તેમ કલા પણ નહિ, માત્ર સીધો અને પ્રબળ આવેશ... એ જમાનાના કાર્યની મ્હારી આ વિહંગદષ્ટિથી આપને કદાચ લાગશે કે હું એમની કદર કરવામાં મંદ છું. પણ વસ્તુતઃ તેમ

નથી. હું એટલી જ દઢતાથી માનું છું કે નર્મદાશંકરમાં સાચું હૃદયનું કવિત્વ હતું, કવિત્વના અનેક પ્રદેશમાં એમણે પોતાની શક્તિ પ્રસારી છે. એમના અનન્ય સાધારણ કવિજીવન માટે, એમના નિડર સાંસારિક જીવન માટે... મ્હારું શિર એમને ચરણે નમે છે. દલપતરામની શાણી કવિતા—એનાં સાદાં સીધાં રમુજી વર્ણન વાર્તાશૈલી અને મીઠો હાસ્યરસ મને આનંદ આપે છે. સાદી ગુજરાતી ભાષા કેટલું કામ આપી શકે છે એ દલપતરામ અને નંદશંકર જેવું કોઈએ બતાવ્યું નથી."

ગઈ નર્મદ શતાબ્દી સમયે નર્મદ વિશે જે અનેક મતો પ્રસિદ્ધ થયા તેમાંથી સ્વતંત્ર અભિપ્રાય અને સચોટ શૈલીને લીધે જેણે સર્વનું ધ્યાન ખેંચ્યું છે તે 'વીર નર્મદ' લઈએ. તેના લેખક શ્રી વિશ્વનાથ ભટ્ટે નર્મદ વિશે લખતાં દલપતનો ઉલ્લેખ ઝાઝો નથી કર્યો, માત્ર બે એક જગાએ પ્રસંગોપાત્ત કર્યો છે. નર્મદ કવિતાની દલપતરામ ઉપર શી અસર થઈ તે જણાવતા તેઓ કહે છે: "આ છવ્વીસ વરસનો જુવાનિયો આજથી દલપતની દહેશતનો વિષય થઇ પડ્યો. એ શું કરે છે તેના પર તેની નિરંતર નજર ચોંટી રહેવા લાગી. એણે 'શૂરવીરનાં લક્ષણો' ગાયાં? ઠીક, ત્યારે હું પણ 'શૂરવીર છત્રીસી' રચું. એણે દેશાભિમાનનાં પદો લખ્યાં? તો મારે પણ 'ભલી ભારતભૂમિ'નાં ગુણગાન કરવાં જોઈએ. આમ એ ઊગતો યુવક આ પાકટ પુરુષનો કેટલેક અંશે ગુરુ થઈ બેઠો ને તેને હાથે તેની શાક્તના પ્રમાણમાં જે સર્વોત્તમ કઢાવી શકાય એમ હતું તે કઢાવ્યું." અને એજ પુસ્તકમાં અન્યત્ર નર્મદની કવિતામાં પ્રસાદગુણની ખામી છે એમ કહેતાં પ્રસંગોપાત્ત કહે છે કે "આ બાબતમાં દલપત નર્મદ કરતાં અનેક ગણો ચડિયાતો છે."

પણ ઇતિહાસમાં જે જે વસ્તુઓ ભેગી વણાઈ ગયેલી હોય છે તે પછીથી જુદી પડી શકતી નથી. શ્રી. વિશ્વનાથ ભટ્ટે નર્મદ વિશે બોલતાં દલપતનો ઓછામાં ઓછો ઉલ્લેખ કર્યો. પણ સમય દૃષ્ટિએ નર્મદ ઉપર ઉલટું બોલનાર શ્રી ન્હાનાલાલ કવિ છે જેમણે 'દલપત જીવનકથા'માં દલપત નર્મદના મિલન ઉપર લખતાં બન્નેની કવિ તરીકેની તુલના પાછી કરી છે. દલપત અને નર્મદની શૈલી પરસ્પર અપ્રમેય છે એ નવલરામના

વિધાનથી સંતોષ ન માનતાં તેઓ તેમની પ્રમેયતા પ્રીછવાનો પ્રયત્ન કરે છે. તેઓ પોતાની લાક્ષણિક અને લક્ષણાપ્રધાન શૈલીમાં કહે છેઃ "આપણા નવયુગનો દલપત બ્રહ્મર્ષિ હતો, નર્મદ રાજર્ષિ હતો." આગળ કહે છેઃ "નવલરામ કહે છે દલપત નર્મદ અપ્રમેય છે, ખરૂં. છતાં યે કોઈ પ્રમેયતા પ્રીછવા જાય તો આર્ય સંસારે, આર્ય ઇતિહાસે, આર્ય સંસ્કૃતિએ તો હજારો વર્ષથી એ પ્રશ્નનો ઉત્તર આપેલો છે કે ક્ષત્રિય શ્રેષ્ઠ કે બ્રાહ્મણ શ્રેષ્ઠ ?"

આપે જોયું હશે કે મારા આખા વ્યાખ્યાનમાં મેં દલપત નર્મદની કે કોઈની પણ તુલના ન કરવાનો પ્રયત્ન કર્યો છે. દલપત નર્મદને તો શું પણ કોઈ પણ બે સાચા કવિઓને—અરે એક જ કવિની બે કૃતિઓને તત્ત્વતઃ પરસ્પર અપ્રમેય જ હું માનું છું. જ્યાં તુલના કરીએ ત્યાં પણ દરેક કૃતિની કે કવિની વિશિષ્ટતા વધારે સમજવાનો જ એ તુલનાનો ઉદ્દેશ હોઈ શકે એમ હું માનું છું વળી તુલનામાં એવા સામાન્ય શબ્દોમાં વર્ણન થઈ જાય છે કે જેથી એ સામાન્યના પાયામાં એને સમર્થક વિશેષ કંઈ છે કે નહિ એ તરફ ધ્યાન પણ રહેતું નથી અને એક સામાન્યમાંથી બીજા સામાન્યમાં એમ નિરંકુશ વિહાર માત્ર થઈ જાય છે. એટલા જ માટે આ વ્યાખ્યાનમાં મેં નર્મદની શૈલી શિષ્ટ કે કૌતુકમય classical કે ramantic, કે એવા સામાન્ય પ્રશ્નો ન ચર્ચતાં તે શૈલીનાં જ લક્ષણો સ્ફુટ કરવા મુખ્યત્વે પ્રયત્ન કર્યો છે. તેમ છતાં શ્રી ન્હાનાલાલ જેવા સાક્ષરનું વિધાન મારી સામે હોય, અને એ વિધાન આ આખી મતપરંપરામાં છેલ્લું હોય, અને તેની સાથે હું સર્વથા સંમત થઈ શકતો ન હોઉં, ત્યારે મારી ફરજ છે કે એ સંબંધી મારે મારો અભિપ્રાય અહીં દર્શાવવો જોઈએ.

'દલપત બ્રાહ્મણ અને નર્મદ ક્ષત્રિય': અહીં આપણે બન્ને માનવ તરીકે કેવા હતા તેની ચર્ચા નથી કરતા માત્ર કવિ તરીકે કેવા હતા તેની ચર્ચા કરીએ છીએ. અને કવિનું મુખ્ય લક્ષણ ક્રાન્તદર્શિત્વ—જો કે શ્રીયુત આનંદશંકરભાઈએ તો બ્રાહ્મણ અને કૃપણનું દ્વંદ્વ સમજાવ્યું છે ત્યાં બ્રાહ્મણનું લક્ષણ પણ એને જ

મળતું બતાવ્યું છે. ગમે તેમ આ બન્ને કવિઓમાં ઉચ્ચતર કોણ, એ જોવું હોય તો બેમાંથી કોની દૃષ્ટિ ક્રાન્તદર્શી હતી એ જોવું રહ્યું. નર્મદ વિશે કહેવાય છે કે તેણે આપણી પ્રાચીન સંસ્કૃતિનો અભ્યાસ કર્યા વિના જ પશ્ચિમની સંસ્કૃતિને માટે અત્યંત ઉત્સાહ બતાવ્યો. હવે એ સાચું છે કે નર્મદ પશ્ચિમની દેશસ્થિતિ તરફ મોહાયો અને એ મોહ એના સંસારસુધારાનો અને તેને માટેના ઉત્સાહનો પ્રવર્તક હેતુ હતો, અને આપણા દેશનો ઇતિહાસ વિચારતાં તેને પછી પ્રત્યાવર્તન થયું. પણ દલપતરામનો પણ પ્રવર્તક હેતુ તો એ જ પશ્ચિમના સુધારાને અહીં લાવવાનો ઉત્સાહ જ હતો. એ બાબતમાં મણિલાલ નભુભાઈનું વચન જે બન્ને વર્ગોને સંસ્કૃતનું જ્ઞાન નહોતું, બન્ને અંગ્રેજી સુધારાથી આકર્ષાયા એ જ સાચું છે, અને ફરક તે માત્ર દલપતરામનો વ્યવહારકુશળતાની હદમાં રહેવાનો આગ્રહ જ હતો. પશ્ચિમથી લેવું ખરું પણ આપણી પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસસિદ્ધ સ્વભાવની સરણીએ ચાલતાં આપણા પ્રજાશરીરમાં પચાવી પચાવીને લેવું એ સિદ્ધાન્ત ખરો તો મણિભાઈ નભુભાઈથી અને કથામાં ગોવર્ધનરામથી શરૂ થયો. અને ધર્મવિચારની નર્મદની બુદ્ધિ તે તેની પુરોગામી ગણાય, કંઈ દલપતરામથી એ વિચાર-સરણી શરૂ થઈ ન ગણાય. પણ એ વિચાર દૂર રાખતાં દલપત–નર્મદે પોતાની પરિસ્થિતિમાં જે જોયું. પોતાની પરિસ્થિતિનું તેમણે જે નિદાન કર્યું અને તેના જે ઉપાયો ઘડ્યા અને અમલમાં મૂક્યા, તેમાં પણ દલપતરામ નર્મદ કરતાં કોઈ રીતે વધારે દૂર દેખનાર નથી જણાતા. દલપતરામે પશ્ચિમના સુધારાનાં સાધનો, લોકસેવાના માર્ગો, અને કેટલાક સામાજિક સુધારા વિશે વ્યવહાર-દૃષ્ટિએ સુગ્રાહ્ય થાય એ રીતે ગાયું. પણ આપણી સમસ્ત સ્થિતિનું એક સમગ્ર દૃષ્ટિએ અવલોકન, આપણી સ્થિતિનું–દુર્દશાનું નિદાન, જે રૂઢિ ધર્મ અને રાજ્ય એ ત્રણનું આપણા પર દમન છે, આપણી સ્થિતિની અધમતા પામરતા પરતન્ત્રતાનું દુઃસહ ભાન, શરમ અને તેનું પ્રકટીકરણ એટલું સ્પષ્ટ પ્રથમ નર્મદે જ કર્યું. આપણી સ્થિતિમાંથી બહાર નીકળવાનો પ્રથમ ઇલાજ, આખા વર્ગનો હૃદયપલટો, માનસપરિવર્તન, આપણે

બીકણ બાયલા મટી મરદ શૂરવીર થવું જોઈએ, એ ભાન અને એનાં ઉત્સાહપ્રેરક ગીતો તે નર્મદે જ પ્રથમ પ્રગટ કર્યાં. ગમે તેવું પરદેશી રાજ્ય પણ તે અનિષ્ટ અને સ્વતંત્રતા મેળવીએ ત્યારે જ આપણે સાચા માનવો બનીએ એ સત્ય તેણે જ પ્રથમ સ્ફુટ કર્યું.

આ નવા સત્યદર્શનને ઉદ્દેશીને જ મણિભાઈ નભુભાઈ ઉદ્ધત લેખકોમાં 'અપૂર્ણ પણ ભાવ ઉત્તમતાનાં દષ્ટાન્તો' જુએ છે. વ્યવહાર-કુશળતા, આવાં સત્યોને વ્યવહાર બહાર સમજી, ત્યાંસુધી જોવાનો કે જવાનો પ્રયત્ન જ નથી કરતી. અને આ જ વસ્તુ શ્રી વિશ્વનાથે વિશિષ્ટ દાખલા આપીને બતાવી છે. શૌર્યનાં કાવ્યોમાં નર્મદ દલપતનો પુરોગામી, એ વિધાન સંબંધી તેમણે મને રૂબરૂ કહેલ છે કે બન્નેની તે તે કાવ્યોની રચ્યા મિતિ જોઈને તેમણે આ અનુમાન બાંધેલું છે. એ વાત સાચી છે કે નર્મદમાં ક્ષાત્ર જુસ્સો હતો. ગમે તેવા અંગ્રેજ અમલદારની પણ સામે થવામાં તેને જરા પણ સંકોચ નહોતો. દલપતરામને તેમની બીહાશને લીધે એવા પ્રસંગો જ ન આવે એ વાત સાચી. પણ એટલા ઉપરથી એકને ક્ષત્રિય ને બીજાને બ્રાહ્મણ કહેવો ઉચિત નથી. આ ક્ષાત્રવીર્યને લીધે જ, અંગ્રેજી રાજ્યના ગુણ દલપતરામની પેઠે જ ગાવા છતાં, તે રાજ્ય આપણને આપણી છેવટની ઇષ્ટ સ્વતંત્રતા ન એ આપે એ સંભવ નર્મદને મૂર્ત દેખાતો હતો, અને એ સંભવનો તેણે વિચાર કર્યો હતો. દલપતરામને આ વિચાર વ્યવહાર બહારનો માટે જ વિચાર બહારનો અને માટે જ કાવ્ય બહારનો લાગે. કાવ્યને માટે જે સ્વતંત્ર કલ્પના જોઇએ તેને આવી વ્યવહારમર્યાદા પરકીય અંકુશ બરાબર છે, અને દલપતરામની કલ્પનાને આ વ્યવહારમર્યાદા, સત્યના પોતાને ગમ્ય અંતિમદર્શન સુધી જતાં નડતી હતી તેનો દાખલો તેમનું કાવ્ય જ પૂરું પાડે છે. ધર્મ-વર્ણનમાં સુધારો અને સુધારાવાળાના નિબંધમાં દલપતરામની માન્યતા બતાવવા તેમની નીચેની કડી ઉતારી છે:

પૃથ્વી ગઈ પરદેશી હાથે,
એ મોટી ભૂલ તમો માથે,
તમે સંપ ન રાખ્યો કોઈ સાથે;
દેશી મિત્રો, દુઃખ સરવ ટાળો રે—આપણા દેશનું.

પણ દલપતકાવ્યની તે પછીની આવૃત્તિમાં 'પૃથ્વી ગઈ પરદેશી હાથે' ને બદલે 'દોલત ગઈ પરદેશી હાથે' લખેલું છે. અત્યારની આવૃત્તિઓમાં પણ 'પૃથ્વી'ને બદલે 'દોલત' જ પાઠ છે. આ પાઠાન્તર તે સમયે પણ કાવ્યને, અને તે નહિ તો સત્યના આવિષ્કારને વિઘાતક તો ગણાયું જ હતું. ઉપરોક્ત નિબંધમાં 'પૃથ્વી ગઇ પરદેશી હાથે' એ નર્મદે ઉતારેલ પંક્તિ ઉપર ફુદડી મૂકી ગુજરાતીના અધિપતિ લખે છે "દલપતકાવ્યની આવૃત્તિમાં 'પૃથવી'ને બદલે દોલત' છે, જમાનાનો આ કેવો દિલગીરી ભરેલો ફેરફાર." (ધર્મ વર્ણન પૃ. ૨૪) પરતંત્ર દેશમાં કલા ખીલી શકતી નથી, તેનું એક મોટું કારણ કલ્પનાના પગમાં જકડાયેલી આ સંકોચની બેડી છે. અને આ સંકોચ આખી પ્રજામાં એટલો ઊંડો અને લગભગ સ્વાભાવિક થઈ ગયો હોય છે, કે જેમ પ્રજા તેમ કવિ પોતે પણ તે જાણતો હોતો નથી. નર્મદે પોતાની વીરતાથી આ બેડી તોડી નાંખી હતી. અલબત તેની કલ્પના જેટલે ઊંચે જતી તેટલે ઊંચે સ્થિર રહી શકતી નહોતી. દલપતરામની કલ્પના જેટલે જતી તેટલે લાંબો કાળ સ્થિર રહી શકતી. પણ ઘણે ઊંચે જઈને ક્ષણ રહીને પણ નર્મદ જે જોઈ શક્યો તે દલપરામે જોયું નથી. એટલે ક્રાંતદર્શિત્વની દૃષ્ટિએ દલપતરામ બ્રાહ્મણ અને નર્મદ ક્ષત્રિય, એટલે નર્મદ દલપતરામથી ઉતરતો, એ મત મને માન્ય નથી એમ કહેવાની હું મારી ફરજ સમજું છું.

અને એમ કહીને પણ નવલરામે કહેલું બન્ને કવિઓનું પરસ્પર અપ્રમેયત્વજ હું માનું છું. ગુર્જર ભારતીના ઉત્સવમાં નિશ્ચલ રંગબેરંગી અને કોઈને દઝાડે નહિ એવા પ્રકાશથી બળતા, નાનું છોકરું પણ હાથમાં ઝાલીને ઊભું રહે એવા નાના બપોરિયાને સ્થાન છે, તેટલું જ એકદમ એક જ સુરસુરાટથી ઊંચે ઉડીને ઓલાઇ જતી હવાઇને પણ સ્થાન છે. દલપત નર્મદ બન્નેએ પોતપોતાની રીતે ગુજરાતની સેવા કરી છે. જનતાની કાવ્યાભિરુચિ એકદમ વધારી છે. જનતાના ઘણા મોટા ભાગને સુધારાના અને કાવ્યના અનેક નવા પ્રદેશોમાં રસ લેતો કર્યો છે. બન્નેએ લોકોમાં નવીન ઉત્સાહ પ્રેર્યો છે. બન્નેની કવિતાથી, વર્તમાન યુગનો જેમ બાલ્યકાળ પોષાયો છે તેમ હજી ઘણા જમાના સુધી જનસમાજનાં

બાળકો એ બન્નેની કવિતાથી પોષાવાનાં છે. બન્નેની સરલતા, લોક તરફની ખરા દિલની ભલાઈ, પોતાના સમાજને ઉન્નત થયેલો જોવાની ઉત્સુકતા એક સરખી સાચી હતી. ગુજરાતી કાવ્યસાહિત્યના ઇતિહાસમાં બન્નેને નિશ્ચલ સ્થાન છે. અને બન્નેનું તારતમ્ય કાઢવાનો પ્રયત્ન કરવાને બદલે બન્ને જેવા છે તેવા જ સ્વરૂપેનો બન્નેનો અભ્યાસ કરવો તેમાં જ અભ્યાસી અને કાવ્યાભ્યાસ બન્નેની પ્રગતિ રહેલી છે. નવલરામભાઈએ કહ્યું હતું તેમ, આપણા સાહિત્યની વિષ્ણુશક્તિ અને શિવશક્તિ જેવા એ બન્ને સાહિત્યદેવોને નમો નમો કહેવું એજ ઉચિત છે. અને હું પણ બન્નેને મારી અંજલિ આ સ્થળે સાથે જ આપું છું.

અને નર્મદ વિશે બોલતાં તેની સાથે એક બીજું નામ સ્મરવાનું રહે છે. નર્મદને શ્રદ્ધાંજલિ આપવા સાથે, નર્મદના મિત્ર તેના વિવેચક તેના પ્રશંસક અને આ સુરતના જ ત્રણ નના પૈકીના નવલરામને પણ અંજલિ આપવી જોઇએ એમ હું માનું છું. નર્મદનું કવિજીવન લખીને નવલરામે આપણા સાહિત્યમાં એક સારી જીવન અને કવનની વિવેચનાનો દાખલો આપેલો છે. ગઇ શતાબ્દી સમયે નર્મદ વિશે ગુજરાતમાં અનેક સ્થળે બોલાયું તેમાં નવલરામની આપેલ હકીકત ઉપર જ મુખ્યત્વે બોલાયું છે; એટલું જ નહિ, પણ નવલરામના અભિપ્રાયો ઉપર જ આધાર રખાયો છે. અને એક નર્મદની કવિતાના નવલરામના અભિપ્રાય સિવાય હજી સુધી નવલરામના નર્મદ વિશેના લગભગ બધા અભિપ્રાયો સ્થિર રહ્યા છે. પોતાના સમકાલીન વિશે આટલી સૂક્ષ્મતાથી તટસ્થતાથી સમભાવથી અને વિશાલ ભાવનાથી કહેવું એ સાહિત્યમાં વિરલ છે અને તેથી નર્મદની સાથે હું નવલને પણ મારી અંજલિ આપું છું.

અંતમાં, ગુજરાતના વર્તમાન યુગના એક આદ્ય કવિ, શ્રી આનંદશંકર કહે છે તેમ કવિવર, વિશે બોલવાને આપે મને પ્રસંગ આપ્યો છે તેને માટે હું ફરી આપનો આભાર માનું છું.

# બે બોલ

૧૯૩૩માં 'સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાળા 'માં આપેલ વ્યાખ્યાન જે એ માળાના પાંચમા પુષ્પ 'નર્મદાશંકર કવિ' તરીકે પ્રસિદ્ધ થયું છે, તે પછી આ 'કવિ નર્મદનું ગદ્ય' પ્રસિદ્ધ થતાં મારો નર્મદનો અભ્યાસ પૂરો પ્રગટ થઈ જાય છે; આ નાનું પુસ્તક પણ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના ઉપક્રમથી આપેલ વ્યાખ્યાનની નોંધ ઉપરથી લખેલું છે. નર્મદનું ગદ્ય તેના આખા લેખકજીવન ઉપર સાદ્યન્ત પથરાતું હોવાથી તેના લેખકજીવન વિશેના ખાસ અભિપ્રાયો પણ યથાપ્રસંગ મેં આ લેખમાં જ દર્શાવેલા છે.

કદાચ કોઈને લાગે કે પુસ્તકમાં અવતરણો ઘણાં છે, તો તેના ખુલાસામાં મારે બે વાત કહેવાની છે. એક તો એ કે દરેક કથનનું પ્રમાણ આપવું જોઈએ એમ હું માનું છું—ખાસ કરીને એવા વિષયમાં જ્યાં મતભેદને અવકાશ હોય. દાખલા વિના કેવળ સામાન્ય કથનો ઉપર કથનો કરવાં એ મને અશાસ્ત્રીય લાગે છે. બીજું એ કે જે લખાણો અત્યારે પ્રસિદ્ધ નથી તે જોવાની મને તક મળેલી હોવાથી, તેમાંથી બને તેટલું જાહેરમાં મૂકવું, જેથી જિજ્ઞાસુને તેનો લાભ મળે, એવી નેમથી અવતરણો મૂક્યાં છે. મને અસંતોષ માત્ર એટલો છે કે એવાં અવતરણો મારી ઉતાવળે કરેલી નકલો ઉપરથી કરેલાં હોવાથી, અને પ્રુફો, અસલ નહીં પણ એ નકલો જોઈને જ સુધારેલાં હોવાથી, આ અવતરણોની પ્રામાણિકતાની હું પૂરી ખાત્રી આપી શકતો નથી.

અને મને જે જે અન્યથા અલભ્ય લેખો, પુસ્તકો, લખાણો જોવાની તક મળી છે તે માટે મુંબઈ ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસના માલિક શ્રી. નટવરલાલ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ તથા નર્મદ વિશે અનેક લેખસામગ્રી પૂરી પાડનાર શ્રી મણિલાલ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈનો હું અત્રે આભાર માનું છું.

૧૯-૧૦-૩૮

રામનારાયણ વિશ્વનાથ પાઠક

# કવિ નર્મદનું ગદ્ય

નર્મદાશંકરનો ઉલ્લેખ ઘણેભાગે કવિ નર્મદ તરીકે જ થાય છે. તેના જીવનમાં કવિ તરીકે જ તેને વિશેષ ખ્યાતિ મળેલી, અને અત્યારે પણ કવિ નર્મદ તરીકે જ તે ઓળખાય છે, પણ તે સાથે તે મોટો ગદ્યલેખક પણ હતો. તેણે કવિતા કરતાં ગદ્ય વધારે લખ્યું છે. કેટલાક તો કવિ કરતાં ગદ્યલેખક તરીકેનું તેનું વિશેષ મહત્ત્વ માને છે. ગુજરાતી ભાષાના ગદ્યને પ્રથમ ઘડનાર તે ગણાય છે. તેણે ૧૮૫૦ થી એટલે તેની ઉંમરના ૧૭મા વરસથી ગદ્ય લખવા માંડયું અને મૃત્યુપર્યંત લખ્યું. તેણે કાવ્ય તો પ્રમાણમાં ઘણા ઓછાં વરસો લખ્યું, પૂરા જોસમાં તો ૧૧ વરસ જ લખ્યું અને ગદ્ય જીવનપર્યંત લખ્યું, માટે તેનામાં કવિતાની સાચી પ્રેરણા નહોતી એમ તો હું નથી માનતો. 'નર્મદાશંકર કવિ' ના મારા વ્યાખ્યાનમાં મેં આ પ્રશ્ન ચર્ચ્યો છે. હું માનું છું કે તેની કવિતામાં ગમે તેટલા દોષો છતાં તેનામાં કાવ્યની ખરી પ્રેરણા હતી. તેનો કાવ્યવ્યાપાર મંદ પડી ગયો તેનું કારણ હું એમ માનુ છુ, કે તેની મુખ્ય પ્રેરણા તેને પોતાના જમાનાને કંઈક કરવા કહેવાનું છે એવા ઉત્સાહમાંથી આવતી, અને એ વક્તવ્યની શ્રદ્ધા કે જુસ્સો મોળો પડતાં તેની કવિતા બંધ થઈ. પણ એ ગમે તેમ હોય તો પણ, તેને કવિ માનો કે ન માનો પણ, તે સાથે તે મોટો ગદ્યલેખક પણ હતો. તેના આખા જીવનમાં તેણે ગદ્ય લખ્યું છે, એટલે તેના સમસ્ત જીવનનું પ્રતિબિંબ તેના ગદ્યમાંથી જ મળી શકે છે. અને કાવ્ય કરતાં ગદ્યને વિષય-વૈવિધ્યનો વધારે અવકાશ હોવાથી તેનાં ગદ્યલખાણોમાં અનેક વિષયોની ચર્ચા મળી આવે છે.

તેના ગદ્યલેખનની પ્રેરણા કવિતાની પેઠે જ, જાહેરજીવનનો શોખ, પોતાના જમાનામાં કંઈક કરવાનો, કહેવાનો ઉત્સાહ એ જ

છે, જે પશ્ચિમની સંસ્કૃતિના દર્શનથી આપણા ઘણા વિચારકો, ચિંતકો, કાર્યનિષ્ઠ પુરુષોમાં તે વખત સમાન રીતે ઉત્પન્ન થયેલ. તેણે પોતાનો પ્રથમ નિબંધ ૧૮૫૦માં એટલે ૧૭ વરસની ઉંમરે 'જુવાન પુરુષોની અન્યોન્ય બુદ્ધિવર્ધક સભા' જેનો તે પ્રમુખ હતો, તેમાં વાંચેલો. તેનો વિષય 'મંડળી મળવાથી થતા લાભ' હતો, જે અત્યારે તેના ગદ્યસંગ્રહમાં પહેલો મુકાય છે. આ ૧૮૫૦થી તે ૧૮૮૬ સુધી જે જે ગદ્યલેખો તેણે લખ્યા તેની યાદી તેના વિવેચકમિત્ર નવલરામે કવિજીવનમાં મૂકી છે. તે ઉપરથી નર્મદાશંકરના ગદ્યના વિષયો જોઈ શકાશે. નવલરામના વિષયવિભાગોનું અહીં પુનઃકથન ન કરતાં આપણી દૃષ્ટિએ આપણે કહીશું કે તેણે સામાજિક પ્રશ્નો વિશે ચર્ચા કરી છે, વિવેચનના લેખો લખ્યા છે, ઇતિહાસના નિબંધો લખ્યા છે, કોશ અને વ્યાકરણ લખ્યાં છે, નાટકો લખ્યાં છે, અને અંગ્રેજીમાંથી ભાષાન્તરો પણ કર્યાં છે.

આમાંથી ઘણુંખરું સાહિત્ય અત્યારે ઉપલબ્ધ છે. ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસે નર્મદજયંતી પછી 'મારી હકીકત' અને શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ 'રાજ્યરંગ ભાગ રજો' પ્રસિદ્ધ કરીને નર્મદસાહિત્યની વિશેષ સેવા કરી છે. જ્યાં 'નર્મદાશંકર કવિ' ઉપરના મારા વ્યાખ્યાનમાં મેં કહેલું તેમ, નર્મદનું ગદ્યસાહિત્ય પદ્યસાહિત્ય જેટલું સારી રીતે પ્રકાશિત થયું નથી. નર્મદ પહેલો જ ગદ્યસાહિત્યલેખક હોવાથી સરકારી કેળવણીખાતાએ નર્મદના ગદ્યલેખો પ્રકાશિત કરવા ઇચ્છ્યું. નર્મદે તે પહેલાં ૧૮૬૫માં, અને ૧૮૫૦થી તે ૧૮૬૫ ઑગસ્ટ ૩૧મી સુધીના લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કરેલો, જે અત્યારે 'જૂનું નર્મગદ્ય પુસ્તક ૧લું' તરીકે ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ તરફથી ઉપલબ્ધ છે. આમાંના ઘણા લેખો સરકારી નર્મગદ્ય માટે નર્મદાશંકરે ફરી તૈયાર કર્યા. આ તૈયાર કરવામાં કવિએ અમુક દૃષ્ટિએ ફેરફારો કરેલા છે. ૧૮૬૫ના નર્મગદ્યની પ્રસ્તાવનામાં કવિ નર્મદ કહે છેઃ

"આ સંગ્રહ મેં મારે માટે જ છપાવ્યો છે—પછી લોકો એનો લાભ લે તો લો. પંદર વરસમાં જુદા જુદા આકારમાં છપાઈને બહાર વેરાતું પડેલું ને લખાઈને ઘરમાં રઝળતું અને કામ પડેથી મુશ્કેલે હાથ લાગતું એવાં લખાણનો સંગ્રહ મારા ટેબલ પર હાજર હોવો જ જોઈએ એ લખાણ પ્રસંગના જોસ્સાઓની નીશાની છે માટે એમાંના વિચારોને ચોમાસાનું ડહોળાયલું પાણી સમજવું. અલબત થોડાં વરસ પછી (ફેરફાર સાથે ફરીથી છપાય તો) એ વિચારો શરદ્ ઋતુના પાણી જેવા થાય ખરા." અર્થાત્ કવિ પોતે પોતાનું લખાણ સાહિત્યની દૃષ્ટિએ સુધારવા યોગ્ય ગણતા જ હતા, અને તક મળતાં તે તેમણે સુધાર્યું છે. પણ તે ઉપરાંત કેળવણીખાતાની દૃષ્ટિએ પણ તેમણે તે સુધાર્યું છે. ૧૮૭૪ની 'નર્મગદ્ય'ની આવૃત્તિ, જેની એક જ નકલ શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેસાઈના સૌજન્યથી મને જોવા મળી છે, તેની મથાળાસહી વિનાની નાની પ્રસ્તાવનામાં કવિ કહે છે; "ઘણાં વર્ષ ઉપર લખાયેલા વિષયોમાં વિચાર તથા ભાષા સંબંધી જૂજ ફેરફાર કીધો છે; અને વર્ણશુદ્ધિ, સરકારી ગુજરાતી નિશાળોને માટે ઠેરવેલાં ધોરણને અનુસરતી રાખી છે; વર્ણશુદ્ધિ સંબંધી ને લખાણમાં કહીં કહીં ફેરફાર કરવા સંબંધી ડૉ૦ બ્યુલર સાહેબે પ્રુફ જોઈ જતાં કેટલીક અગત્યની ને સારી સૂચનાઓ કરી છે." અર્થાત્ મૂળ લેખમાં ત્રણ દૃષ્ટિએ નર્મદે ફેરફારો કર્યા. એક પોતે સાહિત્ય દૃષ્ટિએ, બીજી સરકારી જોડણીના ધોરણને અનુસરવા અને ત્રીજી, સરકારી કેળવણીખાતાની નીતિની દૃષ્ટિએ પણ ખરા. પણ આ નર્મગદ્ય છપાયા પછી બહાર પડયું નહિ. તેનું કારણ સમજાતું નથી. એ તે કાંઈ સરકારી રાજનીતિ બદલાઈ, કે ડૉ. બ્યુલર ગયા ને તેની જગાએ બીજા અમલદાર આવ્યા તેમણે એ નામંજૂર કર્યું કે કંઈ જુદું જ કારણ હતું, તે વિશે અત્યારે સરકારી દફતર જોયા વિના કંઈ કહેવું

કર્યો, પણ મહીપતરામભાઈએ કરેલા છે. મહીપતરામભાઈ તેની સાલ વિનાની[1] પ્રસ્તાવનામાં કહે છેઃ "આ પુસ્તકની પહેલી આવૃત્તિ છપાવા પછી તેને બંધાવ્યા પહેલાં કેળવણીખાતાના ડિરેક્ટર મહેરબાન ચાટફીલ્ડ સાહેબે મારા રિપોર્ટને માટે મોકલી...ઘણાક નિબંધોમાં એવું લખાણ હતું કે નિશાળોમાં ચલાવી શકાય નહિ. એ બીના ડિરેક્ટર સાહેબના જાણવામાં આવ્યાથી તેટલા ભાગની છાપેલી પ્રતોનો તેમણે નાશ કરાવ્યો. કથા અને ઇતિહાસના ભાગનાં જે પાનાંમાં સુધારો કરવાની જરૂર હતી, તેઓને ફરી છપાવી પ્રગટ કર્યાં, અને બીજી આવૃત્તિને સમયે રદ કરેલા ૧લા ભાગમાંથી જે કાઢી નાખવું ઘટે તે કાઢી નાંખવું અને સુધારવું, અને ફેરવવું ઘટે તે સુધારવું અને ફેરવવું એવી આજ્ઞા કરી...બની શક્યું ત્યાંસુધી ગ્રંથકર્તાનું લખાણ ફેરવ્યું નથી. ને જ્યાં ફેરવવું પડ્યું છે ત્યાં ઘણું કરીને નવું લખાણ કૌંસમાં મૂક્યું છે." અને આ ફેરફારોમાં નર્મદની સંમતિ નહોતી, એ પણ એટલું જ ચોક્કસ. મહીપતરામભાઈ આગળ લખે છેઃ "સુધારા કરવાના કામમાં પોતાના અભિપ્રાય જણાવવાની વિનંતી ગ્રંથકર્તાને કરવામાં આવી હતી, પણ તેનો ઉત્તર મળ્યો નહિ. તેથી મારે એકલાને તે કામ કરવું પડ્યું."

હવે આ ફેરફારોમાં કેટલાક તો અલબત્ત નાના વિદ્યાર્થીઓના માટેનાં પુસ્તકોમાં ન જોઈએ એવા ફકરા કાઢી નાંખ્યાના છે. મને બન્ને નર્મગદ્યો આખાં સરખાવી જોવાનો વખત નથી મળ્યો, પણ થોડી મહેનતે થોડા ફકરા મળ્યા તેમાંથી એક નીચે દાખલો આપું છું તે નિદર્શક થશે. અત્યારના ઉપલબ્ધ સરકારી નર્મગદ્ય (પાંચમી આવૃત્તિ) પૃ. ૧૬૯મે (મહાભારતસારમાં) દ્રૌપદી સાથે પાંડવો વિરાટ રાજાની નગરીમાં રાજાને ત્યાં રહ્યા તેનું વર્ણન છે. તે પાનાના

૧. આઠમી આવૃત્તિની પ્રસ્તાવનામાં સાલ આપી નથી. પણ પાંચમી આવૃત્તિમાં 'ઓક્ટોબર ૧૮૮૦ અમદાવાદ' આપેલ છે.

બીજા કોલમમાં પહેલા પારીગ્રાફનું છેલ્લું વાક્ય નીચે પ્રમાણે છે: "વળી તેની (સહદેવની) સંભાળથી ઢોર વધ્યાં ને ગાયો તમણું ચોગણું દૂધ વધારે આપતી." તે પછીના બન્ને નર્મગદ્યના થોડા પારીગ્રાફો નીચે બે કોલમમાં હું ઉતારું છું:

### હાલનું સરકારી નર્મગદ્ય

એવી રીતે એક વરસ લગભગ વહી જવા આવ્યું. એ પાંડવોના વનવાસનું તેરમું વરસ હતું. દુર્યોધન જોડે યુધિષ્ઠિર જુગટું રમ્યા તેમાં છેલ્લી રમતની શરત એવી હતી કે યુધિષ્ઠિર હારે તો પાંડવો બાર વરસ વનવાસ કરે અને તેરમે વરસે ગુપ્ત રહે. તેરમા વરસમાં તેઓ ઓળખાય તો બીજાં બાર વરસ વનમા રહે. માટે આ વરસ ઘણું સંભાળવાનું હતું. અત્યાર સુધી એમને કોઈએ પારખ્યા ન હતા. વરસ આખરે દ્રૌપદીને માથે બારે સંકટ આવ્યું.

જૂની કથાઓમા મોટી પાંચ સતી કહી છે તેમા દ્રૌપદી પ્રખ્યાત છે. પાતિવ્રત્ય ધર્મ જ એને અતિ વહાલો હતો તેની ઉપર વિઘ્ન આવ્યુ. વિરાટ રાજાની રાણી સુદેષ્ણાની હજુરમાં દાસી થઈને એ સતી સૈરંધ્રી નામ ધારણ કરીને રહી હતી. રહેવા ગઈ ત્યારે સુદેષ્ણાને કહ્યુ હતું કે હું દ્રૌપદીની દાસી છું ને તે તેના સ્વામી જોડે

### રદ કરેલું સરકારી નર્મગદ્ય

એક દહાડો રાણીના ભાઈ કીચકે દ્રૌપદીને દીઠેલી ને તે મોહિત થયેલો તેથી તેણે બેનને કહ્યું કે તેને મારે ત્યા મોકલ. રાણીએ ઘણી ના કહી પણ કીચકે માન્યું નહીં. પછી એક પ્રસંગે રાણીએ દ્રૌપદીને કહ્યુ કે આ કટોરો થાળમાં મૂકી કીચકને ત્યા લઈ જા ને તે મદ્ય આપે તે લઈને વહેલી આવ, હું અહીં બેસી રહી છઉં. દ્રૌપદીએ કાલાવાલા કર્યા કે કોઈ બીજાને મોકલો પણ રાણી હઠે ભરાઈ તેથી તેને ત્યા જવું પડ્યું. કીચકે વખાણ કરી તેનો હાથ પકડ્યો પણ તે દ્રૌપદીએ પાછો ખેંચી લીધો; ને કીચકે તેનું લૂગડું પકડ્યું કે તે તેને તમાચો મારી છટકી નાઠી ને દોડતી આક્રંદ કરતી વિરાટની સભામા આવી. અહીં કીચકે આવી ચોટલો સાહી તેને લાતે લાતે મારવા માંડી. દ્રૌપદી બોલી કે રાંક દાસી માર ખાય ને રાજાએ જોયા કરવું એ ઘટિત નથી. રાજા બોલ્યો તમારી શી વાત છે તે હું જાણતો નથી.

વનવાસ ગઈ ત્યારથી હું તેનાથી છૂટી પડી છું. પાંડવ સાથે વનવાસ જતી વેળા તેણીએ પોતાનાં સઘળાં મૂલ્યવાન વસ્ત્રાભૂષણ તજ્યાં. હતા ને માત્ર એક ધોળે લુગડે નીકળી હતી. રાણી સુદેષ્ણાની ચાકરીમાં રહી તે વારે તેણીએ જણાવ્યું હતું કે મારા ધણી પાંચ ગંધર્વ છે તેઓ રાત દિવસ મારી રક્ષા કરે છે.

સુદેષ્ણાને ઘણા ભાઈ હતા તેઓ કીચક કહેવાતા હતા, અને વિરાટ રાજાના દરબારમા તેમનું જોર ઘણું હતું. તેઓમા સૌથી વડો હતો તે વિરાટનો સેનાપતિ હતો. એને એકસો પાંચ ભાઈ હતા. એ સાળાથી રાજા બહુ ડરતો ને તેમની ઇચ્છાની સામો થઈ શકતો નહિ. વડા કીચકે દ્રૌપદીની લાજ લૂટવાનો પ્રયત્ન કર્યો તેથી સુણીને બહુ ક્રોધ ચડ્યો. એકાંતમાં છાનામાના ભીમને મળી તેણે બહુ રૂદન કર્યું. ને ઘણાં મહેણાં મારી કહ્યુ કે જો તમે એ દુષ્ટ કીચકને નહિ મારો તો હુ ઝેર ખાઇને મરીશ. એ વાત જાણી ભીમ ઘણો દિલગીર થઈ કીચક ઉપર ક્રોધાયમાન થયો. દ્રૌપદી જોડે ખેદ કરવા લાગી તેને શાંત પાડીને સમજાવી. તેણે કહ્યુ કે તમે મારો વાંક શું કરવા કાઢો છો ? દુઃશાસનને હુ મારવા ઊઠયો પછી દ્રૌપદીએ સઘળું કહ્યું ને સૌએ જાણ્યું કે કીચકનો અપરાધ છે. યુધિષ્ઠિર બોલ્યો કે તારે અહીં આક્રંદ કરવાનું શું કામ છે ? રાણીને જઈને કહે. દ્રૌપદી રડતી રડતી રાણી પાસે જઈ ને એણે કહ્યું કે હું મારા ભાઈને ઠપકો આપીશ.

પછી રાતે સૌ સૂઈ ગયાં હતાં ત્યારે દ્રૌપદીએ મહેલમાંથી બહાર નીકળીને ભીમ ઘોરતો હતો તેને જગાડ્યો અને મહેણા મારી કહ્યું કે તું કીચકને નહિ મારે તો હું ઝેર ખાઈને મરીશ. ભીમ બોલ્યો તું મારો દોષ શું કરવા જોવે છે ? દુઃશાસનને મારવાને ઊઠયો હતો, પણ ભાઈએ અટકાવ્યો; જયદ્રથ વેળા પણ તેમજ થયું; મારે વડીલ ભાઈની આજ્ઞામા રહેવું જ જોઈએ, પણ કીચકનો ઘાટ તો હું કાલે નક્કી ઘડી નાખીશ; કાલે તું તેને સવારે કહેવડાવજે કે, હું તારી ઇચ્છાને અધીન છઉં ને મધરાતે ચિત્રશાળામા મળજે.' એ પ્રમાણે ભીમ બોલ્યો તે સાંભળી દ્રૌપદી પાછી પોતાને ઠેકાણે આવી સૂતી.

બીજે દિવસે કીચક પાછો રાણીને મળવા આવ્યો ને દ્રૌપદીને લેઈ જઈશ એવી ધમકી બતાવી. પછી ત્યાં દ્રૌપદીએ સ્ત્રીચરિત્ર કરી તેને રાજી કર્યો ને મધરાતે ચિત્ર-

હતો, પણ મોટા ભાઇએ અટકાવ્યો; જયદ્રથ વેળા પણ તેણે અટકાવ્યો; મારે વડીલ ભાઈની આજ્ઞામા રહેવુ જોઈએ, પણ કીચકનો ઘાટ તો હું નક્કી ઘડી નાખીશ. આ મારો મનસુબો એકે ભાઈને કે બીજા કોઈને જણાવ્યા વિના આવતી કાલે કીચકનો પ્રાણ લઈશ. આ વાત કોઈને કહેવી નહિ. એનું મરણ થયા પછી તમારે એમ કહેવું કે એને મારા ગંધર્વે માર્યો.

પછી બીજી રાત્રે યુક્તિથી પાપી કીચકને અંધારી જગ્યાએ ચિત્રશાળામાં ભીમે ઝાલ્યો ને તેનો ચોટલો પકડી પાડી નાખી ભોય ઉપર ઘસડયો. કીચક પણ મોટો લડવૈયો હતો તેથી તેણે ઊઠીને ભીમને પછાડયો પણ એણે પાછો તેને ઊચકીને પછાડી ભાર મૂકી એવો તો મસળ્યો ને છાતી ઉપર ઘૂટણ મૂકી એવો તો ગુધો કે કીચકથી બોલાયુ જ નહિ ને તે મરણ પામ્યો.

પછી ભીમે દ્રૌપદીને તેડી આણી દીવો સળગાવી કીચકનાં હાડમાંસનો ઢગ દેખાડયો ને બોલ્યો કે જે કોઈ તને સતાવશે તેને હુ આં દશાને પહોચાડીશ. દ્રૌપદી ઘણી રાજી થઈ.

શાળામાં તેને મળવાનું કહ્યુ. દ્રૌપદીએ જઈ પાછું ભીમને કહ્યુ ને એ બોલ્યો કે હું તેને એવી રીતે મારીશ કે કોઈને જાણુ નહી પડે કે કોણે માર્યો. પછી રાત્રે ભીમ સંકેતને ઠેકાણે ગયો ને એક ખૂંણામા ભરાઈ રહ્યો. થોડીવાર પછી કીચક આવ્યો ને ખૂણામાં દ્રૌપદી છે એમ જાણી તેણે પોતાનો હાથ લાંબો કર્યો. તરતજ ભીમે તેનો ચોટલો પકડી પાડી નાખી ભોય ઉપર ઘસેડયો પણ કીચક પણ મોટો લડવૈયો હતો તેથી તેણે ઊઠીને ભીમને પછાડયો પણ એણે પાછો તેને ઊંચકી પછાડી ભાર મૂકી એવો તો મસળ્યો ને છાતી ઉપર ઘૂંટણ મૂકી એવો તો ગુધો કે કીચકથી બોલાયું જ નહીં ને તે મરણ પામ્યો.

પછી ભીમે દ્રૌપદીને તેડી આણી દીવો સળગાવી કીચકના હાડમાસનો ઢગ દેખાડયો ને બોલ્યો કે જે કોઈ તને સતાવશે તેને હુ આ દશાને પહોંચાડીશ. દ્રૌપદી ઘણી રાજી થઈ.'' (મહાભારતસાર, પૃ ૨૬૫-૬)

આજ જાતનો બીજો ફેરફાર 'સ્ત્રીના ધર્મ'ના નિબંધમાં પણ થયો છે. હાલ મળતા સરકારી નર્મગદ્ય પૃ ૯૯મે જમણા કોલમમાં પહેલો ચાલુ પારીગ્રાફ "પતિવ્રતા સ્ત્રી પોતાનું રક્ષણ કરનાર જે તેનો ધણી અને પરમેશ્વર તે બેને હૈયાના હેતથી ભજે છે." આ વાક્યથી પૂરો થાય છે. તે પછીનાં ત્રણ કોલમો છોડી દીધાં છે, જેમાં કવિએ હાલની સ્ત્રીઓની ટેવો અને દિનચર્યા આપી છે. હું એ આખો ભાગ સારો ખ્યાલ આવે માટે નીચે ઉતારું છું:

"હાલમાં વાણિયા, ભાટીઆ, કણબી વગેરે વૈષ્ણવોની સ્ત્રીઓની હાલત શોકકારક છે. પ્રથમ મરજાદીઓ વિષે બોલું છું. વલ્લભી વૈષ્ણવમાં આચાર વિચાર સારો છે—નહાવું, ધોવું, સ્વચ્છ રહેવું, સુઘડતા રાખવી એ વાત ઘણી સારી છે, તોપણ જે મરજાદ પાળે છે તે સ્ત્રીઓ તે વાતને અતિ ઉપર લાવી મૂકે છે તેથી તેઓ નિંદાના ઘરમાં પેસે છે, અને તેણે કરીને પાપી થઇ વૈકુંઠ જવાને બદલે નરકે જાય છે.

"તે મરજાદીઓને પોતાના ઠાકોરજી ઉપર, ગુરુ ઉપર અને પોતાના હાથપગ ધોવા ઉપર પ્રીતિ હોય છે. તેઓને ધણી ઉપર છોકરાં ઉપર, ભાઇભાંડુ પડોશી વગેરે કોઇ પણ બીજી માણસ જાત ઉપર, હેત હોતું નથી. દેવ ઉપર નહીં પણ દેવની સામગ્રી કરવામાં જ તેઓનું મન હોય છે. એ વાતને કદાપિ પુણ્ય છે એમ માનીએ તો પણ તે સ્ત્રીઓ હડ હડ કરીને સૌને નિંદે છે તેથી તે સઘળું ધોવાઇ જાય છે. અર્થ સમજવાનો આ કે જે પ્રમાણે તેઓની કાયા ધોવાઇ જાય છે તેમ પુણ્ય પણ ધોવાઇ જાય છે. તેઓ સમજે છે કે અમે જ પૂર્ણ પુરુષોત્તમને ધામ જઇશું. એકને એક વાત જોયાં કરેથી તેઓના વહેમ વધી પડે છે. એ છાંટો આવ્યો, એ પેડાથી અડકાયું, એ અડકાયલીનો ઓળો પડ્યો, એ પેલાનું થુંક ઊડ્યું, હાવરે મડદું દીઠામાં આવ્યું એ રીતના વહેમ ખાઇ ખાઇને તેઓ દહાડે પાણીએ રાતદહાડો નહાયાં

કરે છે. તેઓને મન સંસાર છે જ નહીં. તેઓનાં ઘરની દશા કંગાળ હોય છે. જ્યારે સેવાની સામગ્રી પૂરી મળતી નથી, ત્યારે ઠાકોરને મંદિરમાં સોંપે છે, ત્યાં તે બિચારા દહોડપગા લાલજી અને ચીતરેલા ઠાકોર કોઇ ખૂણામાં રોજ અપૂજ રહે છે.

"મનુષ્યદેહ ધરીને સંસાર લહાવો ન લેવો ને એક જ વાતની અને તે પણ નઠારી નઠારી વાતની નઠારી રીતે પ્રીતિ કરવી ને બીજું કંઈ જ જોવું નહીં એ જંગલી ઢોરના જેવું આચરણ સમજવું.

"વાણીઓણો અને ભાટીઓણો પોતાનો કાળ ઘણો ગેરવ્યાજબી રીતે નકામો કહાડે છે. તેઓને મોટા ઉદ્યોગોમાં બે—એક ઘરધંધો કરવાનો ને બીજો મંદિરે દેવદર્શન કરવાનો. એ બેથી વધતો કાળ તેઓ લોકનાં ઘર ગણવામાં અને લોકની નિંદા કરવામાં કહાડે છે. તેઓ ચાર મળીને બેઠી કે ઘણું કરીને તેઓની વાતના વિષયો નીચે પ્રમાણે હોય છે. કોઇનું છીનાળું, કોઇનું ધણી પાસે નવું મૂકું, કોઇનું નવું આણું આવવું, કોઇનું અઘરણી આવવું અને નાની છોડીઓની મશ્કરી કરવી. એ વાત સ્ત્રીઓને સાધારણ છતાં એઓને તે કરવાની ઉલટ કેમ રહે છે! ઉલટ રહેવી તો ના જોઇએ પણ તેઓ અભણ છે અને પાછી સઘળી સરખી જ હોય છે એટલે પછી ત્યાં બીજી નવી વાત તે શી કરે? કોઇને ઘેર કૂટવા જવાં, કોઇને ત્યાં ફટાણાં ગાવાં, ધણીઓ સાથે હઠ અને કજીયા કર્યા કરવા, છોકરાંને રઝળતાં રાખવાં, એવી વાતે તેઓ ઉદ્યોગી છીએ એમ માને છે. કોઇ ઘરનું માણસ મરી ગયું હોય તો ઓછામાં ઓછું એક આખું વર્ષ રોવા કૂટવા અને શોક કરવામાં જ કહાડે છે. તેઓને દેરાણી જેઠાણી સાસુ નણદ જોડે બનાવ હોતો નથી. ઘરડાં બૈરાં જુવાન થવાના કોડ રાખે છે, ને જુવાન બૈરાં ઘરડાં થવાના કોડ માગે છે—આવો રીતનાં ઘરડાં કે ધણીની પાસે રહેતાં થયાં એટલે ક્યારે છોકરાંની મા કહેવાઇએ ને ક્યારે સાસુ મરી

જાય કે ઘરમાં કારભાર કરીએ. એક બીજા સાથે લડવામાં અને તેમાં એક બીજાનું છાનું ઉઘાડવામાં અને નફ્ફટ બોલવામાં બાયડીઓ ઓછ મૂકતી નથી; ઘરડી પણ સરખી ને બાળક પણ સરખી.

"વૈષ્ણવ સ્ત્રીઓ ઊઠે છે તેવી જ નહાયા વિના દોડતી દોડતી જઈને મંદિરે મંગળાનાં દર્શન કરે છે, દેવનાં દર્શન થાય તેવળી મહારાજનાં સ્વરૂપો સ્નાનસંધ્યા કરવાને બેઠાં હોય તેનાં પણ થાય. કેટલીએક નહાઈ ધોઈ સણગાર સજી સણગારનું ટાંકણું સાધે છે, કે તે વેળા દેવને સણગાર સજાવ્યા હોય છે, ને પેલા ગુરુઓ નિત્યકર્મથી પરવારીને તમાશો જોવા બેઠા હોય છે. સ્ત્રીઓ, દર્શનથી પરવાર્યા બાદ રાંધવા ખાવા વગેરેનો ઘરધંધો કરે છે. બપોરે સૂવે છે. પછી પાછલે પહોરે કેટલીએક ઉથાપનવેળા દર્શનને કાજે જાય છે. કેટલીએક પનઘટ ઉપર પાણી ભરવા જાય છે. કેટલીએક ન્યાતમાં જમવા જાય છે અને કેટલીએક બહેનપણીઓમાં બેસી ટાહેલાં કરે છે. રાતે પણ તેઓ ઓટલે બેસી ચાર પાંચ બેનીઓ થઈને ન કરવાની વાતો કરે છે—પછી વાળુ કરવું હોય તો કરીને સૂઈ જાય છે. મુંબઈ સરખા ઉદ્યોગી શહેરમાં જુસ્સાઓના કરતાં બૈરાંઓ લગાર વધારે સારો કાળ ગુજારે છે; કેમકે ઘણાખરા લોક પરદેશી પડયા તેથી તેઓને કુટુંબ તરફનો ઘણો ખટલો હોતો નથી. શ્રીમંતોનાં બૈરાં રસોડાંના ઉપરીપણાં કરવામાં અને ચોળાચોળીને નહાવામાં તથા આરસીમાં જોઈ જોઈ સણગાર કરવામાં પોતાનો વખત ક્હાડે છે. એ રીતે ગુજરાતી સ્ત્રીઓ પોતાનો અમૂલિક વખત છેક જ સસ્તો કરી નાખે છે. તેઓએ શી રીતે વખત ગુજારવો એ પછવાડેના ભાગમાં જણાવેલું છે." (પૃ. ૧૫૮–૯)

આ હકીકત પણ એવી છે કે નાની ઉમરના વિદ્યાર્થીઓના હાથમાં આપવી ન મૂકીએ. પણ કેટલીક બીજી કાપકૂપ રાજનીતિની દૃષ્ટિએ થએલી સ્પષ્ટ જણાય છે. એક મજો ટૂંકો દાખલો આપું. હાલના સરકારી નર્મગદ્ય પૃ. ૮૮ મે 'નિરાશ્રિત પ્રત્યે શ્રીમંતના ધર્મ'નું પહેલું વાક્ય "આપણે આપવું જોઈએ છે." તે પછી આ પ્રમાણે હતું:

"આપણુ પરરાજની ખીકણુ પ્રજા છીએ! આપણા ઉપરથી પરદેશીઓના અસલના મોહ ઉતરી ગયા છે."

આ વાકય નર્મગદ્યમાંથી નીકળી ગયું છે. તેમ જ 'ગુજરાતીઓની સ્થિતિ'ના નિબંધમાં પૃ ૬૬મે 'ત્રીજું રૂપક' શરૂ થાય છે તેનો પહેલો પારીગ્રાફ નીચે પ્રમાણે હતો તે હાલના નર્મગદ્યમાંથી નીકળી ગયો છે:

"વર્તમાન ચિન્હ ઉપરથી ભાવિ સંબંધી કેટલીક હદ સુધી અનુમાન થાય છે ને જો કોઇ વચમાં રાજ્ય સંબધી મોટા ફેરફાર થતો નથી ને અંગ્રેજી રાજ્યની નજર રૈયતની છુટ તથા તેનાં સુખ તરફ છે (ઈશ્વર રખાવે) તો તે અનુમાન ખરાં પડશે (ઇશ્વર પડાવે) અને જે વેગે આ વીસ વર્ષમાં ચાલ્યું છે તે વેગથી ૧૦ ગણે વેગે જો કામ ચાલ્યા કીધા તો આવતા ત્રીસ વર્ષમા, તે ધીમે ચાલ્યુ તો કાળને બળે પચાસ વર્ષે તે અનુમાન ફળીભૂત થયાં જોવામાં આવશે—(અસ્તુ). કેટલીએક હદ સુધી અનુમાન થઇ શકે છે એમ કહેવાનું કારણ આ કે પરદેશી રાજ્યને લીધે મનના જુસ્સાને, તેના વિચારને અને તેની વૃત્તિને મનમાન્યા ઉત્તેજન ન મળવાથી મનમાન્યાં યત્ન ને મનમાન્યા સુખ કદીયે મળનાર નહીં જ." (પૃ. ૧૦૨)

તે પછી ૧ ૨ ૩ ૪ એમ મુદ્દાવાર ગુજરાતમાં શા ફેરફાર થશે તે ગણાવેલું છે. તેમાં ૫મો મુદ્દો કૌંસમાં લખેલો છે. એટલે મહીપતરામ ભાઈએ પોતાની ભાષામા લખેલો છે કે (ધર્મ સબંધી ફેરફાર થશે તથા રાજકાજમા લોકચિત્ત લગાડશે). તેનું મૂળ દોઢ કોલમનું નીચે પ્રમાણે હતું.

૫. ધર્મસંબધી વિષય ઉપર સાની બેદરકારી થશે. શાસ્ત્ર, મૂર્તિક્રિયા, ગુરૂ ઉપરથી લોકનો પૂરો ભાવ ઉઠશે. ઘણાક એક નિરાકાર ઇશ્વરને માનનારા થવાના; કેટલાએક નાસ્તિક પણ થવાના અને પંડિત જ્ઞાનીને ઘટતુ માન આપવાના. જો કે કૃષ્ણ શિવને કોઈ ઈશ્વરી અવતાર માનવાનું નહીં ને મૂર્તિયો થોડા જણ પૂજશે તોપણ ત્રીસ વર્ષમા મૂર્તિ તદ્દન નીકળી જવાનો સંભવ નથી. તેમ જો કે શુભાશુભ કર્મક્રિયામા ઘટાડો થવાનો ને તે આસ્થા વિના થયાં કરવાની તો પણ બ્રાહ્મણો જનોઈ કહાડી નાખે એવો સંભવ

નથી. તેમ જાતિભેદનું નામ સમૂળું જાય એમ પણ લાગતું નથી. તોપણ એક બીજા સાથે જમવાનો વહેવાર જાહેરમાં પણ હાલના કરતાં ઘણો જ વધારે પ્રસરશે. મૂર્તિ તદ્દન ન નીકળી, બ્રાહ્મણો જનોઈ રાખી રહ્યા, જાતિભેદ નામનો રહ્યો, શુભાશુભ કર્મક્રિયા થોડી ઘણી રહી અને બાહ્યનો ઉપર પ્રમાણે સુધારો થયો તો તે કંઈ નાની વાત થઈ ન સમજવી. સઘળું સમૂળું જવું એ, લોકોના સ્વતંત્ર જોસ્સા ઉપર આધાર રાખે છે. જો જોસ્સો જો વધી ગયો તો કંઈજ વાર નથી. બ્રાહ્મણો કુળાભિમાનમાં ઘરમાં ન જાય ને મિથ્યા નકામું શું કરવા રાખવું જોઈએ એમ સમજી જનોઈ કાં કહાડી ન નાખે? અગર કદાપિ એઓ કુળાભિમાન રાખી રહે ને છતરવ્યાની તેઓને ન બાંડે તો શુભાશુભ કર્મક્રિયા કેમ ઓછી ન થાય? વારુ આજકાલ બ્રાહ્મણ ને ઇતર ન્યાતી સૌની ધર્મ ઉપર બેદરકારી છે. ને સઘળા જ વિષયમાં દેશ સુધારાના સાથે જ કામ કર્યાં જાય છે. હવે ઐક્ય જો મજબૂત થાય તો જનોઈ, જાતિભેદ, મૂર્તિ ને શુભાશુભ કર્મક્રિયા નામનાં પણ શેનાં રહે—એ સઘળું તેઓના જોસ્સા ઉપર આધાર રાખે છે. પણ ખાતું આમ જણાય છે કે તેઓનાં મન પ્રથમ તે રાજ્ય સંબંધી વિષય ઉપર ઘણો રહેવાનો ને તેથી ધર્મ સંબંધી વિષય ઉપર મન ન રહેવાથી તેઓ તેમાંથી શું કહાડવું ને શું નવું દાખલ કરવું એનો વિચાર કરવાના નહીં માટે એ ચાર વસ્તુ ત્રીસ વર્ષમાં નામની તો રહેવાની જ. પણ કોઈ અસાધારણ જોસ્સાવાળો એ વિષય ઉપર ધ્યાન આપે ને તેને બીજાઓ સહાય કરે તો એ ચાર નામની પણ ન રહે. એ ચારે, ત્રીસ વર્ષમાં નામની રહો કે ન રહો તોપણ ઉપર કહ્યું તેટલું જો થશે તોપણ બસ છે.” (પૃ. ૧૯૭)

અને તે પછી ૬ ઠ્ઠો મુદ્દો આખો છોડી દીધો છે. કારણ કે તે રાજ્યપ્રકરણ સંબંધી છે.

૬. “રાજ્યસંબંધી વિષયમાં લોકોની સમજણ એટલી વધશે કે તેઓ સત્તાધારીના કાયદા ને અમલદારોનાં કામ એ ઉપર નીઘા રાખતા થશે. તેઓ જોશે કે સરકાર ખરી જરૂરથી રૈયત ઉપર ઊપજી શકાય નેવો બોજો નાખે છે કે રૈયત ગરીબ થઈ ડૂબતી રહે એવા સ્વાર્થી વિચારથી હરકોઈ બહાને જુલમનો બોજો નાખે છે. સરકાર અન્યાયપણે અથવા ભૂલી જોઈને છૂટ ખૂંચી લેવાનું કરતી હશે તે વેળા રૈયત વિવેકના ચરમાં રહી સામી થઈ તકરાર લેતી થશે ને તે પોતાની તકરારમાં નહીં ફાવે તો તે વાત મોટી

સરકારને જણાવશે. આવો પણ દહાડો આવે કે રાજદરબારી વાતની ચર્ચાને સારૂ ગુજરાત એસોસીએશન નામની મંડળી થાય જેમાં કેટલાએક સુરતના, કેટલાએક ખેડાના, કેટલાએક ભરૂચના, કેટલાએક અમદાવાદના, સ્વતંત્ર* ગૃહસ્થો પોતપોતાના જિલ્લાઓમાં વાકફગારીથી એકઠા મળી વિચાર કરે ને ગુજરાતી ભાષામાં કે સઘળા લોકોના જાણ્યામાં આવે ને તેનું જે શેવટ આવે તેનું અંગ્રેજી થઈ સરકારને જણાવવામાં આવે ને ત્યાંથી દાદ ન મળે તો લંડન સરકારને જણાવવામાં આવે.

ઉપર કહ્યું તેટલું જો ત્રીસ વર્ષમાં થવાનો સંભવ છે તો તેટલું કરવું જ જોઈએ. એટલું થયા પછી વિદ્યાનો વધારો કેમ કરવો, વળી એક ઈશ્વરવાદીના ધર્મમાં કોઈ પણ રીતનો મોહ નથી ને મોહ વિનાનો ધર્મ ઘણો જ પ્રસરે નહીં ને દેશને એક સામાન્ય ધર્મ તો જોઈએ—ધર્મ વિના ચાલે નહીં માટે કીયો ધર્મ સ્થાપવો, વળી રાજદરબારી વાત સંબંધી શું વધારો કરવો એ સૌ વિષે મારે અહીં કહેવાની જરૂર નથી. લોક તે વખત પોતાની અડચણ દૂર કરવાને કંઈ પણ ખોળશે જ ખોળશે.

ધમચોકાર કામ ચાલેથી આટલું થવાનો સંભવ છે. માટે એટલો ને આપણો ઉદ્દેશ જાણી (કે ત્રીસ વર્ષમાં આટલું કરવું છે) તે અર્થે ઘટતા ઉપાય હામે લગાડવા જોઈએ." (પૃ. ૧૦૩-૪)

અત્યાર સુધી બતાવેલા ફેરફારોથી નર્મદનું લખાણ ખંડિત થયું છે. તેથી વિશેષ હાનિ તેને થઈ નથી, પણ કવિચરિત્રમાં દયારામમાં કરેલા કેટલાક ફેરફારોથી તો નર્મદના અભિપ્રાયો વિરૂપ અને વિકૃત થયા છે એમ કહેવું પડે છે. આ લેખમાં પણ કેટલાક ફેરફારો સામે વાંધો લેવાય એમ નથી. દાખલા તરીકે

| હાલનું સરકારી નર્મગદ્ય | રદ કરેલું સરકારી નર્મગદ્ય |
|---|---|
| કુછંદને લીધે તેને ભરૂચથી સિનોર નાસી જવું પડ્યું હતું. | એક સમે કોઈ સ્ત્રીનો શિકાર કરતાં ફજેત થયો તેથી તેને ભરૂચથી સીનોર નાસી જવું પડ્યું હતું. |

* "એ મંડળીમાં કોઈ સરકારી અધિકારીઓ ન જોઈએ, એઓથી સરકારની સામો વિચાર બતાય નહીં—એઓને તે વેળાએ પોતાની બુદ્ધિથી ઉલટું કરવું પડે."

આમાં નર્મદની ભાષા મર્યાદા વિનાની છે. અને મહીપતરામના ફેરફારથી તેને ફાયદો થયો છે, પણ દયારામના રતન સોનારણ સાથેના પ્રસંગ વિશે લખતાં મહીપતરામ નર્મદના અભિપ્રાયની જગાએ પોતાનો અભિપ્રાય જ મૂકે છે, અને તે નર્મદથી તો તદ્દન વિરોધી છે. હાલના નર્મગદ્યના ૫૬મે પાને તેઓ લખે છે,—આપણે પારીગ્રાફની શરૂઆત જોઇ પછી તેનો અંત ભાગ જોઈશું.

એના શિષ્ય ઘણા હતા, પણ ચાર મુખ્ય હતા, જે મોટા કારભાર ઉપર છતે ત્યાગી થઈ ગયા હતા, એમ એવી રણછોડ કહેતો ... દયારામ સાઠ વર્ષની ઉમરનો હતો, ત્યારે રણછોડની ઉમર પંદર વર્ષની હતી. રણછોડ ઔદીચ ટોળકીઓ હતો. રતન નામે એક સોનારણ વિધવાને બદફેલી કરવા તેણે ઘરમાં રાખી હતી, તેણે કવિની ચાકરી મરતાં સુધી કીધી. તે તેનાં મળમૂત્ર, ચોટી, પરૂ વગેરે ધોતી ને ઝમરામણમાં દિલાસો આપતી. એ બાપડી બાગરાડ હતી. આ સમે તેની જોડે વ્યભિચાર કર્યાને બદલે દયારામે લગ્ન કર્યું હોત તો તેની આબરૂ સજ્જનોમાં ઘણી વધત.

ઉપરના ઉતારામાં મહીપતરામે ક્યાંઈ કૌંસ પણ કર્યો નથી. એટલે એ આખો ભાગ નર્મદનો જ ગણાય એવી રીતે છપાયો છે. ૧૮૭૪ની આવૃત્તિમાં (પૃ. ૮૫) નર્મદે આટલું જ લખેલું: "રણછોડ ઔદીચ ટોળકીઓ હતો. રતનબાઇએ કવિની ચાકરી મરતાં સુધી તનમનથી કીધી છે. તે તેનાં મળમૂત્ર ધોતી ને ઝમરામણમાં દિલાસો આપતી" 'બદફેલી' શબ્દ નર્મદનો નથી. એવું એણે એ રતન માટે ક્યાંઈ લખ્યું નથી. આ જ પારીગ્રાફમાં બદફેલી શબ્દ નર્મદ વાપરે છે પણ તે રણછોડ માટે. "રણછોડ ચૌદ વર્ષ સુધી તો બદફેલીમાં ફરતો હતો; ઈશકબાજી કરતો, ગાવાં બજાવવાં, ફક્કડની પેઠે ફરવાં અને બાવાના અખાડામાં જઈ માથાપાણી લેવાં—એ કામ કરતો હતો." પણ રતન માટે તો તે સારું જ લખે છે, પૃ. ૮૧ ઉપર રતન વિશે પ્રથમ લખતાં તે કહે છે: "વીસથી તે ચાળીસ વર્ષના

દરમ્યાનમાં જાણવા જોગ મુખ્ય ત્રણ વાત છે. એક તો તેણે મોટો પ્રવાસ કીધો. બીજું કે તેણે પુષ્ટિપંથ સ્વીકાર્યો અને ત્રીજું આ કે તેણે સોડ ન મૂકે એવી પ્રિયા કીધી. ઘણી સ્ત્રીઓ સાથે પ્યાર કરેલા એ વાત ખરી પણ તેમાં એક જ તેની × થઇ રહી જણાય છે. એ એક તે રતનબાઇ નામની મોટુંમસ્તાન જાતની સોનારણ હતી. એ સોનીઓને વેદોક્ત કર્મ કરવાનો અધિકાર છે. એનાં માબાપ આંધળાં હતાં અને એ બાયડી સાત વર્ષથી બાળરાંડ થઇ હતી......" દયારામના આ સંબંધને નર્મદે ક્યાંઇ નિંદ્યો નથી.

પણ આ પણ જવા દઈએ. પણ દયારામની કવિતા સંબંધી નર્મદે જે મત છેવટે આપેલો છે તે પણ વિરૂપ અને વિકૃત થયેલો છે. હું બન્નેના ફકરા નીચે ઉતારું છું.

### હાલનું સરકારી નર્મગદ્ય

દયારામના કવનમાં વિશેષે ત્રણ રસ જોવામા આવે છે. શૃંગાર, શાન્ત અને હાસ્ય. દયારામનાં કાવ્યની પ્રસિદ્ધિ માત્ર તેના છુટક કવન અને તેમા વિશેષે કરીને શૃંગાર સંબંધી કવનથી જ છે. શૃંગારને વ્યભિચાર કરી, દયારામે લોકની નીતિમાં બગાડ કર્યો છે, અને પોતાના નામને કાળો ડાઘ લગાડ્યો છે. એ કવિતા સદાચરણી સ્ત્રી પુરુષોને વાંચવા જોગ નથી. રાધાકૃષ્ણ તથા કદાન ગોપીઓને પાત્ર બનાવી તેને ધર્મરૂપ આરણ

### ૭૬ કરેલું સરકારી નર્મગદ્ય

દયારામના કવનમાં વિશેષે ત્રણ રસ જોવામા આવે છે. શૃંગાર, શાન્ત અને હાસ્ય. દયારામના કાવ્યની પ્રસિદ્ધિ માત્ર તેના છુટક કવન અને તેમા વિશેષે કરીને શૃંગાર સંબંધી કવનથી જ છે. દયારામની કવિતા લોકને પ્રસન્ન છે તેનાં મુખ્ય કારણ આ છે. એક તો તેનું અનુભવી શૃંગારી કવન એટલે સ્ત્રીપુરૂષની પ્રીતિ સંબંધી અને તે વળી લોકને તરત સમજ પડે તેવા ખુલ્લા શબ્દોમાં અને રાધાકૃષ્ણને નામે એટલે એક પંથ દો કાજ તેમાં વળી ગાયનમાં

× સરકારી નર્મગદ્યમા 'તેની' શબ્દ નથી. તે છાપની ભૂલ છે. જૂનું નર્મગદ્ય પૃ. ૪૮૦ મે એ શબ્દ છે.

કરાવ્યું છે. પણ તેમાં તેની હુસ્યાઈ ઘટ પકડાઈ જાય છે. પૃ. ૫૭

ગવાય એટલે પૂરતું જ શું ? દયારામનું શૃંગાર કાવ્ય એ કે ઘણું જ સારૂં છે તો પણ ઘણી ઊંચી પંક્તિનું નથી. એ કાવ્યોથી ચિત્ત પડતાં નથી. એના શૃંગારી કાવ્યોમાંનો ત્રીજો ભાગ દરદનો ભરેલો છે ને બાકીનું ઉપર ઉપરના કાઠનું તાણમે લખ્યું છે. કવિતાની સરળ રચના તેમ શૃંગાર સંબંધી પ્રિયાપ્રિતમનાં ભાષણ અને મધુરા સુંદર શબ્દો એ ઉત્કૃષ્ટ છે. એનામાં કેટલાએક શબ્દ તેના તેજ વારે વારે જોવામાં આવે છે 'કાળજ કોર્યું' 'તાલાવેલી તનમાં' 'નેન નચાવે' 'ધીરીએ ટાકયા,' 'ચિત્તની ચેતવણી,' 'ચિત ચોરવું,' વગેરે. એ દોષ શામળમાં પણ ઘણો જોવામાં આવે છે. એવી રચનાની કવિતા ગાયનમાં ગવાય ત્યારે તેની અસર કંઈ થોડી નહીં. દયારામની કવિતા પુરૂષ કરતાં સ્ત્રીઓને વધારે પ્રિય લાગે છે. હું દયારામના ધર્મ સંબંધી વિચારોને બિલકુલ પસંદ નથી કરતો, અને મોટા વિદ્વાન દાખલ માન નથી આપતો, હું એના ક્રોધી તથા અભિમાની સ્વભાવની દયા ખાઉં છું તો પણ એની દરદી કવિતાને અને તેની તમામ કવિતાની ભાષાને વખાણું છઉં. હિન્દુસ્થાની રાગોને ગુજરાતીમાં દાખલ કર્યાનું માન તે

એને જ આપું છું, તેમ એના સુઘડ વિચારો ઉપરથી એને સુઘડ જન જાણી હું એને મારા એકાન્તના મિત્ર વર્ગમાનો એક માનું છું. ખરેખર દયારામ ગુજરાતનું મહોરૂં હતું. એની વાણી આપણી ગુજરાતી ભાષાનું ભૂષણરૂપ સુંદર અંગ છે, ને એની કવિતા એ ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં થોડીક ભરતી ઓટને અધીન, રેતાસવાળી તેજી મારતી વહેતી નદી હોય તેવી શોભે છે, કે જેનું જળપાન કરેથી, જેમાં સ્નાન કરેથી ને જેના તરંગ જોવાથી ગુજરાતીઓ પોતાની અસ્વસ્થ સ્થિતિમાં અથવા અવકાશમાં પ્રેમ રંગીલા બની રીઝે છે. પૃ. ૮૬–૮૭

દયારામના રતન સાથેના સંબંધ વિશે નીતિની દૃષ્ટિથી મહીપતરામભાઈને જુદું લખવું જરૂરનું જણાયું તો ભલે, પણ દયારામનાં કાવ્યો વિશેના અભિપ્રાયોમાં આટલો ફેરફાર કરવો એમને કોઈ રીતે મુનાસિબ નહોતું. દયારામના શૃંગારની વિરુદ્ધ અભિપ્રાય પણ કૌંસમાં આપ્યો હોત તો તેનું કંઈ નહોતું. પણ બાકીનો તેનો અભિપ્રાય રાખવો જોઈતો હતો. જે જે કવિ માટે નર્મદાશંકરને માન હતું તે દરેકને માટે તેણે રૂપક આપેલું છે. નરસિંહની કવિતાને તેણે 'ભરતીઓટને આધીન નહિ એવી રેતાળ તળની નાની નદી' સાથે સરખાવેલ છે. પ્રેમાનન્દના કાવ્યને તેણે 'ગુર્જરી સ્થિતિપ્રદેશમાં એક સુન્દર સરોવર' કહેલું છે; સામળના કાવ્યની શોભા તેણે એક 'રંગમંડપ' જેવી કહેલી છે, તેમ છેવટે દયારામની કવિતાને તેણે 'ભરતી

ઓટને આધીન, રતાસવાળી તેજી મારતી વહેતી નદી હોય' તેવી કહી છે, આ રૂપકનો ભાગ છોડી દેવાથી વાંચનારને નર્મદનો દયારામ વિશેનો અભિપ્રાય ખોટી રીતે સમજાય છે. અહીં હું આ વાત અત્યારે મહીપતરામભાઈનો દોષ કાઢવા લખતો નથી. તેઓ જે કંઈ કાંપકૂપ સુધારાવધારા કરતા હતા તે વિદ્યાર્થીઓના હિતની દૃષ્ટિએ અને તેમના ખાતાના હુકમથી કરતા હતા. મારે કહેવાનું છે તે એ કે નર્મદનું ગદ્ય સારી રીતે તેના મૂળસ્વરૂપે પ્રકાશિત થવાની જરૂર છે. આવાં પુસ્તકો ઓછાં ખપે છે. એટલે તેના કાગળો બાંધણી વગેરે એવું જોઈએ કે તે લાંબો વખત ચાલી શકે. આ કામ કોઈ પ્રકાશક ખાનગી સાહસથી ન કરી શકે તો જાહેર સંસ્થાઓએ તે હાથમાં લેવું જોઈએ. અને રામાયણ, મહાભારત, ઇતિહાસ વગેરેને માટે અત્યારે આપણને ઉતાવળ ન હોય તોપણ, તેણે ગુજરાતીઓ વિશે, આપણી સામાજિક સ્થિતિ વિશે જે લખ્યું તે, અને તેનું કવિચરિત્ર, એટલું તો તેના મૂળ અખંડ સ્વરૂપમાં આપણા વાચકવર્ગને તરત ઉપલબ્ધ થવું જોઈએ. બની શકે તો સરકારી નર્મગદ્યમાં પણ જ્યાં નર્મદનો અભિપ્રાય ઊલટો મુકાયેલો જણાય ત્યાં તે સુધારવા પ્રયત્ન કરવો જોઈએ. અત્યારની આપણી દૃષ્ટિએ, અને નર્મગદ્ય જે 'વિદ્યાર્થી-ઓના હાથમાં હવે મુકાવાનું છે તેમની ભૂમિકા જોતાં નર્મદના મૂળ ૧૮૭૪ના લખાણ સામે આપણને બહુ વાંધો હવે ન પણ લાગે!

નર્મદનાં પ્રકાશનો વિશે મેં કંઈક અહીં લંબાણથી કહેલું છે. તેનું મુખ્ય કારણ એ છે કે કેટલાક અભિપ્રાયો જે નર્મદના નથી, અને અત્યાર સુધી પ્રામાણિક પ્રકાશનોને અભાવે જે નર્મદના અભિપ્રાયો તરીકે પ્રસિદ્ધ છે, તે તરફ વાચકોનું ધ્યાન ખેંચવું જોઈએ. હવે, અહીં પ્રકાશનનો પ્રશ્ન મેં પહેલો ચર્ચ્યો જ છે ત્યારે, પ્રકાશનના અંગની જ એક વાત અહીં સાથે સાથે કહેવી હું વધારે અગત્યનું

ધારું છું. અને તે પછી હું નર્મદના ગદ્યસાહિત્યના વધારે નિકટ અભ્યાસ તરફ જઈશ.

નર્મદે ઘણું ગદ્ય લખ્યું છે. તે સ્વભાવે ઉતાવળિયો હતો, અને તેનાં લખાણોમાં પણ આપણે એની અસર જોઈએ છીએ. તે વિચાર આવે કે તરત લખી નાખતો અને પછી સુધારવા બેસતો નહિ. ધીરજથી લખાણો સુધારવાં એ તેના સ્વભાવમાં નહોતું. કાવ્યો પણ તેણે સુધાર્યાં નથી. પણ બધા સાહિત્યમાં નર્મગદ્યના લેખોને ફરી સુધારવાનો લાભ મળેલો છે. સરકારી નર્મગદ્ય માટે લેખો તૈયાર કરતાં તેણે પોતાના લેખો સુધાર્યા છે. અને સારે નસીબે તેનાં અસલ લખાણો જૂના નર્મગદ્યમાં અને નવાં લખાણો સરકારી નર્મગદ્યમાં મળી આવે છે. તેથી એકના એક ફકરા પાસે પાસે મૂકી તેની શૈલી કેટલી સુધરી તે જોવાની આપણને અન્યથા અશક્ય તક મળે છે. આપણે કેટલાક ફકરા સરખાવી જોઈએ.

### જૂનું નર્મગદ્ય

આ ભાષણથી મુખ્યત્વે કરીને ત્રણ વાત મારે તમને બતલાવવી આવશ્યક છે, તેમાં પહેલી એ કે આ દેશમાં આવી મંડળી મળવાનો ચાલ નહીં, માટે શું શું નુકસાનો થયાં તથા અતઃપર આવી મંડળી મળવાનો ચાલ નહીં જેવો થાય તો શું શું અનર્થો થાય. બીજી વાત એ કે આવી મંડળી મળવાથી શા લાભ થાય છે તે બતાવવું; અને ત્રીજી વાત એ કે આપણા દેશી લોકોએ કિયે પ્રકારે

### રદ કરેલું સરકારી નર્મગદ્ય

આ ભાષણથી મુખ્યત્વે કરીને ત્રણ વાત મારે તમને જણાવવાની જરૂર છે:—

પહેલી આ કે આ દેશમાં મંડળી મળવાનો ચાલ નહીં તેથી શાં શાં નુકસાન થયાં; બીજી વાત આ કે મંડળી મળવાના ચાલથી શા લાભ છે અને ત્રીજી વાત આ કે આપણા લોકે કેવે પ્રકારે મંડળીઓ કહાડવી અને તેમાં કેવી રીતે ભાષણો કરવાં. પૃ. ૧

મંડળી કહાડવી તથા તદનુસાર ભાષણ તથા નિબંધો કેમ અને કિયે હદેરો કરવા. પૃ. ૧

મંડળી શબ્દનો અર્થ કરે છે તે પારિભાફ બન્ને નર્મગદ્યો-માંથી જોઈએ.

### જૂનું નર્મગદ્ય

ઉપર કહેલી ત્રણ વાત બતાવ્યા પહેલા મંડળી અથવા સભા શબ્દનો અર્થ કહું છું તે ઉપર લક્ષ આપો, કે જેથી મૂર્ખ લોકો અર્થનો અનર્થ કરે છે તે ન કરે.

ચાર અથવા વધારે માણસો સાવણી અથવા ઇશ્કના ખ્યાલ ટપ્પા ગાવા કે સાંભળવા બેસે, કેફ કરવા બેસે, અથવા કોઈ તરેહનું ટાહેલું કરવા બેસે, ઈત્યાદિ પ્રકારે ઘણાં માણસો એકઠાં મળી બેસે અને તેમાં કદાચ કોઈ અથવા સઘળા વિદ્વાન હોય, તોપણ તેને મંડળી અથવા સભા મળી છે એમ કહેવાશે નહીં, કારણ એવા કર્મમાં કંઈ સભ્યતા નથી. પણ ચાર અથવા વધારે માણસો એકઠા મળી જ્ઞાનની અથવા શાસ્ત્રની, ઇતિહાસની અથવા કોઈ જાતની વિદ્યાની ઈત્યાદિ અનેક પ્રકારનાં સુકર્મની વારતા તથા ભાષણ કરે તો મંડળી અથવા સભા કેહેવાશે, કેમકે તેઓનામાં સભ્યતા *

### ૨૯ કરેલું સાફારી નર્મગદ્ય

એ ત્રણ વાત જણાવતા પહેલાં મંડળી અથવા સભા શબ્દનો અર્થ શો છે તે જાણવું જોઈએ. ચાર અથવા વધારે માણસો ઈશ્કના ખ્યાલ ટપ્પા ગાવા બેસે, કોઈ તરેહનું ટાહેલું કરવા બેસે અને તે માણસોમાં પછી થોડાક વિદ્વાન હોય તો પણ તે મંડળી અથવા સભા મળી છે એમ કહેવાશે નહીં. પણ ચાર અથવા વધારે માણસો એકઠાં મળી કોઈ વિદ્યાજ્ઞાનનાં અથવા લાભ થાય ને જશ મળે તેવાં કામના વિચાર સંસ્થતાર્થ કરે તો તે મંડળી અથવા સભા મળી છે એમ કહેવાશે—રાજકારભારીઓની, વિદ્વાનોની, વેપારીઓની, વિદ્યાર્થીઓની, વગેરે મંડળી. જ્યાં થોડા ઘણા જણ એકસંપ થઈ એકાદાં કાર્ય વિષે રૂડી રીતે ચર્ચા ચલાવતા હોય તે પ્રસંગે મંડળી—સભા શબ્દ પ્રવર્તે છે. પૃ. ૧

કર્મ જોવામાં આવે છે, અગર એવા
મળેલા લોકમાં કોઈ અથવા સઘળા
વિદ્વાન તથા શાસ્ત્રીયો ન હોય તો
પણ દાખલો, કે નકામી હરેક તરે-
હની વારતા અથવા મશ્કરીઠઠ્ઠા
વગેરે ચાલતાં હોય છે તે ઠેકાણે
સારાં માણસો મળેલા હોય છે, તો
પણ તેને મંડળી કહેવાતી નથી;
અને બેચાર શાસ્ત્રીયો એકઠા થઈ
શાસ્ત્રની તકરાર કરતાં હોય છે તો
તેને સભા કહેવાય છે, એવો વહી-
વટ જારી છે. મંડળી શબ્દનો
સાધારણ અર્થ મેં તમને કહ્યો,
પણ એ કર્તાં બીજો અર્થ ઘણો
અગત્યનો ને વજનદાર કે જેનું
સમજવું તો આપણા દેશીઓને
મોટો લાભ મેળવવાનો ખરો રસ્તો,
તે બીજો અર્થ આ પ્રમાણે છેઃ—
ચાર અથવા વધારે માણસોએ એક
સ્થળે એકઠાં બેસી, એકાગ્ર ચિત્ત
કરી, એકત્ર્યભિલાષી થાવું ને એક
વાત સિદ્ધ કરવી ને એકો અથવા
સંપ રાખી જગમા તે પ્રમાણે
વર્ત્તવું. સારાંશ, કે ઘણાં માણસોએ
માંહોમાંહે સંપ રાખી એકદિલ થવું,
એ પણ મંડળી અથવા સભા
શબ્દનો બીજો અર્થ છે. પૃ. ૨

શરૂઆતમાં કેટલાક વિચારો તે વિશદ કરી શક્યો નથી તે પછીનાં લખાણોમાં વિશદ થયા છે. એક દાખલો લઇએ:

જૂનું નર્મગદ્ય પૃ. ૧૬૫

તેની [ ઉત્તમ કવિની ] કવિતા એવી હોય છે કે તે સર્વ માણસોની ઇંદ્રિયોને, વિચારોને અને તેઓના દીલને અસર કરતી • રીતે ખરેખરી માલૂમ પડયા વગર રહેતી નથી. જાણે કે તે પોતાનાં મનના ઉંડા સાચા અને કુદરતને સામ્ય એવા વિચારથી કુદરતના જીવ જોડે જ વ્યવહાર રાખતો હોયની, તે પ્રમાણે સઘળા ઠેકાણુંઓનાં અને સઘળા વખતના સઘળા માણુસોની લાગણીઓને પોતાની લાગણી સાથે મેળવી દેવી (એક કરવી),…… …એ ઉત્તમ કવિનું કામ છે.

૧૮૭૪નું નર્મગદ્ય પૃ. ૫૪

તેની કવિતા એવી હોય છે કે તે સર્વ માણસોની ઇંદ્રિયોને, વિચારોને, અને તેઓના દિલને અસર કરતી રીતે ખરેખરી. માલૂમ પડયા વગર રહેતી નથી—જાણે કે તે પોતાના મનના ઊંડા સાચા અને કુદરતને મળતા એવા વિચારથી કુદરતના જીવ જોડે જ વ્યવહાર રાખતો હોયની તે પ્રમાણે સઘળાં ઠેકાણાનાં, સઘળા વખતનાં, સઘળાં માણસોની લાગણીઓને પોતાની લાગણી સાથે મેળવી દેવી,……એ ઉત્તમ કવિનું કામ છે.

ઉપરના ફકરામાં જૂના નર્મગદ્યમાં આવતા ‘ કુદરતને સામ્ય એવા વિચાર ’ એ શબ્દોનો અર્થ કરવો જ દુર્ઘટ છે. તે પછીના સુધારેલા પાઠમાં એ વાક્યનો અર્થ સ્પષ્ટ થાય છે. નહિ ખેડાયલી ભાષામાં લેખકને કેવી કેવી મુશ્કેલીઓ પડે છે, તે જાણવાનો આ લાક્ષણિક દાખલો છે.

આટલા ફકરા ઉપરથી સ્પષ્ટ જોઈ શકાશે કે આટલાં વરસોમાં નર્મદની ભાષા વધારે ટૂંકી સીધી વેગવાળી સચોટ લક્ષ્યવેધી થઈ છે. એ પણ નજરે પડશે કે સંસ્કૃત શબ્દો, ખાસ કરી પંડિતદર્શક અને બનાવટી સંસ્કૃત શબ્દો જેવા કે, ‘ અંતઃપર ’, ‘ તદનુસાર ’, ‘એકત્રત્યભિલાષી’, ‘ નિબંધી ’ નીકળી જઈ વધારે સાદા શબ્દો તેની જગાએ આવ્યા છે અને તેથી ભાષાની ચોકસાઈ વધી છે, અને …દ પણ વધ્યો છે. તેના વિચારો વધારે વ્યવસ્થિત રીતે અને … ક્રમ પ્રમાણે આવેલા છે. આખા લેખને કદાચ ટૂંકો કરવાની

જરૂર પડી હશે પણ સાહિત્યદૃષ્ટિએ પણ તેણે લેખને ટૂંકાવેલો છે. તેમાં સંદેહ રહેતો નથી.

પ્રકાશન વિશે વિચાર કરતાં નર્મગદ્યની શૈલીનો વિષય અનાયાસે હાથમાં આવી ગયો છે તો અહીં હવે પ્રથમ નર્મગદ્યની શૈલીનો જ વિચાર કરીએ નર્મગદ્યના લેખો સમગ્રરૂપે જોતાં તેના ગદ્યનાં અમુક લક્ષણો તરત પ્રતીત થાય છે. તેમાં સૌથી વધારે ધ્યાન ખેંચે તેવું લક્ષણ મને વિષયના રહસ્યબિન્દુ તરફનું સીધું પ્રયાણ જણાય છે. આ સીધા પ્રયાણનું માનસિક કારણ તે લેખકના મનનો પ્રસાદ છે. લેખક પોતાનું વક્તવ્ય સ્પષ્ટ જાણતો હોય છે તો તે આડાઅવળો ગયા વિના તેને સીધી રીતે ટૂંકમાં કહી શકે છે. નર્મદ પોતાનું વક્તવ્ય બરાબર જાણતો. તેને પોતાને તે વિશે શંકા નહોતી તેમ જ તે કહેવામાં ભયનો કે કશાનો તેને સંકોચ નહોતો. તેના પહેલા જ નિબંધમાં તેની નિર્ભયતા દેખાય છે. મેં 'મંડળી મળવાથી થતા લાભ'નો નિબંધ કહ્યો તેમાં તે રાજ્ય કે સમાજ કોઈ તરફનો સંકોચ રાખતો નથી. તે કહે છે: "હરેક દેશને આબાદ થવાનાં કારણો ત્રણ છે. મંડળી મળવાનો સંપ્રદાય, વેપાર અને સ્વતંત્ર રાજ પણ એ ત્રણનું મૂળ મંડળી અથવા સંપ છે." એટલું વહેલું એણે જાણેલું કે ખરા સુખને માટે સ્વરાજ્ય જોઈએ, અને તે કહેતાં તેને રાજ્યની બીક નથી. તે સાથે પોતાના સમાજની ટીકા કરતાં પણ તે અચકાતો નથી. આગળ જતાં તે કહે છે: "આપણા લોકો એવા તો આળસુ થઈ જઈ વિચારશૂન્ય થઈ ગયા છે કે ભણવું ગણવું તથા વેપાર રોજગાર વગેરે અનેક પ્રકારના ઉદ્યોગો કરવા મૂકી દઈ, બજારે બજારે, મોહોલ્લે મોહોલ્લે ને ચકલે ચકલે એકઠા મળી બેઠો રહે છે. કેટલાએક મજાકડકામાં મગન રહે છે; કેટલાએક ઢોલ ઝઘડ વગેરે કરી અપશબ્દો બોલવામાં મોટાઈ માને છે; કેટલાએક હાથપગ બાંધી નવરા બેઠા બેઠા લોકોની નિંદા કરે છે; કેટલાએક જમણવાર વગેરે ખાવાપિવાની જ વાતો કરે છે. એ રીતે સર્વ તરેહના લોકો નિરુદ્યોગી કાળ કહાડે છે. તેમાં ઘણું કરીને બ્રાહ્મણ લોક ને તેમાં પણ સઘળાને મુકી દઈ મારા

સ્વન્યાતિલોકો હવાડીયે ચકલે બેશી તડાકા માર્યા કરે છે. તેમાં સારાંશ, ભોજનવાર્તા તથા નિદ્રાવાર્તા હોય છે એ કેવું નઠારું છે ! હવે તમે ખરા મનથી વિચાર કરો કે, તમારા સમજવામાં એમ આવશે જ કે કળાકૌશલ્ય, વેદશાસ્ત્ર વગેરે ભણવું ગણવું એ સર્વ છોડી દઈ, નિરુદ્યોગી થઈ બેઠાથી જ આપણો દેશ નિર્ધન અવસ્થાને પોંહોચ્યો છે અને એમાં અંગ્રેજ વગેરેનાં રાજ્યનો જ વાંક કાહાડે છે તે ખોટું છે." (જૂનું નર્મગદ્ય પૃ. ૩.) લેખકમાં સત્યપ્રિયતા અને નીડરતા જે પ્રથમ જોઈએ તે તેનામાં શરૂથી હતાં તે ઠેઠ સુધી રહ્યાં છે.

નર્મદના ગદ્યનું બીજું લક્ષણ તેની વક્તૃત્વછટા છે, તે પણ તેણે પ્રારંભથી જ બતાવેલી છે, હું ફરીથી, એ જ નિબંધમાંથી તેનો એક દાખલો આપું છું.

...માટે ફરીથી કહું છું કે, પ્રાચીન તથા સારો છતાં આપણો દેશ સર્વ પ્રકારે બુડી ગયો છે. તેનું કારણ આ છે કે, આપણામાં મંડળી મળવાનો ચાલ ચાલતો આવ્યો નથી ને અતઃપર જો આપણા દેશી લોકો મંડળી મળવાનો ચાલ નહીં ચલાવે તો, થોડામાં ઘણું કહું છું કે, આપણો દેશ જેટલો બુડી ગયો છે તેના કરતાં અત્યંત વધારે બુડી બેહાલ થઈ, છેક ખરાબી ઉપર આવી જશે, એમાં કંઈ જ શક નથી. તમારામાનો જો કોઈ કહેશે કે દેશની ખરાબી થઈ ને દેશ બુડી ગયો, તેમાં આપણી ખરાબી શું થઈ ? તો જાણવું કે દેશની ખરાબી તે જ આપણી ખરાબી એ વાત સાફ ખુલ્લી છે. દેશ બુડી જવાથી આપણા હિંદુ રાજાઓનાં રાજ્ય ગયાં, રાજ્યની સાથે વિદ્યા ગઈ, હુનર ગયો, કળાકૌશલ્ય ગયાં, વેપારરોજગાર ગયા, ધન ગયું, સત્તા ગઈ ઈત્યાદિ સર્વ જે ગયું તે દેશની ખરાબી થવાથી જ ગયું; અને અતઃપર જે જશે તે દેશની ખરાબી થવાથી જ જશે. (જૂનું નર્મગદ્ય પૃ; ૩.)

તેને પોતાનું વક્તવ્ય છટાથી વિકસાવતાં, તેના મહત્ત્વ પ્રમાણે જુદા જુદા શબ્દોમાં મૂકતાં અને શ્રોતાઓને પરોક્ષ વસ્તુને ભાષાથી પ્રત્યક્ષ કરાવતાં આવડે છે.

આ જ વક્તૃત્વની છટાથી તે નિબંધમાં પણ જાણે તેની નજર

સામે શ્રોતાઓ હોય તેમ તેમને સંબોધીને બોલવા માંડે છે, વચમાં વચમાં રે, અરે, કહીને જે કહેવું હોય તે કહે છે. સ્વદેશાભિમાન વિશે લખતાં લખે છે: "અરે ઓ ભાટચારણો તમારી કળા કાંહાં ગુમાવી નાખી છે! રાજાઓને અયોગ્ય રીતે શા વાસ્તે યશના તાડ ઉપર ચડાવી દો છો? નેકીદારો, તમે રાજાઓના દુર્વિકારો, એ નેકી જાણી પોકારો છો?......કવિઓ ને કારભારીઓ, તમારા ગજવાને ન જુઓ; દેશનો ખજાનો જાયછ એમ વિચારો......ઓ રજપૂતો! 'शूरस्य मरणं तृणम्'......ઓ હિંદુઓ, તમે કોઈ દિવસ મંડળીમાં મળી, એકમત થવાનો વિચાર નથી કીધો..." (પૃ. ૪૮) વારંવાર તે પોતાની સમક્ષ શ્રોતાઓને કલ્પી, તેમને પ્રશ્ન પૂછવાના રૂપે જ્ઞાન આપે છે, તેમને વિચાર કરતાં કરે છે, ને વિચારને સીધો જીવન-તરૂપમાં પ્રેરે છે. "૧૫ વર્ષના થશે કે ગૃહસ્થાશ્રમ લઈ દોડશે. હવે એ છોકરા શું વિદ્યાભ્યાસ કરે ને પૈસા કમાય? શું સ્ત્રીને સુખ કરી પોતે પામે? વિદ્યારહસ્ય તે શું જાણે? શું શોધ કરે ને શું નામ કરે?..." (પૃ. ૫૧) તેનામાં ગદ્યના લય (rhythm)ની સૂક્ષ્મ બુદ્ધિ છે, તે તેના વહેલામાં વહેલાં લખાણોમાં દેખાય છે અને હું માનું છું તે ઘણાં વરસો સુધી વિકસતો ગઈ છે. એ લય જ, વ્યવહારમાં બોલાતી અને લખાતી ભાષાથી, ગદ્યસાહિત્યને વ્યાવૃત્ત કરે છે. એના વિના કોઈ લેખક સાચો ગદ્યલેખક થઈ શકે નહિ. એ લક્ષણ દાખલાથી પણ સાબીત કરી આપવું એ અઘરું છે. ગદ્યલય, અર્થના વિરામોથી, લાંબાં ટૂંકાં વાક્યો અને વાક્યખંડોથી, લાગણી પ્રમાણેના એક પ્રકારના આરોહ-અવરોહથી નિષ્પન્ન થાય છે. અત્યાર સુધી આપેલાં અવતરણોથી એ જણાઈ આવ્યો હશે. નર્મદનો ભાષા ઉપરનો કાબુ પણ વખાણવા જેવો છે. તેને પરગથુ શબ્દો તરત મળી આવે છે ને તે તેને વાપરી જાણે છે. તેની પાસે ગુજરાતીમાં રૂઢ થયેલા સંસ્કૃત ફારશી વગેરે શબ્દોનું તેમ જ ભાષાના રૂઢ પ્રયોગોનું ભંડોળ સારું છે. અત્યારે આપણો ભણેલો વર્ગ વાંચતાં શીખ્યા પછી ભાષા ઘણુંખરું ચોપડીઓમાંથી શીખે

છે. બોલાતી ભાષાનો તેને પ્રમાણમાં પરિચય ઓછો છે. આ ગેરફાયદો ભણેલાં માબાપનાં છોકરાંને વિશેષ છે. નર્મદ પાસે પુસ્તકો તો હતાં જ નહિ. કારણકે ગદ્ય લખાણ જ તેણે શરૂ કર્યું. તે બોલતી ભાષાનો પોતાના ઉપયોગ માટે અચ્છો ઉપયોગ કરી શકે છે. આપણે થોડા દાખલા જોઈએ :

જે ગરીબ પોતાને પીડતી ભૂખથી ખાવાની વાત કરે તે તો ધાનસુંઆ ને મોડા કહેવાય. (જૂનું નર્મગદ્ય પૃ. ૫૮)

કોઈ વખત તો પોતાના મનગમાંહાને સાર છપ્પેંદના કાગોદા વિષે ફારરેસક્યુની બનાવેલી ચોપડી વાંચતો હતો. એજન પૃ. ૩૧૧

શેક્સપિયર નામનો નાટકકાર...અર્વાચીન વખતમાં પૃથ્વીમાં એક મોહોરૂં થઈ ગયો. એજન પૃ. ૨૯૪

આ કથા વાચવાનો અને સાંભળવાનો ગઝકો વધારે છે. એજન પૃ. ૨૩૭

તોપણ કેટલાક ભાષાકવિઓએ બેહદ તર્કશક્તિ બતાવી છે કે, જેની આગળ મોટા મોટા સલાટો અને ચિતારા પોઈસ છે. એજન પૃ. ૧૩૨

કેટલાક ફારસી શબ્દો પણ તે એવા વાપરે છે જે તે સમયે પ્રચલિત હશે એમ લાગે છે. જેમકે જુરીએત (પૃ. ૫૫), ચકતઓ, (પૃ. ૫૧) હુકમ (પૃ. ૨૩), જેવર (પૃ. ૧૮), દરિઆફત (પૃ. ૧૯૫) શાન (પૃ. ૪૮૨). અત્યારે આપણા કેટલાક ગદ્યલેખકો ભાષામાં રૂઢ ન થાય એવા નવા ફારસી શબ્દો ભાષામાં હઠથી દાખલ કરે છે, ત્યારે બીજી તરફથી ઘરગથ્થુ વપરાતા આવતા ફારસી શબ્દો આપણે છોડતા જઈએ છીએ !

તેના નર્મગદ્યમાં શૈલીની દૃષ્ટિએ જોતાં સજીવારોપણનો પ્રયોગ ધ્યાન ખેંચે એટલો થયો જણાશે. સજીવારોપણ એ અંગ્રેજી

personification 'પરથી ઘડી કાઢેલો ગુજરાતી શબ્દ છે. એ કદાચ નર્મદનો પોતાનો જ બનાવેલ શબ્દ હશે, કારણકે એ અલંકારને તેણે એકલાએ જ અલંકારોમાં સ્થાન આપ્યું જણાય છે. તેને તે એક પ્રકારનું રૂપક કહે છે તે ખોટું નથી. તેને એ અંગ્રેજી અલંકારનો શોખ લાગ્યો છે અને માટે તે તેને વારંવાર વાપરે છે. સજીવારોપણ ઉપર એક સ્વતંત્ર લેખ પણ તેણે લખેલો છે. તેને રૂપકો વાપરવાનો પણ ઘણો શોખ જણાય છે; જે આપણે પ્રેમાનન્દ વગેરેની કવિતાનાં રૂપકોના દાખલામાં જોયો. આની પછી આની સાથે સરખાવી શકાય એવી સદ્ગત નરસિંહરાવની જુદી જુદી વૃત્તિઓને અપ્સરાઓ કે દેવીઓનું રૂપક આપવાની રીતિ ગણાય. આપણે નર્મદના થોડા દાખલા જોઈએ:

સપ ચીસ્વર્ગી છે. તે બેડી પણ મજબૂત દહીનો પહેલવાન છે. તે ઘણો જાડો નથી તેમ ઘણો પાતળો પણ નથી. તેની રગેરગ કસાઈને ઉંચ-કાયસી તૈયાર રહેલી છે. તેનું મોહોટું ગોળ ને ભરાવ છે. ડાચા બેસી બયેલાં નથી, પણ મજબુત છે અને તેના ગાલ ઉપર તન્દુરસ્તીની લાલી આવી રહેલી છે. તેની આંખ કચકડા જેવી નિર્મળ છે ને તેમાં કાળી બલ્લક તેજસ્વી કીકી છે. તે ઘણો આરોગ્ય ઉ—સ્વચ્છ લોહીનો ભરેલો છે તેથી તેની ક્રૂપને લીગે તેની આંખ કિંચિત મિચાયલી રહે છે. જાણે કોઈ ચિત્રની ખૂબી જોતી વખત આખને કંઈએક ઝીણી, અર્થાત્ પસરેલી દૃષ્ટિને એકડી કરીને જોતો હોય, તેમ જોય છે. તે નીગી પણ ચારપાસ ફરતી એવી દૃષ્ટિએ મોટો ધીર અને વિચારવાળો પુરુષ દેખાય છે. તેનું નાક મોહોડાના પ્રમાણ કરતાં 'કંઈએક લાંબું' છે ને તેને કાળી ને ટૂંકી પણ ભરાવ મૂછ છે. તેના બન્ને હાથ એકદમ જોરમાં બહાર નિકળીને કંઈ પરાક્રમ કરવાને વહેલા ઉઠો એમ દેખાવે છે, ને ને ક્રમને લીધે તેનું જમણું પાસું કરાતા જોરમાં હવાર અંદર જવતું અને ડાબું પાસું બહાર પડતું દેખાય છે તેના પગની પાનીઓ જમીન ઉપરથી ઉઠવાની તૈયારીએ ઉચકાઈ હોય એવી માલુમ પડે છે ને નાટકું પરાક્રમ છતાં પણ ઉગ્ર મોહોડું રાખે છે. એ ધીર પુરુષની આકૃતિ ઉપરથી સર્વ મોહનલમા પડી જાય છે અને તેથી તે જલદીથી

સૌને વશ કરી લે છે. માથું જોઈએ તો ગોળ, મોટું, ને કંઈ આગળ પડતું; કપાળ વિશાળ ને ભવ્ય. તેનામાં પ્રૌઢતા, શૌર્ય, વિચાર, ચાતુર્ય વગેરે ગુણો છે તેનો તેનાં અવયવો ઉપરથી આભાસ થાય છે. (જૂનું નર્મગદ્ય પૃ. ૧૮૮)

સ્ત્રીના ધર્મોના નિબંધમાં લખે છેઃ

સત્ય વડે પ્રીતિ રહે છે અને જ્યાં સુધી પ્રીતિની ગાંઠ હોય છે, ત્યાંસુધી સંસાર ચાલે છે ને તે તુટી એટલે કલેશ, કંકાસ, વેરભાવ, ચીડીઆપણું, ક્રોધ, સાહસ, જુડાપણું વગેરે ભોગોની ધાડ પડે છે. કુસુંપ જે ભીલનો સરદાર તે ઘરમાં થાનક કરે છે અને નવો ઉગતો સંસાર બાળપણમા જ ચરડો થઈને મરી જાય છે. (એજન પૃ. ૧૧૬, ૧૧૭)

આ રૂપકશૈલી નર્મગદ્ય પછી પણ થોડે આગળ ગઈ છે. નર્મકોષની પ્રસ્તાવનામાં તે પાછી દેખા દે છે, અને ત્યારે તે સત્યથી વેગળી ગયેલી માલૂમ પડે છે. નર્મગદ્ય જેવા નિબંધો તો લોકોને અસર કરવાના ઉદ્દેશના છે, અને ભાષણ કે લેખમાં અલંકારનો ચમત્કાર ચાલે, પણ ગુજરાતી ભાષાના લેખમાં પણ તેણે આવા અલંકારો મૂક્યા છે. જોકે તે સાથે ભંગીની નવીનતાથી તે આકર્ષક બને છે તે સ્વીકારવું જોઈએ. નર્મકોષમાં આપેલા ગુજરાતી ભાષા ઉપરના લેખમાં તેણે અમુક અમુક સમયના અંતરે ભાષાનો વિકાસ દર્શાવ્યો છે ત્યાં દરેક વિકાસભૂમિકાએ ગુજરાતી ભાષાને સ્ત્રીનું રૂપક આપેલ છે.

સંવતશેકા બારમાં ગુજરાતના લોક જે ભાષા બોલતા તે એકવડી કઠ્ઠણ કાઠીની ને તે પ્રમાણે જ લાજ્જી, કંઈએક ચહાવલી તથા ટેકારીઆવાળી પણ વળી કદીકદી કુમળી તથા સરળ, વર્ણે સામળી અને કુળમર્જાદ સાચવતા સ્વતંત્ર વર્તનારી એવી, ભિલ્લરાજકુંઅરી સરિખી મોહઈ.

મુસલમાની રાજ્યના ઉત્કર્ષકાળમાં ગુજરાતી ભાષા....ગુરુઅણકુંવર્ય રૂડઅલી સોદી હરિણુ આતી પ્રભાત સમે.

મુગલાઈના ઉત્કર્ષકાળમાં ભાષા......શકે પ્રિયતનયા મગ્ન રસમાં, કથા કહેતી સોહંત.
ઓગણીસમા સૈકાની ભાષા........ગાતી પરબ્રહ્મ શ્યામને, કન્યા નાગરી શોભે.

ઈતિહાસની વિકાસભૂમિકાની તો ઠીક પણ હાલ બોલાતી પ્રાંતિક ભાષા માટે પણ તેણે એવાં જ રૂપકો શોધેલાં છે.

સુરતની, અમદાવાદની, કાઠિઆવાડની એમ અમણા કેવાય છે તે ચાલતેદાડે નહિ કેવાય. સુરતની ભાષા કદે કંઈક ઠિંગણી નાજુક ને કુમળી છે, અમદાવાદની કંઈક ઊંચી ને કઠણ છે, કાઠિયાવાડની જાડી છે ને શબ્દે-શબ્દે ભાર સાથે છૂટી બોલાય છે. ( ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૭. પ્રકીર્ણ લેખસંગ્રહ પૃ. ૪૩થી ૫૩ )

અહીં એ નોંધવું પ્રસ્તુત છે કે નર્મદ એક સમયે ખરેખર જ માનતો કે ઈશ્વરનાં સાકાર વર્ણનો કવિઓએ વર્ણવેલાં સજીવારોપણનાં દૃષ્ટાંતો જ છે. ઈશ્વર તો નિરાકાર છે. "ઈશ્વર નિરાકાર છે એટલે આકારવનાનો છે......જેમ દયા, પરોપકાર, ઈચ્છા, આદિ લઈ મનના જોસ્સાઓને કંઈ સાક્ષાત્ આકાર નથી, તેમ ઈશ્વરને પણ નથી." આગળ જતાં સજીવારોપણના દાખલા તરીકે કહે છેઃ "સંપ કરીને કોઈ ખરેખરો દબાતીવાળો જીવ નથી, તોપણ તેને મેં એક વીર પુરુષ કહી વરણ્યો છે" અને મેં ઉપર આપેલો સંપનો જ દાખલો આપે છે. (જૂનું નર્મગદ્ય પૃ. ૨૦૬, ૨૦૯) આ ।સજીવારો-પણની ભંગીનો ઉપયોગ ઉત્તરોત્તર ઘટતો ગયો છે. નના છેલ્લા 'ધર્મવિચાર' ના પુસ્તકમાં એ ભંગીનો આગળ પડતો ઉપયોગ મને જણાતો નથી.

હવે આપણે નર્મગદ્યનો અભ્યાસ તેના વિષયોની દૃષ્ટિએ કરીએ. નર્મદની કવિતા અને જૂના નર્મગદ્યના લેખો બન્ને એક જ પ્રેરણાથી લખાયાં છે. આપણા દેશમાં અંગ્રેજી રાજ્ય આવ્યું. આપણું આ નવા

રાજ્યકર્તાઓનો સમાજ જોયો; તેમની નવી રીતભાત, સમાજરૂઢિઓ, નવું માનસ, જીવન તરફની નવી દૃષ્ટિ, નવા ઉપભોગો, એ સર્વેએ આપણા વેદનાશીલ અને વિચારશીલ વર્ગોનું ધ્યાન ખેંચ્યું. આપણી પોતાની પામર કંગાલ અજ્ઞાન દીન સ્થિતિ તેની સાથે સરખાવતાં સૌથી પહેલો વિચાર એ આવ્યો કે આપણે પણ તેમના જેવા થઈએ, તો આપણી સ્થિતિ સુધરી જાય. આપણે તેમના જેવા થઈએ તો જ સ્થિતિ સુધરે, આપણે તેમના જેવા થવા ઇચ્છીએ તો પણ થઈ શકીએ કે કેમ, તેમના જેવા થવું હોય તો તેના સાચા ઉપાયો કયા, આપણે બધી બાબતોમાં તેમના જેવી સ્થિતિ કરવી એ ખરેખર જ ઇષ્ટ હતું કે કેમ એ પ્રશ્નોએ તે વખતે તેમને સતાવ્યા નહિ. એ પ્રશ્નો પછીથી આવ્યા. એ વખતની તાત્કાલિક પ્રેરણાને એવા પ્રશ્નોએ જરા પણ રોકી કે રોધી નહિ. એ પ્રેરણાના વેગમાં સુધારો એટલે સમાજસુધારો શરૂ થયો અને સુધારાના ઉત્સાહમાં નર્મદે ગદ્યપદ્ય લખ્યું. 'આ દૃષ્ટિએ કહી શકાય કે આ સમયનું ઘણુંખરું સાહિત્ય ઉદ્દેશમૂલક હતું.] પણ ઉદ્દેશથી સાહિત્ય ન જ પ્રવર્તી શકે એમ હું માનતો નથી. ઉદ્દેશથી ચેતનની અનેક શક્તિઓ સ્ફુરાયમાણ થાય તેમ ચેતનની સર્જકશક્તિ, સાહિત્યશક્તિ પણ સ્ફુરાયમાણ થાય અને પછી તે સ્વૈરલીલાથી જ સાહિત્ય સર્જે એમ બની શકે. આ અર્થમાં જેના મૂળમાં ઊંડે ઊંડે દૂર ગૂઢ પણ કોઈ ઉદ્દેશ ન હોય એવું સાહિત્ય જ હું તો વિરલ માનું છું.

[ સુધારાના ઉદ્દેશથી લખેલું તેનું સાહિત્ય પણ જીવનના ઘણા પ્રદેશોમાં ફરે છે. તેની દૃષ્ટિ વિશાળ તેમ જ ઊંડી હતી. તે માત્ર ઉપલકિયો ફેરફાર ઇચ્છતો નથી પણ સમસ્ત માનસનો ફેરફાર ઇચ્છે છે અને તેથી સાચી સાહિત્યદૃષ્ટિથી લખી શકે છે.' તેનું આપણી સ્થિતિનું મુખ્ય નિદાન એ હતું કે આપણામાં જડતા અને ભય પેસી ગયો છે. તેથી તે જ્ઞાન અને નીડરતા પ્રેરવા મથે છે. તે પોતાની રીતે જ્ઞાનપૂર્વક નિર્ભયતા પ્રેરે છે] તેને પોતાના કથનની

સત્યતાની ખાતરી છે. તેના પર તેને પૂર્ણ શ્રદ્ધા છે. અને તેથી જ આ લખાણોમાં સચોટતા, વેગ અને એકલક્ષ્યતા આવેલી છે. શ્રદ્ધા તો એટલી છે કે તે અધીરો થઈ ગયો છે અને અધીરાઈમાં પરિસ્થિતિને વાસ્તવિકતાની દૃષ્ટિએ બરાબર જોઈ શકતો નથી.

નર્મગદ્યમાં સ્પર્શ કરેલા વિષયોમાં કેટલાક સામાજિક રિવાજોની ટીકારૂપ છે જેમકે 'વ્યભિચાર નિષેધક', 'નિરાશ્રિત પ્રત્યે શ્રીમંતના ધર્મ', 'મુઆં પછવાડે રોવા કુટવાની ઘેલાઈ', 'ગુરૂઓ અને સ્ત્રી', 'વિષયી ગુરૂ', 'ગુરૂની સત્તા', 'પુનર્વિવાહ', 'કુળમોટપ': કેટલીક નવી પદ્ધતિઓ નવા જોસ્સા પ્રેરવાને છે જેમકે 'મંડળી મળવાથી થતા લાભ', 'રણમાં પાછાં પગલાં ન કરવા વિષે', 'સ્ત્રી કેળવણી', 'સંપ', 'ઉદ્યોગ તથા વૃદ્ધિ', 'કેળવણી વિષે'; અને કેટલાક માત્ર જ્ઞાન વધારવાને છે, જેવાકે 'સજીવારોપણ', 'કવિ અને કવિતા', 'કવિચરિત્ર', 'સ્ફુટ વિષય'[1],—અલબત આ ત્રણેય દૃષ્ટિઓ અલગ નથી, તેનાં લખાણોમાં તે ઓતપ્રોત જણાય છે.

આપણે આ લેખોની વિષયવાર ટીકા નહિ કરી શકીએ. તેનું સાહિત્યમૂલ્ય એકસરખું નથી. નર્મદ કામ કરવામાં ઉતાવળિયો હતો, તે વખતે વિવેચના લગભગ નહોતી, એટલે અમુક લેખ સાહિત્ય ક્યારે ગણાય અને ક્યારે ન ગણાય એ સંબંધી વિચારતંત્રમાં અનવસ્થા હતી. ઘણી વાર તેણે ચોપાનિયાં માટે લખેલું છે, તે બધું સાહિત્યગુણમાં એકસરખું ન હોય. અને છતાં આપણા ગદ્યસાહિત્યના પરોઢમાં તે મહત્ત્વના લેખો છે. આપણે તેના વિચારોનાં મુખ્ય વલણો માત્ર અહીં જોઈ શકીશું.

---

૧. અહીં 'સ્ફુટ' શબ્દ કવિએ મરાઠી ભાષામાંથી લીધો જણાય છે. એનો અર્થ 'પરચૂરણ' થાય છે. મરાઠીમાં 'પરચૂરણ' માટે 'ફુટકળ' શબ્દ છે, (જે ગુજરાતીમા પણ છે) અને તેનું 'સ્ફુટ' એવું સંસ્કૃતરૂપ તેમણે કર્યું છે જોકે 'સ્ફુટ'નો સંસ્કૃતમાં 'પરચૂરણ' એવો અર્થ થતો નથી.

(સામાજિક રિવાજોની ટીકામાં તેની મુખ્ય દૃષ્ટિ સભ્યતાની કે સંસ્કારિતાની હતી. આપણા જીવનમાં ઘર કરી ગયેલાં જુઠ્ઠાણાં, દંભ, પાપ, લાગણીજડતા, ભયથી રૂઢિને વળગી રહેવાનું વલણ એ એના મુખ્ય વિચારના વિષયો છે. સ્ત્રી-પુરુષના સંબંધ વિશેના તેના વિચાર ઘણા આગળ પડતા ગણાય. સ્ત્રી-પુરુષની સમાનતાની તેની શ્રદ્ધા અને સ્ત્રી-પુરુષ વચ્ચેના આકર્ષણની માનવજીવનમાં રહેલી વ્યાપકતાની સમજ તેનામાં ઊંડી હતી.) વ્યભિચાર નિષેધક નિબંધમાં તે કહે છે, "ઘણી જાતની ઇચ્છા મધ્યે ચમકપથ્થર અને લોહોડું એ બેની પેઠે સ્ત્રી-પુરુષે પરસ્પર મળવાની જે તેઓની ઇચ્છા તે પણ સમજવી. મનુષ્યમાં ત્રણ ભૂખ મૂકી છે—ખાવાની; પીવાની અને સંભોગ કરવાની. ભોગના ફળથી સંસાર યોગ્ય રીતે ભોગ કરવાની જે ઇચ્છા, તે કામ."[૨] નર્મદ આધુનિકોનો જે અગ્રણી ગણાય છે. તેનું એક કારણ તેની જીવન તરફની આ દૃષ્ટિ. કામની વ્યાપકતા પ્રાચીનોને અજ્ઞાત હતી એમ તો નહિ, પણ આ કથનમાં આપણને પ્રાચીનના પડઘા કરતાં ફ્રોઇડની આગાહી જણાય છે. (વ્યવહાર, શાન્ત સ્વસ્થ ચાલે તે માટે સ્ત્રીપુરુષનાં કામો તે જુદાં ગણે છે પણ બન્નેની સમાનતા એ તેની આધારભૂત ભૂમિકા છે, તે તેના ધ્યાનમાંથી કદી ખસતું નથી. તેની દૃષ્ટિ સમાજવ્યવસ્થાની છે, ધર્મની છે, પણ તે પોતાની વિચારપ્રવૃત્તિ વાસ્તવિક સ્થિતિથી શરૂ કરવા ઇચ્છે છે.)

નર્મગદ્યમાં નર્મદના વિવેચન ઉપરના પણ કેટલાક લેખો આવે છે. આ છૂટાછવાયા છે. (તે જેમ જેમ લખતો ગયો તેમ તેમ તેને નવા વિચારો આવતા ગયા, અને જેમ જેમ નવા વિચારો આવતા ગયા તેમ તેમ લખતો ગયો. નીરાંતે બેસી બધા વિચારોને સમન્વિત કરી, સુસંગત કરી લખવાનો સમય તેને મળ્યો નથી.) એમ કરવું એ તેના સ્વભાવમાં પણ નહોતું. તેણે અનેક દૃષ્ટિબિન્દુથી લખ્યું, અને એમ

૨. જૂનું નર્મગદ્ય પૃ. ૯. ટીપ.

કરતાં તેની પ્રતિભાએ અનેક જગાએ કાવ્યના મૂલભૂત અનેક પ્રશ્નોને સ્પર્શ કર્યો. તેણે અંગ્રેજી, સંસ્કૃત વિવેચન છૂટુંછવાયું વાંચેલું જણાય છે. તે સર્વ પણ તે બરાબર સમજેલો હશે કે કેમ તે સંબંધી શંકા છે. મનનો સાચો જોસ્સો વાણીમાં મૂકવો એટલે કવિતા થઈ ગઈ એ મત તેણે હેઝલિટમાંથી સમજ્યા વિના લીધેલો તે વાત પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ બતાવેલી છે.[1] અંગ્રેજી કાવ્યશાસ્ત્રમાં lyric (લિરિક), epic (એપિક) અને drama (ડ્રામા)ના ત્રણ પ્રકારો તે આપણા સાહિત્યને લાગુ કરે છે ત્યાં અંગ્રેજી પ્રયત્નાત્મક અગેય કાવ્યલયનું સ્વરૂપ તે બરાબર સમજ્યો જણાતો નથી, અને lyricનું ભાષાન્તર ગીતકવિતા કરીને પછી આપણાં તો આખ્યાનકાવ્યો એટલે epic કાવ્યો પણ ગેય હોય છે એ જોઈ તે વર્ગીકરણમાં ખરેખર મૂંઝાય છે. પ્રેમાનન્દ વગેરે અનેક આખ્યાનકવિઓનાં આખ્યાનોને વીરકવિતા તરીકે ગણાવી તે પ્રશ્ન કરે છે: "કોઈ કહેશે કે, આ કવિતાઓ ગાયનને જ અરથે બનાવેલી, છતાં ગીતકવિતામાં કેમ નથી મુકતા? તો એનો જવાબ એમ કે, ગીત તો તુટક તુટક સંબંધ રહિત ન્હાનાં હોય છે ને આમાં એક જ વિષય અથથી તે ઈતિ સુધી સંપૂર્ણ રીતે રચેલો છે; માટે હું ધારું છું કે, અગર કદાપી તેઓ ગાયનમાં છે, તથાપિ તેઓને આ જાતિમાં ગણવાં હોય તો સારું."[2] આમ લક્ષણ બાંધવામાં નર્મદને વારંવાર શબ્દો આઘાપાછા કરવા પડે છે, પણ એમ કરતાં તે કાવ્યના એક મોટા પ્રશ્નને સ્પર્શી પણ જાય છે. તે કહે છે: "સંસ્કૃત રામાયણ અને મહાભારત ગાયનમાં જ ગાવાને બનાવેલાં નથી;[3] (આપણે ગાવા ધારિયે તો જેમ તેમ ગાઈ શકીએ ખરા) શુદ્ધ કવિતામાં છે. આપણી ભાષામાં આવી જાતની

૧. નર્મદ સાર્ધશતાબ્દ ગ્રંથ પૃ. ૨૬૧

૨. જૂનું નર્મપદ્ય પૃ. ૩૪૦

૩. આ પ્રશ્ન વિચારવા જેવો છે. જુઓ અર્વાચીન કાવ્યસાહિત્ય પૃ. ૬૮.

કવિતાઓ છે, પણ શુદ્ધ (મેલરહિત એ અર્થ ન લેવો) કવિતા સામળદાસની—એની બનાવેલી સિંહાસન બત્રીસી દોહોરા, ચોપાઈ, છપ્પા એ માત્રા છદોમાં છે."[1] અનેક વિચારવમળોમાં ફરતો ફરતો તે અહીં શુદ્ધ કાવ્ય કોને કહેવું, શુદ્ધ કાવ્યને ગેયતા આવશ્યક નથી, ગેયતા ન હોવા છતાં કાવ્યમાં મેળ (rhythm લય?) હોવો જોઈએ એ પ્રશ્નોને સ્પર્શે છે—જોકે એ પ્રશ્નોની શાસ્ત્રીય છણાવટ પ્રો. ઠાકોરને હાથે થવા નિર્માઈ હતી.

[ગુજરાતી વાઙ્મયમાં પહેલા વિવેચક હોવાનું માન તેને જ ઘટે છે. ગદ્યના અનેક પ્રકારોનો જેમ તે પુરોગામી છે તેમ વિવેચક સાહિત્યનો પણ તે જ પુરોગામી છે. તે એ જાણતો પણ હતો. "ટીકા કરવાની રીત"ના નિબંધમાં તે કહે છે: "ગુજરાતીમાં ટીકા કરવાની ચાલ નથી......સંસ્કૃતમાં અને અંગ્રેજીમાં ટીકાવિદ્યા એટલી તો સારા ધોરણ ઉપર બંધાયલી છે કે, જેથી વિદ્યાની શુદ્ધિ અને વૃદ્ધિ સારી પેઠે જોવામાં આવે છે."[2] અહીં તે સંસ્કૃત અને અંગ્રેજી બન્ને ટીકાનો ઉલ્લેખ કરે છે પણ એનો તાત્ત્વિક ભેદ બતાવતો નથી.[તેણે પોતે જે જે વિવેચનનિબંધો લખ્યા છે તે સર્વ અંગ્રેજી વિવેચનપદ્ધતિના છે, અને તેનો જમાનો જોતાં તેણે કાવ્યશાસ્ત્ર વિશે આગળ પડતા વિચારો દર્શા છે એમ કહેવું જોઈએ. કાવ્યને માટે કવિમાં અમુક શક્તિઓ તે આવશ્યક માને છે] તર્કબુદ્ધિ, જે ખરી રીતે કલ્પના (imagination) માટે તેણે યોજેલો શબ્દ જણાય છે. વિવેકબુદ્ધિ જે ખરી રીતે બુદ્ધિ (intellect)ને માટે તે વાપરે છે તે પણ આવશ્યક છે જોકે કવિતામાં તેને ગૌણ સ્થાન છે. કાવ્યમાં તે ઉપરાંત તે ભાષાના લયને આવશ્યક માને છે—જોકે ગદ્યમાં પણ કવિતા હોય એમ તે સ્વીકારે છે. કલાનાં અનેક ઉપાદાનો જેવાં કે

૧. જૂનું નર્મગદ્ય પૃ. ૩૪૦
૨. જૂનું નર્મગદ્ય પૃ. ૩૫૫

રંગ, સ્વર, પથ્થર, તે સર્વમાં તે કવિના ભાષાના ઉપાદાનને સૌથી વધારે શક્તિવાળું માને છે. તે ઉપરાંત તે કવિતામાં રસ હોવો જોઈએ એમ માને છે. "વાક્યરૂપી શરીરમાં જે રસરૂપી જીવ છે તે કવિતા. આ રીતે કવિતાની પરીક્ષા એટલી જ કે, તે ખુશ કરતી અને અસર કરતી જોઈએ." વસ્તુ અને રીતિની ચર્ચા કરતાં તે કહે છે: "એવું કંઈ જરૂરનું નથી કે. વસ્તુઓ આશ્ચર્ય ઊપજાવે તેવી જોઈએ, તે ગમે તેવી હોય પણ તેને જે તર્કથી વણાયલું ને રંગાયલું વસ્ત્ર પેરાવવું, તે તર્ક અલૌકિક જોઈએ ખરો."[1] તે ઉપરાંત તે કાવ્યમાં વાદને આવશ્યક ગાને છે—ખાસ કરીને વીર કવિતામાં. તે કહે છે: "વાતોનો સંબંધ વાદપુરઃસર રાખી, મુખ્ય વિષયને અથથી તે ઇતિ લગણ જાગતો રાખવો." વળી કહે છે: મુખ્ય બાબત વાદયુક્ત અને કડી પછી કડી એટલે સાંકળરૂપે વરણવી. જોઈએ."[2] અહીં વાદનો અર્થ હું વિચારોની સુસંગતતા, (logical connection) કરું છું.

તેના પોતાના જમાનાના લોકોની કવિતા સમજવાની શક્તિની મર્યાદાથી તે ઘણો નારાજ હતો. "સંસ્કૃતમાં અનુપ્રાસ આણવાની ચાલ થોડી જ હતી. તેમ પ્રાસ ને અલંકારથી કવિતાને ગૂંચવી નાંખવાનું પ્રથમ થોડું હતું, પણ નવીન ગ્રંથકારોએ વધારી દીધું છે. તેઓનું જોઈને હિંદુસ્તાની કવિ શિખ્યા. તેઓએ તો પ્રાસ ને અનુપ્રાસ ને અલંકાર પર ઘણું જ ધ્યાન દેવા માંડયું. એટલું કે જેની કવિતા થોડા લોક મુસ્કેલીથી વાંચે તે મોટો પંડિત કહેવાય, ગુજરાતીમાં પણ જેમ રચના ઉપર લક્ષ વધારે હોય છે તે કવિતા રસવાળી કહેવાય છે. ફક્ત સારી રચના ઉપરથી કવન સારું...ને રાગડો કહાડે તે ખબ-

૧. જૂનું નર્મગદ્યઃ કવિ અને કવિતા પૃ ૧૨૮

૨. જૂનું નર્મગદ્ય પૃ. ૩૪૧

રદાર કવિ...એ જોઈને હમને આશ્ચર્ય લાગે છે."[1] એ ઘણી વાર કવિતા માટે શાસ્ત્રની આવશ્યકતાનો ઉલ્લેખ કરે છે, પણ ત્યાં મુખ્યત્વે શાસ્ત્રનો અર્થ પિંગલશાસ્ત્ર હોય એમ જણાય છે; ને કહે છે: "પદ, ગરબી, લાવણીઓ વગેરે કરવામાં કાવ્યશાસ્ત્રના નિયમ છે જ નહીં...કવિતાનું શાસ્ત્ર ન જાણતો હોય તે પણ આવી કવિતા કરી શકે છે...નરસંઈ મેતો, મીરાં, મીરાં, વગેરે ભક્તજનને કંઈ પિંગળશાસ્ત્રનું જ્ઞાન નો'તું. એ લોકોને એકલેખે કવિ ન કહેવા જોઈએ, કેમકે કાવ્યશાસ્ત્ર રહિત છે; પણ કંઇ પણ નવું ઉપજાવે તે કવિ એમ અર્થ લેતાં તેઓને કવિ કહેવા ખરા."[2] પ્રાચીન કવિઓ વિશેની આ ઇબારત તેણે નવા નર્મગદ્યમાંથી કાઢી નાંખી છે એટલે એણે કદાચ એ અભિપ્રાયો બદલાવ્યા હોય. પણ એટલું ખરું કે તેને કાવ્યશાસ્ત્ર માટે પક્ષપાત હતો. તેને પોતાને કાવ્યશાસ્ત્ર ભણ્યા માટે અભિમાન હતું. અને તે બાબતને લીધે તે પોતાને કવિ દલપતરામ કરતાં ઊંચો માનતો એમ જણાય છે.[3]

[ કવિઓ વિશેના તેના લેખો ઘણા ટૂંકા છે. તેને તે તે કવિના ગ્રંથો પણ પૂરા ઉપલબ્ધ નહોતા. પણ તેણે ઓછી સામગ્રી ઉપરથી પણ જે લખ્યું છે તે તેને માટે આદર ઉપજાવે તેવું [છે] ઘણી જગાએ કવિની સમગ્ર કૃતિઓ વિશે તેણે સામાન્યરૂપે જે અભિપ્રાયો આપ્યા છે તે યથાર્થ છે. તે અભિપ્રાયો આપણને આપણા જમાનાના લાગે છે, અને નવી રીતે મૂકેલા છે, જે રીતિ પાશ્ચાત્ય વિવેચનસાહિત્યના પરિચયથી આપણામાં આવી છે અને અત્યારે ચાલુ છે.

[ જે સુધારાની પ્રેરણાથી નર્મદે કાવ્યો અને બન્ને નર્મગદ્યના લેખો લખ્યા છે તેની જ પ્રેરણાથી અને તે જ અરસામાં તેણે ડાંડિયો

૧. એજન પૃ. ૧૩૪
૨. એજન પૃ. ૩૩૯
૩. મારી હકીક્ત પૃ. ૬૫

પણ ચલાવ્યો છે/ માટે તેનો પણ અહીં જ વિચાર કરીએ. એ શોચનીય છે કે ડાંડિયાની આખી ફાઇલિ કયાંઈ મળતી નથી. મને અત્યાર સુધી ત્રણ જગાએથી ડાંડિયાની તૂટક ફાઇલિ જોવા મળી છે. એક શ્રી. નટવરલાલ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ તરફથી એક શ્રી. મણિલાલ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ તરફથી અને એક ફાઇલિ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમાંથી. ત્રણેય ભેગી કરીને સરખાવવાનો મને વખત કે તક મળેલ નથી. તે ઉપરથી પણ નર્મદના લેખો કયા કયા તે કહેવું મુશ્કેલ છે. અલબત્ત જૂના નર્મગદ્યમાં પૃ ૩૭૩થી ૪૨૮ સુધીમાં ડાંડિયામાંથી સ્ફુટ વિષયો લઇ આપેલા છે તે તો તેના પોતાના લખેલા તેમાં શંકા ન હોઈ શકે. એ લેખોને મને મળેલી ફાઇલિ સાથે સરખાવી જોતાં જણાયું છે કે એટલા લેખોમાં તેણે શરૂઆતમાં કયાંક પુ૦ સંજ્ઞા વાપરી છે, છેવટના ભાગમાં લ૦ સંજ્ઞા વાપરી છે અને ઘણી જગાએ કશી સંજ્ઞા લેખને અંતે આપી નથી દાખલા તરીકે પહેલા ચાર લેખો નીચે પુ૦ સંજ્ઞા છે, પછી ૫-૬-૭-૮ નીચે કશી સંજ્ઞા નથી. વળી ૯થી ૧૩ સુધી પુ૦ છે, વળી ૧૪-૧૫ નીચે નથી. ૧૬ નીચે છે અને ૧૭-૧૮-૧૯ નીચે નથી, વગેરે. તેજ પ્રમાણે ૩૦ થી લ૦ સંજ્ઞા શરૂ થાય છે તે ૩૮ સુધી ચાલે છે, પછી છેલ્લે સુધી પાછી કશી સંજ્ઞા નથી આ પછીના અંકોમાં પણ ૨૦ લ૦ સંજ્ઞાઓ આવે છે પણ તેમાં નર્મદની કઈ તે ખાસ પુરાવાના અભ્યાસ વિના કહેવું મુશ્કેલ છે. નર્મદના ડાંડિયાના લેખકોમાં પણ વધઘટ થતી રહી છે. તા. ૧૨મી જુન ૧૮૬૬ ના અંકમાં લેખકો સંબંધી તે કહે છે કે '...સાહેબોનાં નામને બદલે મેં ક ખ ગ આદિ લઇ અક્ષરોની સંજ્ઞા રાખી છે કે લોકને વધારે રસ પડે' નર્મદને મન આવી સંજ્ઞાઓ ફેરવ્યા કરવી એ એક રમત હતી, તેને તે હાસ્યનો પ્રકાર સમજતો. આ ગમે તે હોય પણ પહેલી તકે બધી તૂટક ફાઈલો ભેગી કરીને છપાવી દેવી જોઇએ. તેમાં નર્મદ સિવાયના લેખકો હતા, અને એ ફાઈલોમાં

કદાચ આપણે નર્મદના લેખો જુદા તારવી ન શકીએ તો પણ એ ફાઈલો બધી છપાવી દેવાની આવશ્યકતા પૂરેપૂરી છે એમ હું માનું છું.

ડાંડિયાનાં અનેક લેખકો લખતા. એ કલબનું નામજ સાક્ષરમંડળ હતું. નર્મગદ્યમાં ડાંડિયા વિશે પ્રાસ્તાવિક લખતાં નર્મદ પોતે કહે છે "જોકે ડાંડિયામાં ઘણા જણનાં લખાણ છે, તોપણ તેની ઢબ ઘણું કરીને એક સરખીજ છે."[1]

એ જગાએ તો નર્મદ પોતા સિવાય બીજા પાંચનાં નામો આપે છે. પણ આગળ ઉપર લેખકોમાં ફેરફાર થયા છે. તે સંબંધી ટાંચણો ડાંડિયામાં એક બે જગાએ દેખાય છે. તારીખ ૧લી આગષ્ટ સને ૧૮૬૫ના અંક ૨૩મામાં લખ્યું છે :

આજથી મંત્રી બદલાય છે. જતા પ્રધાને તો જરા લીધો છે અને વાઃ વા કહેવડાવી દીધી છે એમાં શક નથી. એવા સરદારે આમ કારભાર છોડયો તે જોઈને અમારા પ્રિય વાચનારા દલગીર થશે. પણ ફકરોને કંઈ અંકોરા હોતો નથી. તેમની મરજીમાં જે બુટ્ટા ઊઠે તે કર્યા વગર રહે નહિ. વળી મુંબઈમાં ઘણી તરેહની પીડા અને વેઠો વોટેલી રહી છે; તે પણ બ્હારગામ ગયેથી ઓછી થાય તો અહરનિશની કડાકુટથી મન નિચોવાઈ ગયેલું તે પાછું પ્રફુલીત થાય તો વળી ડાંડિયાના પાનામાં નવા ફુલના વર્સાદ વરસશે; તેમજ બીજા પ્રકરણો જે હાલ ઉંચાં મુકેલાં છે તે પણ પાર્ણ ચ્હીલે પડે. આ સબબને લીધે એ જતા મંત્રીનો પરોપકારાર્થે અમુલ્ય વખત બીજા એથી વધારે ઉપયોગના કામોમાંથી કાઢી, અજ્ઞાનની અંધારી રાતમાં જ્ઞાનનો દીવો દેખાડયો માટે આખા ગુજરાતી મંડળ ઉપર ઉપકાર થયો છે, તે તેઓની તરફથી અમે જાહેર કરી અમે તેમની યાદીએ ગડવાને પ્રયત્ન કરીયે છે.

આમાં મંત્રી મુંબઈ છોડી જવાનું લખ્યું છે તે નર્મદ વિશે જ જણાય છે. મારી હકીકતમાં ૧૮૬૫ના વરસ વિશે લખતાં તે

૧ જૂનું નર્મગદ્ય પૃ. ૨૭૧ ટીપ.

જણાવે છે કે, "મિત્રોની ઘણી આવજાવથી મારા લખવાના કામમાં ખલેલ પોંચવા લાગી તેથી, અને મુસાફરી કરવાને જીવ વલખાં મારે છે માટે આગળથી સ્ત્રીને સુરતમાં ઘર માંડી આપું કે નિરાંત થાય એ મતલબથી, મેં મારો ઉચાળો મુંબઈમાંથી ઉઠાવી સુરતમાં નાખ્યો."

તા. ૧૫ મી માર્ચ સન ૧૮૬૬ના અંક ૧લામાં પૃ. ૧૬મે 'નારાજ થયેલા ડાંડિયાને ઝાડુ'ના મથાળાથી લખેલું છે:

અવલ મારું સ્થૂળ બનાવનાર છ જોદ્ધા હતા. તેમાનો એક તાત્યો તો પહેલાથી જ વિકટ પાહાડ ચડતાં મોહના ફદમા ફસ્યો તે ફસ્યો જ. રંગે પેલો અમદાવાદ બાજુનો બી. એ......હજે—આ પણ બી. એ. હતો પણ એ ઘણો બાહાદુર અને મારે વાસતે કાળજી રાખનાર હતો તેને પેલા ટેપર સાહેબે 'ઈનજસ્ટિસ' કરીને કહાડયો, તે આજ કાલ નડિયાદના તળાવની હવા લેછ. એજ્યુકેશન ખાતુ તે ઢોરખાતુ જ. જ્યાંહાં હજરીની કિમત નહીં તે જાફરાનને શુ પિછાને? ૪થો—આ પણ બી. એ. હતો. પણ તે તો અસલથી જ મીણનો માટી હતો અને અમસ્તો જ આબરૂ લઈ જતો હતો તેને હમે જ આ વખત નાલાયક ધારી ઝાડુ મારિએછ. કેમકે એ અ રોળ ડીપાર્ટમેન્ટમાનો છે. ૫મો—આ મહાન જોદ્ધો હતો જેનાથી કે આ સ્થૂળનું બી રોપાયું. તેણે મારે માટે અતી શ્રમ કર્યાથી તેનુ ગરમ રૂધીર મગજે ચડવાથી વાવડી ચસકી ગઈ તેથી સુરત મુબઈ વચે ધકેલા ખાયા કરેછ! ધીરાભાઈને બલામણ કરવામાં આવેછ કે એને બ્લિસ્ટર મારી જલદી ઠેકાણે લાવો. ૬ઠો—એક બાકી રહ્યો તે હજી મને વળગી રહ્યોછ. તે કોણ છે તેનો તમારે જ શોધ કરવો. ગી.

આ ગી. તે ગિરધરલાલ દયાળદાસ જણાય છે જેને વિશે નર્મદે જૂના નર્મગદ્યના ડાંડિયાના પહેલા લેખના ટિપ્પણમાં લખેલ છે. ૧૮૬૬ એપ્રિલ ૧૫મીના અંકમાં પાછું લખેલ છે "સાક્ષર મંડળના બીજા બે સાથી પાછા સામેલ થયા છે."

૨ ડાંડિયો પાક્ષિક હતું. તે નિયમિત નહિ ચાલતું હોય એમ

જણાય છે.] તા. ૧૫મી માર્ચ ૧૮૬૬ના અંકમાં તેને નિયમિત કરવા જણાવેલું છે. એ અંકથી લવાજમ બે રૂપિયા કરેલું છે, શરૂઆતમાં એક રૂપિયો હતું. દરેક અંક આઠ પાનાંનો હતો. તા. ૧૫ ઑગસ્ટ ૧૮૬૭ના અંકમાં લવાજમ ૩ રૂપિયા જણાય છે અને અંકનું કદ આઠ ને બદલે ૧૨ પાનાંનું થયું છે. વચમાં વચમાં ડાંડિયાનું પ્રકાશન બંધ પડેલું જણાય છે. ડાંડિયો ૧લી સપ્ટેમ્બર ૧૮૬૪થી શરૂ થયો છે. મેં જોયેલા અંકોમાં છેલ્લામાં છેલ્લો જોયેલો તા. ૧લી જુલાઈ ૧૮૬૮નો પુસ્તક બીજાનો અંક ૨૩મો, જે પૃ. ૨૮૭ સુધી ગયેલો છે. ૧૮૬૯માં તે બંધ થયો.

ડાંડિયો શરૂ કરવાનો વિચાર કેમ આવ્યો તે વિશે તે કહે છે: "વિલાયતમાં લોકો પોતપોતાનાં મંડળો કરી અઠવાડિયામાં અમુક અમુક ઠેકાણે અમુક અમુક દિવસે થોડીવાર મળે છે.—ચાહ, કાફી, દારૂ, પીએ છે,—વેળાએ સાથે જમે છે—નાના પ્રકારની ગોષ્ઠીઓ કરે છે. એવાં મળવાને ક્લબ કરીને કહે છે...એવી એવી ક્લબો વિશે અને ટેબલટોક (જમતાં જમતાં ચાલતા તડાકા) વિશે ઘણુંએક મારા વાંચવામાં આવેલું, તે ઉપરથી આજથી પાંચ વરસ ઉપર મારી એવી ઇચ્છા થયેલી કે આપણા સુધારાવાળા ભાઈઓ એકાદી ક્લબ કહાડે તો સારું."[1] તેની નેમ સ્પેક્ટેટર જેવું લખાણ બહાર પાડવાની હતી. પણ ડાંડિયાનું ખરું સ્વરૂપ સ્પેક્ટેટર સાથે સરખાવાય તેવું થયું નથી. 'ડાંડિયો' નામ જ તેના સ્વચ્છન્દી સ્વરૂપનું અર્ધું સૂચન તો કરી દે છે. ડાંડિયો નામ સ્વીકારતાં નર્મદ કહે છે; "મેં કર્યું ઠીક છે. કેમકે મોહટું નામ રાખી હલકું કામ કરવું, તેના કરતાં હલકું નામ રાખી મોહટું કામ કરવું વધારે સારું."[2] ડાંડિયો શબ્દના તે બે ત્રણ અર્થ કરે છે. તેમાં

૧. જૂનું નર્મગદ્ય પૃ. ૩૭૩
૨. એજન પૃ. ૩૭૪

મુખ્ય અર્થ એ છે કે સમાજ અજ્ઞાનની ઘાડી નિદ્રામાં પડ્યો છે તેને ડાંડી પીટી જગાડવો. પણ તે સાથે તે કહે છે: "રૈયતને જુલમીઓના જુલમમાંથી બચાવવાને, લુચ્ચાની ટોળી વિખેરી નાખવાને, તમારામાંથી અજ્ઞાન વેહેમ ને અનીતિ કાઢાડી નખાવવાને, દેશનું ભલું થાય તેમ કરવાને, હું થોડો ઘણો લાયક છઉં." અને તે ઉપરાંત કહે છે: "તેમ ઘણો રસિક છઉં, એટલે વેળાએ વેળાએ થોડાનું મન દુખવી ઘણાઓને ખડખડ હસાવ્યાવના પણ રહેનાર નથી."[1]

એક વાત તો નર્મદ વિશે સૌ જાણે છે કે તે નીડર હતો, અને તેણે ડાંડિયામાં સત્તાધારીઓને ઉઘાડા પાડવામાં કદી પાછી પાની કરી નથી. અમલદારોની વિરુદ્ધ તેણે લખ્યું છે, અને સરકારનાં મોટાં ખાતાં સુધી તો તેનો અવાજ જતો કે નહિ તે નથી કહી શકતા પણ અમલદારો તેનાથી ડરતા અને નર્મદે બતાવેલ અન્યાયની તપાસ કરતા એટલું તો જણાય છે.[2] વળી તે ગમે તેવા સરકારી અમલદાર કે મોટી સ્થિતિના માણસ સામે પોતાનો અભિપ્રાય આપતાં પણ અચકાતો નહિ. જુલાઇ ૧ : ૧૮૬૫ના અંકમાં ટેલરનાં વ્યાકરણની જાહેરખબર નીકળેલી તેના પર ટીકા કરતાં લખ્યું છે:

જર્વિસ[3] અને હોપનાં પુસ્તકો કહેવાય છે તે ખોટું છે. જર્વિસે તથા હોપે શી ધાડ મારી? ઘર બાંધતી વેળા જેમ મુકાદમો, મજુર

---

૧. એજન પૃ. ૩૭૫-૭૬.

૨. લેખાંક ૪૪-૪૫. જૂનું નર્મગદ્ય ૪૨૪

૩. અહીં જર્વિસની વિરુદ્ધ આટલું બધું લખ્યું છે પણ 'ગુજરાતી ભાષા' વિશે લખતાં નર્મદ લખે છે: "ભાષાવિદ્યાને જન્મ આપ્યાનું પ્રથમ માન જેરવીસને છ ને સને ૧૮૨૮નાં વરસને ગુજરાતી ભાષાવિદ્યાનો શાક કહેવો જોઈયે, કે જે વરસથી ગદ્યમાં લખવાનું શરૂ થયું. જૂનું નર્મગદ્ય પૃ. ૩૪૭.

કારીગરો ઉપર કામ કરે છે કે નહી તે જોવાને રાખે છે તેવા હતા. માટે તેમને ઘરના જ માલીકો કહેવા? પણ મુકાદમ જેવા એ જાણવા નહી, એ તો સમજે કાંઈ નહી પણ ઉલટા રોળો રોળો ફેરવ્યાં કરે તેથી સારું થવાને બદલે બગડે જ. હોપની ચોપડીઓમાં હોપનાં ડહાપણને લીને ઈબારત કેવી મોળી અને પરભાષા લખનારા જેવી છે!...ગુજરાતી નહિ પણ અંગ્રેજી–ગુજરાતી છે. એટલા માટે નિશાળમાં જનારા છોકરાઓ વગર બીજું કોણ બ્હારનું એ ચોપડીઓ સુંગે છે? એ જ એ ચોપડીઓનો મ્હોટો ગુણ છે, એ હોપ સાહેબના ગુજરાતી જ્ઞાનનો ફાયદો. (ઈડિયમ) એટલે જે દરેક ભાષામાં ટૂંકી, મર્મવાળી બોલવાની ન્યારી જ ઢપો હોય છે તે એઓમાથી ખંત કરીને નીકી નાંખી હોય એવું સાફ માલમ પડે છે બધી દુનિયા જાણે છે એમાં હોપે એક ટીચભાર પણ લખ્યું નથી, બધી મહેનત તો ડીપોટી ઈન્સ્પેક્ટરોની ત્યારે તેમના નામ કેમ બાહાર પાડવાં નથી? આપણા લોકોમાં એટલી પણ ઉમેદ હોંશ નથી? આપણે કામ કરી મરીયે ને બીજાને જશ આપીયે? સા સારૂ! કાંય કે તે ઉપરી? ગુજરાતીમા પાસ થયેલા ટોપલામાં હુશિયાર માટે જ!!

હજુ આ તો કાંઈપણ ઠીક છે; પણ પાદરી લોકોની તો પતરાજનું કહેવું જ શું? તેઓ તો ગુજરાતી મરાઠી ઈત્યાદિક ભાષાઓ તો પોતાના બાપદાદાની જ સમજે છે. સાધારણ વાતચીત કરતાં ન આવડે, સાફ અને સ્પષ્ટ બોલી ન શકે, અને બોલે તારે તાળીઓ પડે તોપણ મનમાં સંકોચ ન પામતાં પોતે જ ડાહ્યા સમજે છે! આવું ઢીંડપણું જોઈને અમને ઘણી વખત અચંબો લાગે છે.....પાદરી મંડળમાંના ગમે તેટલું કહે કે એ લોકોના ઉદ્યમ વડે ભાષાને ઉત્તેજન મળ્યું અને મનહી ભાષા સંપૂર્ણ થઈ તોપણ અમે એ સ્વીકારતા નથી. એવા બ્હારનાઓથી ભાષાની રસિકતા અને કીંવત મુકી દેવાથી તાંબીતુસીને ઉભું કરેલું બાવલું અમને તો નજર પડે છે......

અમને સાંભળીને ઘણી ખુશી થાય છે કે મો. હાવર્ડ એણે જતાં જતા એક ઢબર નકલ એ વ્યાકરણની લેવાની કબુલ કરી છે. મો. હાવર્ડ 'સા આધાર ઉપરથી એ પુસ્તકને એવી મ્હોટી મદદ આપી છે તે અમને જણાતું નથી. મિશ્ર કાળા લોકો કંઈ પુસ્તકની મદદ માગે છે ત્યારે તો તે પુસ્તકો

જોવા માગે છે. સરકારી ભાષાંતરીઓ પાસે મંજુર કરવા મોકલે છે ત્યારે જ મદદ આપવાને કબુલ થાય છે. આ વખત તે નિયમ તોડીને સાહેબ અને પાદરી માટે જ સમજીને અથવા બિહિને જતાં જતા નામ કર્યું! (ત.)

આ 'ત' સંજ્ઞા કોને માટે છે તે કહી શકાતું નથી. એ નર્મદ હોવાનો સંભવ છે. અને ન હોય તો પણ જે હોય તે લગભગ નર્મદની પેઠે વિચાર કરતો તો અવશ્ય જણાય છે. આપણે એક બીજો દાખલો લઈએ. ડાંડિયાના આ ભાગો લગભગ અપરિચિત છે માટે હું લંબાણથી અવતરણો આપું છું. તારીખ ૧૫ આગષ્ટ સન ૧૮૬૭નો પુસ્તક ૨જુ અંક ૨જો, તેમાં પૃ. ૨૮મે 'સકુંતલ નાટક' ઉપર નોંધ છે તેમાંથી થોડો ભાગ નીચે ઉતારું છું:

આ પ્રસિદ્ધ નાટકનો તરજુમો ભાઈ ઝવેરીલાલે બાહાર પાડયો છે. આ પુસ્તક બાહાર પડેલું જોઈ સટ્ટાનો એક લેખે પાડ માનીએ છીએ કે સટ્ટો પડયો તો ઝવેરીલાલભાઈને એ પૂરૂં કરવાનો વખત આવ્યો. એ ભાઈની જાહેરખબરને છએક વરસ ધૂળ આવી પડી છે; અને સટ્ટામાં નુકશાન જઈ ઉતર્યા નહી હોત તો એ પુસ્તક બાહેર નિકલત એવી આશા નહોતી......ઝવેરીલાલભાઈને પણ ચરોતરીઆઓનો ચેપ લાગ્યો જણાય છે એમની અડક સાધારણ લોકમાં જાની કહેવાતી હશે; તેનું પોતે શુદ્ધ યાજ્ઞીક કર્યું છે...

પણ આમાં તો મોળું મોળું, ઠાવકું અને ઠાલું પણું લખાણ છે. નાટકમાં રંગ નહી ત્યારે ચટકો ક્યાંહાથી આવે? સંસ્કૃતમાથી ગુજરાતીમાં તેનો તે રસ લાવવો ઘણો અઘરો હોય એમ અમે સમજતા નહી. અહમે એટલું જ અનુમાન કરીએ છે કે એ ભાષાન્તરકર્તાએ કોઈ દહાડો મોહજાળ જોઈ નથી અને મોહવેદના વેઠી નથી, જોસ્સાવાલા માણશથી પોતાનો જોસ્સો ઢાંકી રખાય જ નહી.

આ પણ નર્મદનો જ લેખ છે એમ ખાતરીથી કહી શકાય નહિ, જોકે તેનો હોવા સંભવ છે. તે ઉપરાંત હજી એક નીચે ફકરો ઉતારૂં છું; તે જો કે અશ્લીલ છે, અને અશ્લીલ ફકરા મેં

અથવું પણ ઉસેડવું ને જ્યાં ત્યાં સમો જોઈને વર્તવું—કહેણી તેવી રહેણી બ્હાર રાખવાની ખટપટમાં ભરાવવાનો હાલ વખત નથી.

' આ લેખ નીચે સહી નથી. એ નર્મદનો હશે એમ મને અટકળ થાય છે. નર્મદનો ન હોય તોપણ નર્મદની માન્યતાથી વિરુદ્ધનો આવો લેખ ડાંડિયામાં આવે એમ મને લાગતું નથી. એટલે નર્મદ આ કાર્યનીતિને સંમત તો હશે જ. તો વિચારવું જોઈએ કે ' યાહોમ કરીને પડો ' એ એની માન્યતાને બીજી બાજુ પણ હતી. નવલરામે નર્મદચરિત્રમાં નર્મદે ખાનગીમાં વિધવાવિવાહ કર્યાનું લખેલું પણ છે.

[ નર્મદે ડાંડિયામાં અનેક પ્રકારના વિષયો ઉપર લખ્યું છે તેમાં કેટલાક તો માત્ર પોતાના બુટ્ટા અને શોખો છે, કેટલાક તેને અંગત રસ પડતો તેવા પ્રશ્નો છે કેટલાક માત્ર જુદી જુદી ક્ષણના તેના ઉદ્દગારો છે; જેમકે × ' ૬. એક રંડાયેલા શેઠને એક વિધવાનો કાગળ ' ' ૯ માણેકઠારી પુનેમ ' ' ૧૩ હસવું સારૂં કે રડવું સારૂં ?' ' ૭. રસિક જનને પ્રીતિ સંબંધી પ્રશ્ન.'માં ઘણા પ્રશ્નો આપણને પ્રશ્નો જ ન લાગે, કેવળ નર્મદના પ્રિય તરંગો લાગે. [કેટલાક લેખો શુદ્ધ નિબંધ જેવા છે. કેટલાક કેવળ હકીકત આપનારા છે. કોઇ કોઇ વાર તે સામાજિક બનાવ પણ નોંધે છે )જેમ કે ૧૮૬૬ના એક અંકમાં નોંધે છે; ' બ્રહ્મક્ષત્રીયમાં એક નવો રસ્તો નીકળ્યો. આમોદમાં પીત્રાઈઓમાં લગ્ન થયાં છે." ઘણી જગાએ કાવ્યની ચર્ચા પણ કરી છે.

[તેના બધા લેખોમાં હાસ્ય ગણી શકાય તેવું માત્ર ડાંડિયામાં છે. તેનાં ક્યાંક ક્યાંક તો માત્ર ડમ ડમ ડમ ડમ જેવા અવાજો કરીને જ હાસ્ય નિષ્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે, )તે અત્યંત સાધારણ હાસ્ય ગણાય. ક્યાંક તો તેણે જે મશ્કરીઓ કરેલી છે તે હાસ્ય

× જુઓ જૂનું નર્મગદ્ય.

કરતાં અશ્લીલતાની જ વધારે ગણાય, જેને માટે હું તેને અંગત કરતાં તેના જમાનાને વધારે જવાબદાર ગણું છું.[1] ક્યાંક તે બહુ કૌશલથી કહેવતોનો ઉપયોગ કરી હાસ્ય નિષ્પન્ન કરે છે.

મારી હાંડી અને મારો હાંક કોઈ એકાદા ચોક્કસ માણસને માટે નથી; વર્ગ વર્ગોને માટે છે ને વર્ગમાં જે કોઈ હોય તેને તો લાગુ પડવી જ જોઈએ ને એવો કોઈ, 'અન્ન તેવો ઓડકાર,' 'કીધે તેવું હોય' આણી, 'ખરું કહેનારને માથાનું વાઢનાર' જાણે તો તેમાં ખરું કહેનાર ટાંકિયાનો કંઈ જ વાંક નહીં. ઘણીવાર 'કાગનું બેસવું ને તાડનું પડવું' એના જેવું થાય છે.[2]

કોઈ વાર તે રસળતી શૈલીમાં વિચારવાણીની ચાતુરીથી હાસ્ય નિષ્પન્ન કરે છે.

સામળદાસની મદાપચ્ચીસીની વાતમાંના પેલા સિદ્ધે અમૃત સિદ્ધ કરવાને સારુ ૧૦૮ બતરીસ લક્ષણાઓને ફોસલાવી તેલની કઢામાં નાખ્યા હતા તે પરમાણે સરાદિયા સરદારોએ પોતાની મતલબને માટે હલરો અર્થીની ને દેશાવરોની શંક રચંતને મોહજાળમાં નાખી—આંતરડી કકળાવી—તરફડ તરફડ કરાવી મારી નાખી છે, તે જ હાલ તો પેલા સિદ્ધની પેઠે ફસાઈ ગયા છે.[3]

નક્કી સમજજો કે ખજાર કમરમાંથી લુયો થઈ ટાંકિયા અમગાવી લાંબો થઈ પડ્યો છે, તે પાછો ટટાર થનાર નથી. મોહોટાઓ પોતાની મતલબને સારુ કોઈ ડાકટરોની મારફતે વિજળીના ધકા લગડાવી ઘોડીવારને સારુ કદાપી ફડાટશે, તોપણ તે પાછો વહેલો પડશે જ.[4]

કોઈ વાર ગદ્યમાં પ્રાસ મૂકી હાસ્ય ઉપજાવે છે. જેમ કે

જે સુધારાવાળા ખાસ થઈને ભાષણોના બારા બાંધી મહારાજોને દારા દેતા હતા ને શરેલી દાસોના લગ્ન કરવાના ઘાગ કહાડવામાં સારા આગેવાન તારા જેવા જણાતા હતા, તે હવે પરમારા નઠાગ થઈ જઈ મહોરેથી કહેવાતા સુધારાને છોડી, શંકીતોડોની પેઠે કાગાં મ્હોડાં કરી કર્યાં કરે છે. તા. ૧૫મી માર્ચ સન ૧૮૬૬ નો અંક ૧ લો. પૃ. ૭.

---

૧ નર્મદાશંકર કવિ પૃ. ૯૮, ૬૬.

૨ જૂનું નર્મગદ્ય પૃ. ૩૯૦, ૩ એજન પૃ. ૪૨૧–૨૨. ૪. એજન પૃ. ૪૨૩

ડિસેંબર ૧૫, ૧૮૬૫ના અંકમાં ડાંડિયો બંધ કરવો પડશે એમ જણાતાં "નવ કરશો કોઈ શોક" વાળું ગીત લખી પછી લખે છેઃ

આ હું છેલ્લું બોલું છ—આ હું મરૂં છ—હાં હા સંતોષથી મરૂં છ—જોધ્ધના જોદ્ધાની પેઠે મરૂં છ, જુવાન જોધ કાળગરો મરૂં છ. એથી પ્રેમી જન રંડે છ પણ મરવું એ પણ માયા છે ને રહવું એ પણ માયા છે વ્હેલું મરવું એ બહુ સારૂં છે......પેટને સાંસાં છે માટે મરૂં છ, પણ ટેકમાં મરૂં છ—ભીખ નહી માગું—હજી પણ આ સમે કરણની પેઠે ભીખ આપી મરૂં છ. મેં શું શું કીધું છ તે થોડામાં સમજી લેજો.

અને છેવટે લખે છે:

સલામ સહુને ભાઈ સાહેબો સલામ સહુને ભાઇ.

વેળાએ આ મરણ મૂર્ચ્છા રૂપ પણ હોય—પાછો ઊઠી ઊભો પણ થાઉં પણ હમણાં તો **રામ બોલો ભાઈ રામ** રે-રે જય ગાઓ જય રામ.

આવી રીતે ડાંડિયામાં અનેક પ્રકારના લેખો અનેક શૈલીમાં તેણે લખ્યા છે. તે બધા એક જ પ્રકારના નથી. કયા પ્રકારના લેખો લેવા, કઈ શૈલીમાં લખવું એ કશું નર્મદને સ્પષ્ટ થયું દેખાતું નથી, પણ (નર્મદે જો હાસ્યનું સાહિત્ય કાંઈ પણ લખ્યું હોય તો તે માત્ર ડાંડિયામાં જ છે. ગુજરાતીમાં રસળતી શૈલીનો સૌથી પહેલો પ્રયોગ ડાંડિયામાં થયો છે.) અને અનેક બાબત ઉપર લખતાં, કહેવું જોઈએ

ામાં જ્યારે આખો દેશ ગાંડોતૂર થયો હતો ત્યારે માત્ર આ માણસ મનનું સમતોલપણું સાચવી રહ્યો હતો અને આખી સટ્ટાની ઘેલછા સામે ચેતવણી આપતો હતો. તેણે સટ્ટાને અંગે ીઓની મશ્કરી કરવામાં અને તેના તરફ તિરસ્કાર બતાવવામાં નથી રાખી, અને છતાં જ્યારે સટ્ટામાં ગુજરાતીઓ પાયમાલ ્યારે તેણે અંગ્રેજ વેપારીઓને પણ પોતાના ધંધાભાઈ ગુજ- ા મદદ કરવાનો તેમનો ધર્મ બોધ્યો છે. અને આ લેખનપ્રવૃત્તિ ણે ખોટ ખાઈને ચલાવી છે.[1]

[1] ૧૮૬૬ ના એપ્રિલના અંકમાં લખે છેઃ "ગયે વરસે રૂ. ૪૦૦નું ગાંઠનું 'દન કીધું' હતું."

નર્મદે નર્મકોશની મુખમુદ્રામાં ગુજરાતી ભાષા ઉપર લેખ આપ્યો છે અને તેમાં પ્રાચીન કાળથી અત્યાર સુધીમાં તેનું સ્વરૂપ કેવું બદલાતું આવ્યું છે તે દાખલા સાથે બતાવ્યું છે. "પુરતાં સાહિત્ય ન મળવાથી તથા મળ્યાં છે તેટલાં ઉપર પુરતો વિચાર કરવાને સમો અનુકૂળ ન હોવાથી" ગુજરાતી ભાષા ઉપર સંપૂર્ણ નિબંધ ન લખી શકાયો તેનો નર્મદને અસંતોષ રહી ગયો છે, પણ એ નિબંધ પણ ભાષાસાહિત્ય ઉપરના આપણા જુજ સાહિત્યમાં અત્યારે પણ વાંચવા યોગ્ય છે. શ્રીયુત હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૭માં છપાવી તેને સુલભ કરેલો છે તે સારું કર્યું છે.

એ કોષના શબ્દો અને અર્થોની પરીક્ષા કરવાનું આ સ્થળ નથી. પણ એ કોશને માટે તેણે શી શી મહેનત કરેલી તે જાણવાને સાધન મળી ગયું હોવાથી તે દર્શાવવા અહીં પ્રયત્ન કરીશ. શ્રીયુત નટવરલાલ ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ પાસે નર્મદના લેખોનું એક દફતર છે અને તે તેમણે મને જોવા આપેલું. કોષને અંગે નર્મદે કેવાં કેવાં લખાણો કરેલાં વગેરે, કેટલુંક તે ઉપરથી જાણવા યોગ્ય મને લાગ્યું તેના થોડા નમૂના નીચે આપુ છું.

## સંખ્યાત શબ્દાવલી

અગ્નિ (ત્રણ) અગ્નિ, જઠરાગ્નિ, વડવાનલ. અતિસાર (પાંચ) આમા—જ્વરા—પિત્તા—રક્તા—શ્લેષ્માતિસાર. અંતઃકરણ (ચતુષ્ટય) મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર. અવસ્થા (બે) પૂર્વા, ઉત્તરા. (ત્રણ) બાલ્યા—તારુણ્યા—વાર્ધક્યાવસ્થા (ચાર) ગૌરી, રોહિણી, કન્યા, રજસ્વલા. (પાંચ) જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા, ઉન્મની. (દશ વિરહની) અભિલાષા, સ્મૃતિ, ગુણકથન, ચિંતા, જડતા, ઉદ્વેગ, પ્રલાપ, વ્યાધિ, ઉન્માદ, નિધન.

કેટલાક કાગળોમાં નીચે પ્રમાણે નોંધ નીકળી આવે છે.

| | |
|---|---|
| ઘોકલાવવું | મારવું, દફણાવવું. |
| પાહટવું | મારવું, પછાડવું. |
| પુંવાવું | ગભરાવું, અકલાવવું. |
| બકવું | કબુલ કરવું. |
| ખોવું | ખોવું, ગુમાવવું. |
| ભારવું | ચૂલામાં સિંગોડું ભારવું. |
| રેંકવું | આરડવું, ગળામાંથી સાદ કાઢવો. |
| વિસમવું | બંધ પડવું, જતું રહેવું. |
| શેરવું | પૂંઠની બાજુએથી પાતળો પ્રવાહી મળ કાઢવો. |
| સણુસારવું | ખસેડવું, ઠેલવું. |
| સમણવું | પિટવું. |
| સમોવું | ઉમેરવું, સમાવવું. |
| સોવું | ઝાટકવુ, સુપડે ચડાવવું. |
| હેળવવું | એની મેળે ચાલી આવે તેવી ટેવ પાડવી, પેંધાડવું. |
| અદાવવું | ઢોર ચરાવવા લેઈ જવાં, હાંકી કાડવાં. |
| અણુગાર | અણુસાર |
| અણુરાગ | અનુરાગ–પ્રીતિ. ૨ રાગ પ્રીતિ નહિ તે; રીસ. |

એક નોંધમાં પર્યાય શબ્દો ભેગા કરેલા છે. કદાચ એક પર્યાય-કોષ તૈયાર કરવાનો પણ તેનો વિચાર હોય. પાના પર લખેલું છેઃ

પર્યાય શબ્દકોશના પર્યાય શબ્દ ગોઠવવા વિષે નિયમ ૧ જેમાં એકથી વધારે પર્યાય શબ્દના અર્થભાવનો સમાવેશ થતો હોય તે પહેલો રાખવો. (પેટા નિયમ) ૧. એ પણ ફારસી આરબી કે હિંદી નહિ પણ ગુજરાતી જ રાખવો. ૨. ગુજરાતીમાં પણ અપભ્રંશ કે દેશ પ્રથમ જોવો ને એને અભાવે સંસ્કૃત રૂપે જે વપરાતો હોય તે.

આવવું અંકુર, આંખ, આંગ, આડું, ઓડ, ઉભડી, ઉભરે, ખાંધ, ખાતું, ખોઈ, ખોવાઈ, ગોધે, ચઢી, ચપેટી, જઈ, ઝાડો, તરી, પીત, ફેર, કોમ, બની, બર, મઝી, માથે, લઈ, વાજ, સપનું, સવાણે, સૂઝ, હાથ

ઉંચકવું માથું.

ઉઘાડવું કરમ, નસીબ.

ઉડવું ખાઈ, ઝપકી, ઝબકી, નસીબ જાગી, નાઈ, પી, ભડી, બોલી, બગડી, બસી, લઈ, સુઈ.

ઉતરવું અક્ષર, આંખી, આબરુ–ઓઢે, કુમારઘડો, ચૂકી, મોંક, ફૂલ, ભણી, બોધિ, લુણ, સંધાડે.

કરવું અખાડા, અંગીકાર, અચોડા મચોડા, અજવાળું, અઠેઅઠો, અટકલ, અટકાવ, અડ, અધારું, અદબ, અદલબદલ, અદા, અદેશો, અર્પણ, અમલ, આંગળી, આઘુંપાછું, આચમન, આનકાની, આનંદ, આજિઝ, આણું, આમેજ, આરિયાં, આવજ, ઊપરાણું. ઉંચું, ઉર્ફાક, ઉકેલ, ઉત્પન્ન, ઉચું. (શું !), ઓકું, એકા, ઓઈયાં, ઓરડો, કનડ, કપડછાણ, કબજ, કબુલ, કમાઈ, કલમ, કાજ, કાટવું. કાબુ, કાયર, કાણું. ખખાસ, ખસવું, ખમી, ખત, ખાલી, ખામી, ખીખા, ખાતર, ખીમો(?) ખુલ્લા, ખુન, ખેતી, ખેદ, ખોટી, ખોજ ગરતન્નિત, ગરમ, ગુમ, ગુમાન, ગુણ, ગોઠવણ. ઘરું, ઘર, ઘોલાવાં, ચાનું, ચાસનું, ચાળા, છપછપ. છુમંતર, છેડવાં, જતન, જતું, જમે, જમરૂત, જાડું, જારી. જાદેર, ટટ્ટ, જુલમ, જોર, ટકટક, ટપકું, ટમ ટમ્યાં, ટીપાં, ટેટે, ઠાર, ઠાલું. ઠીક, ઠેકાણું ઠેકાણે, ઢળાપણ. ઢીલું, તરફ, તાજુ, તાક, પાર, પાલીસ, પીલાવાં, પુરવાર, પૂ, પૂર, પેદા, પ્રગટ, પ્રાશન, ફડચો, ફના, ફીતુર, ફેસલો, બાબર,

બદનામ, બંદર, બન્ધ, બફાણું, બીઆન, બરદાસ્ત, બરતરફ, બરાબર, બસ, બહાલ, બાદ, બાપભાઈ, બારેવાટ, બેજાર, ભસભસ, ભેગા, ભેળાં; મજૂર, મથત, માન, માન્ય, માફ, મારમાર, મુકરર, મૂળ, મોકળું, મોકુફ, મોડે, રજુ, રદ, રફુ, રવાના, રાજ, રાજી, રોદડા, લવલવ, લાડ, લેપન. વક, વતું, વંદન, વદા, વલવલ, વસુલ, વાંકું, વાકેફ, વાખાણું, પાળું, વિદાય, વેરાન, શાબુત, સાબેત, શુકર. શ્રવણ, સંજીવન, સમ્પાદન, સમ્પુટ, સમ્પુરદ, સમ્પૂર્ણ, સફેદ, સમર્પણ, સમાધાન, સમું, સંયુક્ત, સંરક્ષણ, સબૂક, સહી, સારું, સાફ, સાફસુફ, સાબીન, સારૂ, સિદ્ધ, સુપુરત, સુલટું, સેલું, સ્થાપન, સ્નાન,

છમકારવું, તુકારવું, ધુત,[1] ન, પો, ફટ, ફુ[1]

વગાડવું ગત.

વળગવું ગળે.

વળવું અંગ, ધૂળ, ફરી, વાંકું.

એક પાના પર જૂના ગુજરાતી સાહિત્યના કેટલાક રૂઢિપ્રયોગો ભેગા કરેલા છેઃ

અ

અધમં ઉચ્છેદોદ કીધો
અંગુલી ચાલે ચાલવું
અંતરાઈ હરી દર્શનના
અમો લાજે જાઉં (જઈએ) મરી
અમો થાશું તેના સારથી.
અમો પરાધીન વરતું કારાગૃહમાં.

આવરવું અંધહારજી.
આંધીલા ગોટે ગોટ.
આરફોટણુ સ્કંધ કીધુ શ્રી હરી.
આતા વઢશો કેમ કરી.
ઉત્પતિઓ આકાશ
ઉપડિયું બ્રહ્માંડ
ઉથલાવી ઉંચું કરવું અનાથને
વાતા ખતા.

---

૧-૨ આ દરેક શબ્દને 'કારવું' લગાડવાનો છે જેમકે ધુતકારવું, નકારવું

૨ એવો પહેલો શબ્દ પણ વ્યવહારમાં બહુ વપરાતો હોય તે જ લેવો.

બીજાં છૂટાં પાનાં પર નીચે પ્રમાણે નોંધો મળે છે.

વાઢવું, કાપવું, છેદવું. વાઢકૂટિયો, ભાંજગડિયો.
વાઢિયો, ચડસ-હાઉતો.
વ્હાણું, પરોઢિયું, મળસ્કું, પરે, પ્રભાત, સવાર.
વાત, કહાણી, કિસ્સો. વાત, વાતચીત.
વાત, ઇતિહાસ, તવારીખ. વાઘણી, હેડકી.
ઓવારણાં, ભામણાં.
સમજાવવું, પટાવવું, વાઢવું, છેતરવું; છળવું, ઠગવું.
વાહાલ, હેત, પ્રેમ, સ્નેહ, પ્યાર, મ્હોબત, પ્રીત, મૈત્રિ.
વાળ, નિમાળા, કેશ, બાલ.
વાળવું, વાસીદું કાહાડવું, બ્હારવું, કચરો પૂંજો કહાડવો, સાફ કરવું.
બાર, બારણું, દ્વાર, દરવાજો, આંગણું.
કહાણી, કિસ્સો, કથા, વાત, બ્યાન, વર્ણન, હકીકત, એહવાલ, હિકાયત, વૃત્તાન્ત, ખબર, ઇતિહાસ, તવારીખ, ચરિત્ર, નિરૂપણ.
કંજુસ, કદરી, સૂમ, માવલી...? દળદરી.
ચોપડી, કિતાબ, બૂક, પુસ્તક, પોથી.

એક જુદી નોંધમાંથી બીજા પણ મળી આવે છે.

કદાપિ, કદી, કણુ, કભી.
કબિલદાર, કુટુમ્બવાળો, ખટલાદાર, ગૃહસ્થ, બચરવાળ, સંસારી ઘરબારી, ગૃહસ્થી, ઘરસંસારી, વષ્ટાળીઓ, વેચીસાળિયો, ખટલાવાળો. ગૃહસ્થાશ્રમી, સંજોગી, મહાજનભૂત, ઓથે.
..., મન્જુર, પ્રસન્દ કરેલું,
...લત, કબૂલાત, કબૂલિયત, વચન, કોલ, શરત, સરત, કોલકરાર

કબૂલવું, મન્જૂરવું, સ્વીકારવું, લેવું, અંગીકાર કરવું.
કમજાત, તુકમફેર, વર્ણસંકર, કજાત, બેકુનિયાત, અકુલીન.
કારીગરીનું, સુન્દર, સૂક્ષ્મ.
કળવકળ, યુક્તિપ્રયુક્તિ, હવ્યકવ્ય, હવકર.
કાનસુરીયાં, હેરણાં.
કુછન્દ, કુમાર્ગી, અનાચાર.
ગાજર, રાતડિયાં.
ગુંદવું, મકેરવું.

આ નોંધ હ અક્ષર સુધી ગયેલી છે. એક જગાએ 'રૂઢ પ્રયોગો' નોંધી રાખેલા છેઃ ઊભા ઊભા રળા, ને નાગા નાગા બળા, ખાવા પીવા ન મળાં, તારે ભીખારૂમાં ભળાં.
રામને રળવું નહિ ને સીતાને દળવું નહિ,
ગાડી મળી કે પગ થાકા,
આવડે નહી ઘેસ ને રાધવા પેસ.
જોગી કરે કે ભોગી કરે.

એક જગાએ, એક જ ક્રિયાપદના અનેક શબ્દો સાથેના રૂઢ પ્રયોગોની તેણે નોંધ કરી છે.

આપવું આંગપર, ઇનામ, ઉછીનું, ઉધાર, ઉપમા, કમોદ, ખબર, ખાતર, ગલ, ચૂકવી, ચડાવી, ચિત્ત, દેવું, પાછું, બીડું, ભરી, ભરાવી, ભાડું, મજરે, મન, માન, મુજરે, મેળવી, મોહોડું, લખી, વાળી.[1]

1 આનો અર્થ એવો છે કે 'આંગ પર આપવું' 'ઇનામ આપવું' 'ઉછીનું આપવું'...'લખી આપવું' 'વાળી આપવું' એ બધા રૂઢ પ્રયોગો છે. એ પ્રમાણે આ આખી નોંધમાં સમજવું.

આવવું અંગુર, આંખ, આંગ, આડું, ઓડ, ઉભડી, ઉમ્મરે, ખાંધ, ખાવું, ખોઈ, ખોવાઈ, ગોથે, ચઢી, ચપેટી, જઈ, ઝાડો, તરી, પીત, ફેર, ફેમ, બની, બર, મળી, માથે, લઈ, વાજ, સપનું, સવાણે, સૂઝ, હાથ

ઉંચકવું માથું.

ઉઘડવું કરમ, નસીબ.

ઉઠવું ખાઈ, ઝપટી, ઝબકી, નસીબ જાગી, નાઈ, પી, બકી, બોલી, ભસડી, ભસી, લઈ, સુઈ.

ઉતરવું અક્ષર, આખી, આબરુ–ઓઢે, કુમારઘડો, ચૂડી, ઝોંક, ફૂલ, ભણી, બેંચે, લુણ, સંધાડે.

કરવું અખાડા, અંગીકાર, અચકો મચકો, અજવાળું, અછોઅછો, અટકલ, અડાઅંધ, અડ, અધાળું, અદબ, અદલબદલ, અદા, અદેશો, અર્પણ, અમલ, આંગળી, આઘુંપાછું, આચમન, આજકાલ, આઝાદ, આજિઝ, આણું, આમેજ, આરિયાં, આવજા, ઊધરાણું, ઉંચું, ઉર્જુક, ઉઠબેસ, ઉત્પન્ન, ઉચું, (ભુ ?), એકઠું, એકડા, ઓઈયાં, ઓરડો, કતલ, કપડછાણ, કબજ, કબુલ, કલાઈ, કલમ, કાજ, કાટલું, કાણ, કાયર, કાણું, ખઝાસ, ખસતું, ખસી, ખળ, ખાલી, ખાસી, ખીખા, ખાતર, ખીમો(?) ખુડદા, ખુન, ખેતી, ખેદ, ખોટી, ખોળ ગચ્છન્તિ, ગરમ, ગુમ, ગુમાન, ગુણ, ગોઠવણ, ઘણું, ઘર, ઘોલાયાં, ચાલુ, ચાલતું, ચાળા, છપછપ, છુમંતર, છેડયાં, જતન, જતું, જમે, જાગરૂત, જાદુ, જારી, જાહેર, ઝઝી, જુલમ, જોર, ટકટક, ટપકું, ટમટમ્યાં, ટીક્યા, ટેટે, ડાર, ડાલું, ઠીક, ઠેકાણું, ઠેકાણે, ડહાપણ, ઢીલું, તરફ, તાજુ, ત્યાગ, પાર, પાલીસ, પીલાયાં, પુરવાર, પૂ, પૂરૂ, પેદા, પ્રગટ, પ્રાસન, ફડચો, ફના, ફીતુર, ફેસલો, બગાર,

બદનામ, બંદર, બન્ધ, બફાણું, બીઆન, બરદાસ્ત, બરતરફ, બરાબર, બસ, બહાલ, બાદ, બાપભાઈ, બારેવાટ, બેજાર, ભસભસ, ભેગા, ભેળાં, મજૂર, મથન, માન, માન્ય, માફ, મારમાર, મુકરર, મૂળ, મોકળું, મોકુફ, મોડે, રજુ, રદ, રફુ, રવાના, રાજ, રાજી, રોદડા, લવલવ, લાડ, લેપન, વડ, વર્તુ, વંદન, વદા, વલવલ, વસુલ, વાંકું, વાકેફ, વાખાતું, પાણું, વિદાય, વેરાન, શાબુત, સાબેત, શુકર, શ્રવણ, સંઝીવન, સમ્પાદન, સમ્પુટ, સમ્પુરદ, સમ્પૂર્ણ, સફેદ, સમપર્ણ, સમાધાન, સમું, સંયુક્ત, સંરક્ષણ, સબૂક, સહી, સારું, સાફ, સાફસુફ, સાબીન, સારૂ, સિદ્ધ, સુપુરત, સુલટું, સેલું, સ્થાપન, સ્નાન,

છમકારવું, ટુકારવું, ધુત,[1] ન, પો, ફટ, ફુ[1]

વગાડવું  ગત.

વળગવું  ગળે.

વળવું  અંગ, ધૂળ, ફરી, વાંકું.

એક પાના પર જૂના ગુજરાતી સાહિત્યના કેટલાક રૂઢિપ્રયોગો ભેગા કરેલા છે:

અ

અધમ ઉચ્છેદોદ કીધો
અંગુલી ચાલે ચાલવું
અંતરાઈ હરી દર્શનના
અમો લાજે જાઉં (જઇએ) મરી
અમો થાશું તેના સારથી.
અમો પરાધીન વરતુ કારાગૃહમાં.
આવરવું અંધહારજી.
આંધીલા ગોટે ગોટ.
આસ્ફોટણ સ્કંધ કીધુ શ્રી હરી.
આતા વઢશો કેમ કરી.
ઉત્પતિઓ આકાશ
ઉપડિયું બ્રહ્માંડ
ઉથલાવી ઉંચું કરવું અનાથને
  વાતા ખતા.

---

૧–૨ આ દરેક શબ્દને 'કારવું' લગાડવાનો છે જેમકે ધુતકારવું, નકારવું...ફુકારવું.

| | |
|---|---|
| અણી શબ્દ પુજ. | ઉચ્છેદ ધર્મ તણો થયો. |
| અમો ચરણ ન મૂકું | ઉદરમાં વાળ્યો. |
| અંગુઠ અલબેલી કરે આળ., | ઉવેખે ધૂપ રે. |
| અંગુઠે ધરા ખણતી. | ભક્તિ અબળાની થઈ સર્વ ઊફરી. |
| આ | ઉ-માર્ગે ચાલ. |
| આયુષ્ય ભોગવ્યું તો કિંવા. | ઉત્તમ અંબર પાલટી. |
| ઓ ઔ | વૈષ્ણવ મનમાં બહુ આપડે (અકળાય) |
| ઐશ્વર્યતા નાશે સાંઢ. | સપ્ત સાગર ઉંધાણે ચઢયા. |
| કંસનો ભય ચૂકો. | સરપણને સામ તે સાંચર્યા. |
| કંસે બાળક ઉલાળી લીધું. | હું દહાડા નાંખીશ કેમ રે. |
| કંસ લક્ષણ રોગ. | હું કોને આપું છેહ. |
| × × | × હું વૃક્ષે ચડાવી ધંધોળ્યો (ફેંકી દીધો) |

એક બીજા પાના પર આવાજ પ્રકારની નોંધ છે તેમાં અર્થ પણ આપવાનો કયાંક કયાંક પ્રયત્ન છે.

અનેક પરિ શિખામણ કહી (અનેક પેરે—રીતે).

સાંભળી હો તાત—સાંભળ્ય—સાંભળ.

પ્રગટયું રૂપ તણું વારાહ—વારાહતણું રૂપ પ્રગટયું

હિંસા ન કરઈ કોરી ભૂત.

વલી વલી માન માગઇ અતિ.

સમ્યક્ હું <u>વિરંચિ</u> ભૂલે.
ભૂલી

વંશ વજાવઈ શ્રી ગોવ્યંદ.

મુગતિ પંથ કેરૂં સોપાન.

મુશલધારા મોકલિયા મેઘ.

વૃક્ષ કન્હિ પૂછઈ સુધિ સાર.

વેગઈ તેડયા છું દેવેશ–તમને તેડયા છે
વાત નૈવેદી રાજ દૂઆરી
જણાવી
કંસ કરઈ કાંઈ રોસ.
કા
રૌરવિ નરકિ પડઈ નર તેહ.
એકજ વિભક્તિ
સફલ જન્મ તેહનું અવતાર.

એક જગાએ પ્રેમાનન્દના ખાસ પ્રયોગો ભેગા કરેલા છે.

રૂઢિ પ્રયોગ જૂની ભાષાના: (પ્રેમાનંદનો દશમ પ્રત ૧૮૫૩ની)+ એવી જ્યાંહાં નિશાની છે ત્યાંહાં પ્રયોગ બીજાં પુસ્તકામાં પણ છે એમ જાણવું.

૧ તો કિંવા–તો શું ?; તે શા અર્થનું: આયુષ્ય ભોગવ્યું તો કિંવા
૨ અમથાં નાંખવાં–નિરર્થક ગણવાં. સંસાર કામ અમથાં નાંખવાં.
૩ દોહેલે દહાડા નાખવા–ગાળવા.
+૪ માન માગવું–કાલાવાલા કરવા [શુકદેવ આખ્યાન]
૫ વશ વરતે–પરાધીન વરતે-વશ રહી ચાલે–પરાધીન રહે.

-આવા ૪૦ પ્રયોગો નોંધેલા છે.

એક જગાએ છૂટાં પાનાં પર 'વર્ણશુદ્ધિ'ના મથાળા નીચે, નીચે પ્રમાણે નોંધ છે.

| | |
|---|---|
| સલતાન સંતાન | કોરડો (કોયડો નહીં) બરણી,(બરણી, બયણી નહી) ર વ. ડ. ણ ર. ય. |
| પગલડું પગલું | કાયમ (કાએમ નહીં) ય નો એ |
| નાણો ન આણો | કરતાં (કર્તાં નહીં) રનો રેફ |
| પોઢું પ્રોઢું | ખાહી (ખાઈ નહીં) હ ઈ. |
| ભામણડાં ભામણાં | ખુદા (ખોદા નહીં) ઊ–ઓ |
| ફરી ફેરી | |

| | |
|---|---|
| બેસારવું બેસાડવું | ગડબડ ગરબડ બન્ને રાખવા ડ—ર |
| ઊલ્લાસ ઊલ્લ્લાસ | ગઢ ઘડ ઢ—ડ |
| સકળ સઘળું | ગુજરાટ (ઘ્ગરાટ નહીં) ભ—ઘ |
| કલેડું કલેડું | ચન્તા ચિન્તા બન્ને ખરા અ ઇ. |
| કાન (ટાંન નહીં) | જગા જગ્યા બન્ને રાખવા ગા—ગ્યા |
| કુમારકા, કુમારિકા કુંવારકા, ત્રણે ખરા મ. વ. અ. ઈ. | જમ્પ ને ઝમ્પ બન્ને ખરા જ—ઝ જાંઘ |
| કુંવેર-(કુંઅર નહીં) | જાદવ ને યાદવ જમુના ને યમુના બન્ને ખરા |
| કાહાડીને (કાઢીને–કાહડીને નહિં) વ. અ) | જ—ય |
| કેટલાએક, કેટલાક, બન્ને રાખવા | 'એ'નો લોપ |

એક જગાએ નીચે પ્રમાણે "રૂપાન્તરિ શબ્દ"ની નોંધ લગભગ ૪૦ પાનાં ઉપર કરી છે.

| | |
|---|---|
| અક્રમીં અક્રમીં અક્રરમી | અજીરણ અજીર્ણું |
| અક્લિ અક્કલ | અણુજ્વું અજ્વું |
| અજમાવવું અજમાવ્યું | અણુદીઠ અણુદીઠું અદીઠ |
| અજમાસ અજમાયેશ | કુખ કૂખ |

નર્મદે વરરુચિકૃત પ્રાકૃત વ્યાકરણનો અભ્યાસ શરૂ કરેલો, તે પૂરું કરેલું કે કેમ તે જાણવા સાધન નથી. તેના અભ્યાસનાં પાનાં મળે છે. અપભ્રંશ દુહા પણ એક જગાએ લખેલા છે, તેનો અર્થ કરેલો છે. કોઈ જગાએ ક્રિયાપદોની વ્યુત્પત્તિ પણ શોધવા પ્રયત્ન કર્યો છેઃ

ખમવું, क्षम् सहने, क्षन्तुम्

ખરવું, क्षर् संचलने ઝરવું.

ખેજવું ક્ષીજ્ અવ્યક્તે શબ્દ ઉપરથી છે.

ખુંદવું સં.ક્ષુદ્ સંપેષણે ઉપરથી છે.

ખિદ્ ત્રાસે ભડકાવવું. ૨ દૈન્યે ખેદ પામવો. ખિદ્યતે ખેદ પામે, ૩ .પરિઘાતે પરિતાપે, છે. દુઃખ દેવું ખુંદવું. ખુંદવું.

એક જગા પર રવાનુકારી શબ્દો ભેગા કરેલા છે.

અનુકરણ ધાતુ

| | | | |
|---|---|---|---|
| કકડવું | ખંખડવું | ફડફડવું | વલવલવું |
| કકલવું | ખખરવું | ફડફડાવવું | વસવસવું |
| કચકચવું | ખળખળવું | ફદફદવું | સણસણવું. |
| કચપચવું | ખાંખરોટવું | ફરકવું | |
| કડકડવું | ખડખડવું | | |
| કલકલવું | ખડભડવું | | |
| કિચકિચવવું | ખણખણવું | | |
| | ખદખદવું | | |
| | ખમખમવું | | |

અહીં કોષ સંબંધી કાગળોમાંથી જે જે દાખલા આપ્યા છે તે સર્વ દાખલા શાસ્ત્રદષ્ટિએ નિર્દોષ જ છે એમ કહેવાનો ઉદ્દેશ નથી. તેમ જ તેની ખાનગી નોંધોના અભિપ્રાય તેના છેવટના માની લઈ ટીકા કરવી એ પણ એક અન્યાય છે. વળી તેની નોંધની બધી સંજ્ઞાઓનો અર્થ પણ પૂરો સમજવાનો આપણો દાવો ખોટો જ ગણાય. આ આપવાનો ઉદ્દેશ માત્ર, નર્મદે કોષને અંગે શા શા વિચારો કર્યા, કયાં કયાં દૃષ્ટિબિન્દુઓથી શબ્દો ભેગા કર્યા તે બતાવવાનો જ છે.

હું જેને નર્મદના લેખકજીવનનો મધ્યકાલ ગણું છું તેમાં તેણે કોષ ઉપરાંત રામાયણનો સાર, મહાભારતનો સાર અને ઈલિયડનો

સાર પણ લખેલો છે જે સરકારે છપાવેલા 'નર્મગદ્યમાં મળી આવે છે

રામાયણના અને મહાભારત લખવામાં તેણે ક્યાં પુસ્તકોનો આધાર લીધેલો તે લખેલું નથી. આ લખવામાં તેનું મૂળ પ્રયોજન આ પુસ્તકોનું કેવળ કાવ્ય તરીકે વિવેચન કરવાનું જણાય છે. રામ અને કૃષ્ણને તે પોતે ઈશ્વરના અવતાર તરીકે નથી નિરૂપતો, પણ કાવ્યનાં પાત્રો ગણી તેની ટીકા કરે છે. બન્નેનો એકવચને ઉલ્લેખ કરે છે, જે કદાચ આપણા સાહિત્યમાં પહેલો જ હશે, તે વિભીષણની, રામમાં ઈશ્વરને ઓળખી ભક્ત બનનાર તરીકેની પ્રશંસા નથી કરતો પણ "રાવણનો જે ભાઈ એટલે તે વેર લેવાની બુદ્ધિથી અથવા રાજ્ય કરવાના લોભથી અથવા રાવણનો કાયર તેથી રામને સહાય થયો." એવી સ્વતંત્ર ટીકા કરે છે. પણ જગતનાં આ ત્રણ મહાકાવ્યોનો સાર આપતાં તેને ત્રણેયની સરખામણી કરવાનું સૂઝ્યું નથી. માત્ર દ્રૌપદી વિશે લખતાં એક જગાએ કહે છે કે "એ સીતાની પેઠે રડ્યાં કરે તેવી નહોતી." તે સિવાય ક્યાંઈ કાવ્યોનાં પાત્રોની કે કાવ્યપદ્ધતિની તેણે સરખામણી કરી નથી.

<u>રાજ્યરંગ</u> તેનું મોટું પુસ્તક ગણાય. તેને માટે તેણે ઘણો શ્રમ લીધેલો હતો. ગુજરાતીમાં જગતનો ઇતિહાસ લખવો જોઈએ અને અભ્યાસમાં ઇતિહાસનું આટલું મહત્ત્વ છે એમ તેણે જોયું તે ઘણું કહેવાય. અત્યારે એનો ઇતિહાસ અભ્યાસીને બહુ કામમાં ન આવે, કારણકે તે પછી ઇતિહાસમાં ઘણા નવા શોધો થયા છે. થોડાં વરસો ઉપરના સમય સુધી આ વિષયમાં માત્ર એનું જ એક પુસ્તક હતું. પ્રો. કામદારે એક વાર કહેલું કે તેમણે નર્મદનો ઇતિહાસ ઘણો રસપૂર્વક વાંચેલો. (પુસ્તક એકસરખી સરલ સીધી ભાષામાં લખાયેલું છે. આ સર્વને માટે નર્મદને ઘણું માન ઘટે છે) પણ એટલા ઉપરથી તેણે કાંઈ અપૂર્વ દર્શન કર્યું, અત્યારે એચ. જી. વેલ્સને આપણા જમાનામાં જે સૂઝયું તે નર્મદને એટલું વહેલું સૂઝયું, એમ ગણવું

તે વધારે પડતું છે. જગતનો ઇતિહાસ નર્મદને તેના અંગ્રેજી શિક્ષણમાં આવી ગયેલો હતો. નર્મદના મેટ્રિક ક્લાસ સુધીના શિક્ષણ વિશે લખતાં ઇતિહાસના શિક્ષણ વિશે નવલરામ લખે છે: "ઇતિહાસ હિંદુસ્તાન અને ઈંગ્લંડનો લગભગ હાલના જેટલો શીખવાનો, પણ જગતના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસનાં ટેલરકૃત બે મોટાં પુસ્તકો[1] વધારામાં." આ રીતે જગતના ઇતિહાસનો ખ્યાલ તેને પોતાના સામાન્ય શિક્ષણમાંથી જ આવેલો.[2]

અલબત જગતનો ઇતિહાસ લખવો એ એક મહાભારત કામ છે. તેમાં સૌથી મુશ્કેલ તો વિષયની વ્યવસ્થા કે યોજના છે. દરેક દેશનો જૂદો ઇતિહાસ કહી બધા ઇતિહાસો ભેગા કરવાથી જગતનો

---

૧ આ પુસ્તકો મેળવવાનો મેં પ્રયત્ન કર્યો પણ મને મળ્યાં નથી. મુંબઈની રૉયલ એશિયાટિક સોસાઈટીમાં ટેલર કૃત પુસ્તકોની તપાસ કરતાં એક ટેલરકૃત હિંદનો ઇતિહાસ મળી આવ્યો, જેનુ મથાળું નીચે પ્રમાણે હતું. "A Popular History of British India, Commercial Intercourse with China, and the Insular Possessions of England in the Eastern Seas." તેના કર્તાનું નામ W. Cooke Taylor L. L. D. etc. of Trinity College Dublin. અને નામ નીચે વિશેષ માહિતી આપી હતી કે: Author of the "Manual of Ancient and Modern History" "The Natural History of Society." "Romantic Biography of the Age of Elizabeth" etc. etc. નવલરામે કહેલ 'જગતના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસના ટેલરકૃત બે મોટાં પુસ્તકો' તે ઉપર જણાવેલ જ કે બીજાં તે કહી શકતો નથી. એ પુસ્તક સોસાઈટીમા ઉપલબ્ધ નથી.

૨ વળી આટલી બીજી હકીકત પણ ધ્યાનમા લેવા યોગ્ય છે. 'મારી હકીકત'માં તે લખે છે: "૧૮૪૯ના ડીસેમ્બરની ઈનામની પરીક્ષામાં મને રૂ. ૧૬)ની ચોપડીઓનું ઈનામ મળ્યું હતું—ટેલરની એનશંટ હિસ્ટરી, હર્શલની એસ્ટ્રોનામી..." પૃ. ૨૮.

ઇતિહાસ ન બને. એ ભિન્ન ભિન્ન પ્રજાના અને ભિન્ન ભિન્ન દેશના ઇતિહાસોમાં ક્યાં સત્યો કે કયા મહાન માનવજાતિવ્યાપારો પ્રતીત થાય છે તે બતાવવું જોઈએ. પ્રજાની કે દેશની ચડતી પડતી કે મહાન ઐતિહાસિક ઊથલપાથલો કે રાજ્યોના વિસ્તારો ક્યા ગૂઢ નિયમો પ્રમાણે થાય છે તે, અથવા જુદા જુદા ઇતિહાસોમાંથી કોઈ તરી આવતાં સત્યોમાંથી કેવી રીતે એક મહાસત્ય નીકળે છે તે બતાવવું જોઈએ. એમ ન બતાવી શકીએ ત્યાં સુધી તે જગતનો ઇતિહાસ ન ગણાય. એ અર્થમાં અત્યારે પણ જગતનો ખરો ઇતિહાસ કોઈ છે કે કેમ એ સંદેહ પડતી વાત છે. પણ એ ઉદ્દાત્ત દષ્ટિએ નર્મદના ઇતિહાસની અહીં ચર્ચા કરવી અયુક્ત ગણાય, અને એમ કરવામાં આ પુસ્તકની અને લેખકની બન્નેની મર્યાદા આડી આવે છે.

નર્મદે કયાં પુસ્તકોનો આધાર લીધેલો તે જાણવાનું સાધન નથી એટલે એ મૂળ પુસ્તકોના વિચારોમાં તેણે શા ફેરફારો કર્યા તે જાણી શકાય એમ નથી; છતાં એક એ બાબત તો તેણે પોતે નવી જ કરી છે એમ માનવામાં વાંધો જણાતો નથી. નર્મદે પ્રલયકાળથી શરૂ કરીને સને ૧૮૫૮ સુધીનો ઇતિહાસ લખેલો છે. એ લાંબા કાળને તેણે સોળ દર્શનોમાં વહેંચેલો છે. તે કહે છેઃ "પાછળ કહ્યા પ્રમાણે રાજ્યોનાં ષોડશ દર્શન છે. એ દર્શનો પરસ્પર સંબંધમાં હોવાથી થોડો અથવા ઘણો સમાન રંગ રાખે છે; ને એમ છે તેથી સોળ દર્શન તે બે મહાદર્શનમાં સમાવેશ પામે છે. પહેલા સાત મળીને પહેલું, ને બાકીનાં (વર્તમાન સહિત) બીજું મહાદર્શન થાય છે—પ્રાચીન કાળનો ને અર્વાચીન કાળનો ઇતિહાસ કહેવાય છે."[1] સોળ દર્શનો આપ્યા પછી તે બે મહાદર્શનો આપે છે. અને પહેલા મહાદર્શનના તે પાડે '૧ ધર્મમૂર્તિકાળ (ઈ. સ. પૂ. ૭૭૬ લગી) ૨ કામમૂર્તિકાળ (ઈ. સ. પૂ. ૩૨૩ કે ૨૪૧

૧ નર્મગદ્ય પૃ ૪૭૬

લગી ) ૩ અર્થમૂર્તિકાળ ( ઈ. સ. ૪૭૬ લગી )'[1] અને બીજા મહા-
દર્શનના, '૧ ધર્મમૂર્તિકાળ ( ઈ. સ. શૈ. ૫-૧૫ લગીની રાજ્ય-
સ્થિતિ ) ૨ કામમૂર્તિકાળ (ઈ. સ. શૈ. ૧૫ થી તે અમણાં લગી )'[2]
એમ વિભાગો પાડે છે. અહીં મારે કહેવાનું એ છે કે આ વિભાગો
માટે અંગ્રેજી ઇતિહાસકારો પાસેથી કંઈ સૂચન મળ્યું હોય તોપણ
ધર્મ, અર્થ, કામ એ ત્રિવર્ગની વ્યવસ્થાનો વિચાર તો નર્મદનો
પોતાનો ગણવો જોઈએ. અલબત આ વિભાગો યથાર્થ છે કે મનસ્વી
છે એ પ્રશ્ન વિચારવો રહે છે અને તેનો જવાબ ઇતિહાસના અભ્યા-
સીઓ જ આપી શકે. એવો જ બીજો નર્મદનો પોતાનો વિચાર
તે પ્રજાઓની પ્રકૃતિ સંબંધી છે. શુદ્ધ એશિયનોને તે સત્ત્વગુણી
માને છે. સેમેટિક પ્રજાઓને તે રજોગુણી માને છે. ટ્યુટનોને તે
તમોરજસી માને છે. ચીનાઓને અને ખ્રિસ્તીધર્મ પાળતી યુરોપની
જાતિઓને તે સંકીર્ણગુણી એટલે ત્રણેય ગુણોના મિશ્ર સ્વભાવવાળી
માને છે. અહીં પણ પ્રકૃતિના સત્ત્વ, રજ, તમ ગુણોની વ્યવસ્થા
નર્મદની પોતાની જ ગણવી જોઈએ, જોકે તેને માટે પણ અંગ્રેજ
ઇતિહાસકારો પાસેથી તેને કંઈક સૂચન કદાચ મળ્યું હોય. પણ તે
સાથે મારે કહેવું જોઈએ કે આ વ્યવસ્થા મને પોતાને શાસ્ત્રીય
જણાતી નથી. આખી પ્રજાઓના સ્વભાવો વિશે કરેલાં આટલાં
બધાં મોટાં સામાન્ય વિધાનોને હું હમેશાં સંદેહથી જોઉં છું.

અહીં નર્મદજીવનના મધ્યકાળના ગદ્યનો વિષય હું પૂરો કરવા
ઇચ્છું છું. નર્મદનું વ્યાકરણ પણ આ જ અરસાનું અને ઉપરનાં
પુસ્તકો સાથે જ ગણાવવા યોગ્ય છે, પણ તે ઉપર હું વિશેષ કહેવા
ઇચ્છતો નથી. અને હવે હું તેના જીવનના ઉત્તરકાળના લેખો, તેના
'ધર્મવિચાર'ના લેખોનો વિષય હાથમાં લઉં છું.

નર્મદના જીવનનો સૌથી વધારે ચર્ચા અને સૌથી વધારે

૧ રાજ્યરંગ ભાગ ૨જો પૃ. ૯૦. ૨ એજન પૃ. ૫

કુતૂહલ ઉત્પન્ન કરનારો બનાવ તે તેની શ્રદ્ધાનું પરિવર્તન છે. નર્મદ જે એક વખત સુધારાનો અગ્રણી હતો, જેનાં કાવ્યો સુધારકોનું બાઇબલ ગણાતાં, તે નર્મદે સુધારાનો ઇનકાર કર્યો અને પ્રાચીન આર્યધર્મને પાછો અપનાવ્યો. આ રૂપે જોતાં આ બનાવ ઘણો આશ્ચર્યકારક જણાય છે. પણ એ બનાવને જોવાની એ એક જ રીત નથી. તેને અનેક દૃષ્ટિથી જોવો જોઈએ, અને તેમ કરવાને હું અહીં પ્રયત્ન કરીશ, જેથી તેનો કદાચ પૂરો ખુલાસો ન થાય તોપણ તે ઓછો આશ્ચર્યકારક, અને સ્વાભાવિક માનસિક વ્યાપારોના પરિણામરૂપ તો લાગશે એમ માનું છું.

સૌથી પહેલું એ વિચારવાનું છે કે નર્મદ પોતે સુરત રીતે વૈદિક વિધિઓ પાળનાર કુટુંબમાં જન્મ્યો હતો, અને નાનપણમાં આ સંસ્કારો તેણે પૂરેપૂરા અપનાવ્યા હતા. આઠમે વરસે તેને જનોઈ દીધું તે પછી તેણે 'સંધ્યા, રૂદ્રી અને વેદ ભણવો શરૂ કર્યો હતો.'[1] અંગ્રેજી અભ્યાસ કરતો ત્યારે, તે નોંધે છે, "થોડા દાહાડા મેં પાર્થિવની પૂજા પણ કીધીં હતી." "હું એટલો વહેમી હતો કે ક્લાસમાં જો કોઈ છોકરાનું થુંક ઉડયું એવી જો મને ભ્રાંતિ પડતી તો માંચું હોડને લોહી નિકળે તેટલે લગી અંગરખાની ચાળ વતી ઘસી નાંખતો. નિશાળે જતાં કાળકાદેવીનાં દર્શન કરતો ને એટલું માગતો કે 'હું ઘણો અપરાધી છઉં, ક્ષમા કરજે ને મા મ્હારૂં સારૂં કરજે' ને ગાલે તમાચા મારતો...મુંબઈમાં નર્મદેશ્વર નામના મહાદેવ છે,......ત્યાં હું અંધારામાં પૂજા અભિષેક કરીને 'હું ઘણો અપરાધી છઉં, એમ કહિને નાકલીટી તાણતો, રામજી જતો તો ત્યાં ઘણીએક પ્રદક્ષણા કરતો.' એ ભાવિકપણું અને મોટાપણમાં એકાંતમાં દલગીર રહેવાની તબિયત મારી માના સહવાસથી મારામાં આવ્યાં હશે એમ મને લાગે છે."[2]

૧. મારી હકીકત પૃ. ૨૧. ૨. મારી હકીકત પૃ. ૨૯.

એ સાથે તે વહેમી પણ હતો, અને બીકણ પણ હતો. તેના દાખલા પણ તેણે 'મારી હકીકત'માં નોંધેલા છે. તે પછી મુંબઇના વાતાવરણમાં જુવાનીના જોસ્સામાં, પ્રસિદ્ધિના શોખથી, દેશને આબાદ કરવાના ઉત્સાહમાં, તેણે સુધારામાં ઝંપલાવ્યું. અને એમ કહી શકાય કે આ કારણો એક એક બંધ પડતાં તે પાછો પોતાના પૂર્વ સંસ્કારોમાં આવી ગયો.

સનાતન ધર્મ તરફ જવાનાં મુખ્ય કારણોમાં સુધારાવાળા તરફથી મળેલી નાસીપાસી એક ગણાવાય છે. એ ખરું છે. તેણે અનેક વાર જોયું કે સુધારાવાળા ખરા કસોટીના પ્રસંગે ઊભા રહેતા નથી. જદુનાથ મહારાજને ત્યાં શાસ્ત્રાર્થ કરવા જતાં કોઈ સુધારાવાળા તેની સાથે ન આવ્યા એક માત્ર કિસનદાસ બાવાની સહાયથી તેને એ પ્રસંગે નાસવું પડયું! પણ આમાં માત્ર અંગત સહાયની નિરાશા એ જ કારણ નથી. ખરું તો એ છે કે નર્મદનો સુધારાનો ઉત્સાહ પણ એક પ્રકારનો શ્રદ્ધાનો, ધાર્મિક ઉત્સાહ હતો. તે વૃત્તિ તેણે સુધારાવાળામાં જોઈ નહિ. નર્મદ પહેલેથી જ ધાર્મિક વૃત્તિવાળો હતો. 'ભક્તિ વિષે'ના નિબંધની નીચેના ટિપ્પણમાં તે લખે છે "મારો વિચાર (મારા ધનના લોભનો નહીં પણ કેવળ શુદ્ધ) ઘણાં વરસ થયાં ધર્મ સંબંધી ચોખ્ખું જ્ઞાન પામી તેનો લોકમાં પ્રસાર કરવો: ...બુ. વ. સભામાં ધર્મ સંબંધી ભાષણની છુટ નહી તેથી હું ને મારા કેટલાક મિત્રો બહુ મુંઝાતા—આખરે મેં રાજીનામું આપ્યું. ને તત્ત્વશોધક સ્થાપી "[1] ડાંડિયામાં પણ તે સર્વ આનંદમાં બ્રહ્માનન્દને ઉત્તમ ગણે છે. ધર્મની જિજ્ઞાસા એ એના સ્વભાવનો એક અંશ હતો. ત્યારે સુધારાવાળામાં તેણે ધર્મવૃત્તિનો અભાવ દીઠો.[2]

---

૧. જૂનું નર્મગદ્ય પૃ. ૧૬૬-૭.

૨. "મૂળથી જ ધર્મની ભક્તિની લાગણી નહિ તો ધર્મ સુધારો કેમ થાય?" ધર્મવિચાર પૃ. ૩૫.

'ધર્મવિચાર'ના ઘણા લેખો સુધારાવાળા ઉપરના જાહેર તહોમતનામા જેવા છે. તેમાં સુધારો અને સુધારાવાળા બન્નેની અપૂર્ણતા તેણે બતાવી છે. તે કહે છેઃ "સૌ સુધારાવાળાએ ખ્રિસ્તી ઉપદેશકોનું ફાવવા દીધું નથી પણ પ્રજામાં કુસંપ કીધો છે; કેટલાકને સંશયી કીધા છે; તેઓ બહુબોલા છે; કહેણી પ્રમાણે રહેણી રાખતા નથી; વિષયસેવન યથેચ્છ કરે છે; અસત્ય, અમર્યાદા, વ્યભિચાર, મદ્યપાન, સ્વાર્થબુદ્ધિ, સંકોચવૃત્તિ એ આદિ દુર્ગુણ પ્રજામાં વધ્યા છે, તે જડ શક્તિને વખાણનારા ને નીતિ વિષે નિસ્પૃહ રહેનારા સુધારાવાળાની સંગતિએ."[1] વળી કહે છેઃ સુધારાએ "શાંતિ, વૈરાગ્ય, પવિત્રતા, સત્ય, મર્યાદા, એમાંના કેવનને ખોટું મનાવ્યું, પણ સત્ય, સભ્યતા, સંપ, બંધુત્વ, પરોપકાર એને વખાણ્યાં ને પ્રપંચ, અમર્યાદા, કુસંપ, વાદ, મમત, સ્વાર્થ એ દેખાડ્યાં."[2] સુધારામાં તેને ખરી ધાર્મિકતા જણાઈ નહિ, "આ દેશમાં સુધારાવાળાનું ધર્મમત તેને એક પ્રકારનો માનવધર્મ કહિયે."[3] "સ્વધર્મને વગોવ્યા વિના કેવળ સંસારી વિષય જેવા કે યુરોપનાં પદાર્થશાસ્ત્રરસાયન યંત્રાદિ વિદ્યાની વૃદ્ધિ, યુરોપના વૈદ્યની વૃદ્ધિ, યુરોપની રાજનીતિઓની ગપ્પ, યુરોપનાં સાહસિક પુરુષોનાં ચરિત્ર, યુરોપના લોકની અર્થપ્રાપ્તિની ને કર્મ કરવાની નીતિ, યુરોપનાં સૈન્યસાધન એ વિષે ઉપરાઉપરી બોધ લોકભાષામાં થયો હોત તો નીસ વર્ષમાં પ્રવૃત્તિ કેટલીક રીતે સમળી થઈ હત; પણ તેમ કરવું સૂઝયું નહિ. સ્વધર્મના દોષ જોવા ઉપર દાઢ ને બીજી પાસથી યુરોપના સંસારસુખ ઉપર મોહ તેથી તેનું સંસારસુખ ભોગવવાને પ્રયત્ન ચલાવ્યો."[4] ધર્મશ્રદ્ધા વિના કોઈ પણ કાર્ય થતું નથી, કાર્યને આવશ્યક હિંમત કે ત્યાગ આવી શકતાં નથી. "સ્વરાજ્ય થાય તેને માટે દેશાભિમાન છે એમ તો સુધારો

૧ ધર્મવિચાર પૃ. ૪. ૨ એજન પૃ. ૧૧.
૩ એજન પૃ. ૪૯ ૪ એજન પૃ. ૬૫-૬૬.

સ્પષ્ટ બોલી શકશે નહિ, અમણાની સરકારની ઇતરાજી થવાની બીક;"[1] આથી નર્મદાશંકરને સુધારો અને સુધારાવાળા સામે પ્રત્યાઘાત થયો. તે કહે છેઃ "નર્મદાશંકર હિંદુ ધર્મનું સંશોધન ને એકેશ્વર ભક્તિનો પ્રસાર એને માટે ઉદ્યમી. તે ગુજરાતી તથા દક્ષણી સુધારાવાળાની સ્થિતિ નીતિથી અપ્રસન્ન થઈ, ધર્મ સુધારાનો વિષય છોડી દઈ, સુરત જઈ રહ્યો કોશગ્રંથ પૂરો કરવાને."[2]

તેના માનસિક પરિવર્તનનું બીજું કારણ રાજ્યરંગ લખવાને અંગે કરેલો તેનો ઇતિહાસનો અભ્યાસ ગણાય છે અને તે પણ યથાર્થ છે. તે પોતે કહે છેઃ "મહીપતરામ રક્ષકછેદક તે વેદને ધર્મપુસ્તક ન માનવાથી ઉચ્છેદક છે. નર્મદાશંકર રક્ષકછેદક, પછી સર્વ વિષયમાં ઉચ્છેદક જણાઈ "રાજ્યરંગ" લખ્યા પછી છેદકરક્ષક છે."[3] ઇતિહાસના અભ્યાસથી તેની કેટલીક ઊંડી શ્રદ્ધા પલટાઈ ગઈ. તેની ઇચ્છા હિંદને પ્રવૃત્તિને માર્ગે લઈ જઈને આબાદ કરવાની હતી. તે કહે છેઃ "સંસાર એ નાટક છે ને એમાં જ્યાં ત્યાં ધુમાધુમ થઈ રહી છે; આપણે પણ ઘૂમીએ છીએ. આપણાથી ઘુમ્યા વિના રહેવાતું જ નથી. પ્રવૃત્તિમાં રહીએ છીએ, કામકાજમાં પ્રવૃત્ત છીએ, પ્રવૃત્તિ આપણને સર્જિત છે તો પછી નિવૃત્તિ ને સંતોષથી સુખ છે એ ભણવું મિથ્યા કેમ ન થાય?...મારો તો આજ વિચાર કે નિવૃત્તિવિવેક સમજી સ્વભાવકર્મથી પ્રવૃત્તિ રાખવી ને ઉદ્યમફળના લહાવા લેવા એ સુખ ઉંચા પ્રકારનું છે, ને એ સુખ જો ઘણીવાર રહે તેવું હોય તો એ સર્વોપરિ ને ઉત્કૃષ્ટ છે."[4] આ તેણે ૧૮૬૯માં લખ્યું છે. આવા પ્રવૃત્તિના પક્ષપાતના ઉલ્લેખો બીજે પણ છે ઇતિહાસના અભ્યાસથી તેને બે વાત જણાઈ. એક તો એ કે પ્રવૃત્તિનું પરિણામ પણ શુભ જ છે એવું કાંઈ નથી. તે કહે છેઃ "યુરોપના કર્માભિ-

1 એજન પૃ. ૮. 2 એજન પૃ. ૨૮-૨૯. 3 એજન પૃ. ૬.
૪ સરકારી નર્મગદ્યઃ ઉદ્યોગ તથા વૃદ્ધિ પૃ. ૮.

માની તથા પ્રવૃત્તિવિસ્તાર કરનારા લોકની પણ ચડતી પડતી થઈ છે. અમણાંનાં સ્વાધીન રાજ્યના લોક તે પૂર્વ કાળમાં પરાધીન હતા જ; જાતિસ્વભાવ દેશસ્થિતિપરત્વે તેઓએ જૂદા જૂદા જશ દાખવ્યા છે; ઘણુંઘણું મથન કરે પણ તેઓને ઇચ્છેલી સિદ્ધિ મળી નથી; ને વળી વિપરીત બૂરાં પરિણામ પણ બન્યાં છે. એ શી શિક્ષા સૂચવે છે? એ લોક પણ પોતાનાં તથા સંબંધીઓનાં કર્મ (પૂર્વ તથા વર્તમાન) અને જગતનો સ્વભાવ (ઉત્પત્તિસ્થિતિલય) તથા કાળ એના એકત્ર યોગને વશ હતા તથા છે જ."[1] અને બીજી તરફથી એને જણાયું કે હિંદદેશના વતનીઓ સ્વભાવે નિવૃત્તિપરાયણ છે, તે પ્રવૃત્તિને માર્ગે જઈ શકશે નહિ. અને પ્રવૃત્તિ કરતાં નિવૃત્તિનો માર્ગ ઊંચો છે. તે કહે છે: "એશિયાના કેટલાક લોક કોઈ કાળે યુરોપમાં ગયેલા તો કોઈ કાળે યુરોપના કેટલાક તે એશિયામાં આવેલા છે; બંને ખંડના લોક મનુષ્યના સામાન્ય સ્વભાવ ગુણવાળા છતે શરીરરંગ, ધર્મ, રીતભાત સ્થિતિમાં ઘણીઘણી વાતે... વિશેષે જૂદા જ જણાયા છે. સાંસારિક કર્મવૃત્તિમાં ચિત્ત બુદ્ધિ પ્રયત્ન એ જેટલું જેવું યુરોપ રાખે છે તેટલું તેવું એશિયા રાખતું નથી; અભિમાન તથા સાંસારિક અર્થકામબુદ્ધિ એ નિત્યદર્શન યુરોપનું છે અને નિરભિમાનપણું તથા ધર્મબુદ્ધિ એ નિત્યદર્શન એશિયાનું છે."[2] અને આ સ્વભાવ બદલવો તેને શક્ય લાગતો નથી. "ખંડ તથા દેશની પ્રકૃતિ જોતાં નક્કી થાય છે કે, આ દેશના લોકમાં યુરોપના લોકનું અભિમાન ઉત્પન્ન થનારું નથી...આર્યમાં યુરોપનું દેશાભિમાન ઉત્પન્ન કરવું તે નિરર્થક છે—આર્યની દૈવીપ્રકૃતિ બદલાઈ દૈત્ય પ્રકૃતિઓ થશે ને નિદિન કળિ પ્રબળ થયો જણાશે, સેને હજી વિલંબ થશે."[3] અને બીજું એ કે પ્રજાના સ્વભાવમાં સુધારાનો ફેરફાર કરવો એ ઇષ્ટ પણ નથી. "સુધારો પોતાના ઉદ્દેશમાં ફાવતો નથી જોકે તેને છાપયંત્ર સહાય છે ને પ્રાંત પ્રાંતમાં બહુ બહુ પ્રકારે

1 ધર્મવિચાર પૃ. ૧૩. 2 એજન પૃ. ૭૩–૭૪. 3 એજન પૃ. ૭૪–૭૫

વિષયેં ચરચાય છે. પ્રજાની હજારો વર્ષની નીતિ ફેરવવાને બહુ કાળ જોઈએ અને અમણાં નથી ફાવતો પણ ધીમે ધીમે ઉદ્યોગ જારી રહેથી ફાવશે એમ બોલો ભલે આ દેશના સુધારાવાળા પોતાનો ફક્કો ખરો કરવામાં પોતાનો કાળ કાઢે પણ અમારા પાક્કે વિચારે તો તેઓ પોતાનાં ને પ્રજામંડળમાં હિતનો નાશ કરનારા છે."[1] નર્મદનાં બદલાયેલાં મંતવ્યો બધાં આપણે માનીએ નહિ પણ એટલું તો સાચું કે પ્રજાનો સ્વભાવ એકદમ બદલી શકાતો નથી. બલાત્કારપૂર્વક કરેલા ફેરફારો પ્રજાને હાનિકારક થાય છે.

પણ નર્મદના માનસિક પરિવર્તનનો પૂરો ખુલાસો એકલા બુદ્ધિકૃત નિર્ણયોના ફેરફારોથી થતો નથી. એ પરિવર્તનનું એક કારણ નર્મદનો સ્વભાવ પણ છે. નર્મદનો સ્વભાવ એવો જણાય છે કે તે કોઈ પણ માર્ગમાં અરધે અટકીને રહી શકે જ નહિ. જે માર્ગે જાય તેને છેલ્લે પગથિયે જઈને ઊભો રહે, ત્યારે જ અટકે. એ જ સ્વભાવથી તેણે કાવ્યપ્રવૃત્તિ હાથમાં લીધી તો તેને અંગે પિંગળ અને રસશાસ્ત્રના ગ્રંથો પણ વાંચ્યા અને તે ઉપર પુસ્તકો પણ લખ્યાં; તેણે સાહિત્યસેવા કરવાનો વિચાર કર્યો તો હાથમાં કલમ લઈ નિર્વાહને અર્થે પણ નોકરી ન કરવાનું પણ લીધું. તે યાહોમ કરીને પડવાનું કહે છે ત્યારે પોતાના સ્વભાવને જ પ્રગટ કરે છે સુધારાને માર્ગે હતો ત્યારે તે સુધારાનો અગ્રણી થયો, તેમ જ તે સુધારાથી પ્રત્યાઘાત પામ્યો ત્યારે પાછો સનાતન ધર્મની શ્રદ્ધાના પણ બીજે જ છેડે જઈને ઊભો રહ્યો. આ અંતિમકોટિમોહ કંઈક પહેલેથી તેના સ્વભાવમાં હશે જ, પણ તે પછીથી નિશાથી ઘણો વધી ગયેલો એમ હું માનું છું. તેના લખાણોમાં નિશો કર્યાનો ઉલ્લેખ વારંવાર આવે છે અને હું માનું છું કે એ જાતનો નિશો કરનાર પોતાના માનસિક વેગ ઉપર સંયમ રાખી શકતા નથી,

૧ એજન પૃ. ૫

અને હમેશાં અંતિમ કોટિએ જઈ બેસે છે. આપણા સાહિત્યમાં આમ નિશાએ ઘણાંનાં જીવનની ખરખાદી કરી છે, અને જોકે અંગત લાગણીના માનને લીધે આપણે એ બધું કહી શકતા નથી તોપણ નવા જમાનાને આટલી વાત કહેવાની જરૂર છે. કારણકે નવા જમાનામાં પણ એક સ્વચ્છન્દીપણાનું વલણ વહેતું જોવામાં આવે છે.

તે ઉપરાંત તેને સનાતન ધર્મ તરફ ખેંચનાર બળમાં નર્મદની બીજી પત્ની ડાહીગવરીને પણ ગણવી જોઈએ. સાંભળ્યું છે કે તે બાઈ ધર્માચાર ઉપર અત્યંત આસ્થા રાખનાર હતી. નર્મદના તરંગીપણાની અનેક સંકડાશો, સંકટો, કષ્ટો તેણે જે ધાર્મિક સ્વસ્થતાથી સહન કર્યાં, અને પતિ ઉપર તેણે જે હેઠ સુધી આસ્થા રાખી, તેની મૂક અસર નર્મદ ઉપર ઘણી થઈ હશે. પહેલેથી જ નર્મદ ઉપર સ્ત્રીની ઘણી અસર થતી હશે એમ હું માનું છું. જુવાનીમાં તેના મન પર સ્ત્રીની અસર કેટલી પ્રબળ થયેલી તે તેણે 'મારી હકીકત'માં નોંધેલું છેઃ અને આ જાતના તેના અનુભવો તેણે બહુ નોંધ્યા નથી, પણ તેનાં જે સૂચનો છે તે ઉપરથી એટલું જણાય છે કે તેના ઉપર સ્ત્રીની ઘણી અસર થતી. તેના ઉપર તેની માની અસર તો ઘણી હતી જ. તે ઉપરાંત તે 'મારી હકીકત'માં લખે છેઃ "બાપ મુંબઈ, રોજગાર નહીં. એકલો પડી ગયો નેથી પાણું મન દલગીરીમાં ફટકેલ થઈ ગયું ને તેમાં મારી મા સંબંધી પાછા ખ્યાલો થવા માંડયા. એવામાં એક કુળવંતી ડાહી સ્ત્રીનો સહવાસ થયો અને એથી મારૂં સમાધાન થયું."[1] વળી લખે છેઃ "અપરેલની શરૂઆતમાં મારે બે કુળવંતી સ્ત્રી સાથે સ્નેહ બંધાયો.[2] ડાહીગૌરી સાથેનું સંસારજીવન તેના આત્મચરિત્રમાં આવતું નથી, પણ ડાહીગૌરી સાથેનો તેનો એક સંવાદ નર્મદ શતાબ્દી વખતે શ્રીયુત મણિલાલ ઈચ્છારામ દેસાઈએ પ્રસિદ્ધ કરેલો તે

૧ મારી હકીકત પૃ. ૩૫. ૨ એજન પૃ. ૭૧.

શ્રી. વિશ્વનાથે 'નર્મદનું મંદિર, ગદ્ય વિભાગ'માં સંગ્રહી સુલભ કર્યો છે.[૧] એ સંવાદ વાંચતાં કોઈ કોઈ જગાએ તો, નર્મદે સ્ત્રીઓની સ્વતંત્રતાને માટે આટલું કહેલું છતાં, તેના તરફનો આદર ઓછો થઈ જાય છે પણ એ અહીં પ્રસ્તુત નથી. મારું વક્તવ્ય એ છે કે એ સંવાદ જોતાં ડાહીગૌરી એક ધાર્મિક અને દૃઢ મનની ઉદાર બાઈ હતી એમ જણાયા વિના રહેતું નથી. નર્મદ એને ત્રણ વિકલ્પો આપે છે જેમાંનો છેલ્લો 'મારાં ખૂંદાં ખમવાં ને દુઃખ પામતાં પણ મારી જ સાથે રહેવું" એ વિકલ્પ તે સ્વીકારે છે. તેને શિવ અને માતા ઉપર આસ્થા હતી, તે પક્ષપ્રદોષ ને શિવરાત્રી અને શ્રાવણમાં સોમવાર તથા શિવકવચનો પાઠ કરતી. આ બાઈના તપોમય જીવનની નર્મદના મન ઉપર મૂક અને અજ્ઞાત રીતે અસર થઈ હોય એમ મને લાગે છે.[૨]

આ સર્વ ઉપરાંત મને એક કારણ વધારે વ્યાપક અને સૂક્ષ્મ લાગે છે. હું માનું છું કે સુધારો પ્રગતિ ન કરી શક્યો એ પરિસ્થિતિ નર્મદને માટે એક મહાન પરાભવની અને નિરાશાની હતી, અને તેણે નર્મદના મન ઉપર બહુ ગંભીર અસર કરી હોવી જોઈએ. નર્મદ ઘણો ઉત્સાહી હતો, રણશૂર હતો, પણ તે સાથે તે ગમગીન હતો. તેને દુઃખમાં પણ એક પ્રકારનો રસ આવતો. આ હકીકત મેં 'નર્મદાશંકર કવિ'માં કહેલી છે[૩] તેનો ઉત્સાહ અને વિષાદ એ એક જ સ્વભાવનાં બે પાસાં કહીએ તો પણ ચાલે. આવો જ સ્વભાવ આપણે સદ્‌ગત કાન્તનો પણ જાણીએ છીએ, જેમના પત્રમાં એવા અનેક ઈશારા છે, અને અહીંતહીં કબૂલત પણ છે કે તેમનો સ્વભાવ અતિ ઉત્સાહ અને

---

૧ પૃ. ૩૪૪થી ૩૫૦

૨ ફાર્બસ સભામા મારુ ભાષણ પૂરું થયા પછી દી. બ. કૃષ્ણલાલભાઈએ ઉપસંહારમા મારા આ મતને ટેકો આપેલો હતો. જુઓ શ્રી ફાર્બસ. ગુજરાતી સભા ત્રૈમાસિક પુ. ૨, પૃ. ૧૨૬

૩ નર્મદાશંકર કવિ પૃ. ૮૦

વિષાદની વચ્ચે ઝોલાં ખાતો. નર્મદના સંબંધમાં મને જણાય છે કે ઉત્સાહનો ઓટ આવતો દેખાતાં તેણે થોડો સમય તો પોતાને ખોટો ઉત્સાહ ચડાવ્યો, પણ તે પણ જ્યારે શક્ય ન રહ્યું ત્યારે તેનો વિષાદ અનર્ગલ થઈ ગયો. એ વિષાદ પછી રસનો વિભાવ' ન રહ્યો, તેમાંથી કાવ્યો ન થયાં, તે મૂંઝવણના રૂપનો બની ગયો. દેવાથી અને પૈસાની તંગીથી તે ગભરાયેલો હતો જ. તે નિરુપાય લાચાર થઈને જૂના મનોને શરણે ગયો હોય એમ જણાય છે. તેમાં તેની બુદ્ધિ પણ કંઈક કુંઠિત થઈ ગઈ જણાય છે. તેની આ સમયની કેટલીક નોંધો જોતાં તેની આ વિહ્વલતા નિરાધારતા જણાઈ આવે છે. જપ તપ દર્શન શ્રાદ્ધ સંવત્સરી વગેરે બધાંને તે માનવા મંડી જાય છે. સંવત ૧૯૩૫-૩૬-૩૭ની નોંધો[1]માંથી આપણે એક જ જોઈએ.

માઘ સુદ ૧૦—મહાલક્ષ્મીના દર્શન કરી સતેજ થયો. ૧૧—તાબુતને દહાડે બાબુલનાથ જઈ બ્રહ્મજ્ઞાનના વિચાર ને સરસ્વતીનો જપ. પણ સમુદ્ર કિનારેથી જતાં બે વાર રેતીમાં હાથ ઘાલ્યો હતો, પારસની લેલછામાં.[2]

જપ અને દર્શનને આપણે સાધારણ ગણીએ પણ પારસમણિની લેલછાથી રેતીમાં હાથ ઘાલવો એ ખરેખર બુદ્ધિની નિર્બળતા જ છે. તેના લેખોમાં આવી નિર્બળતા ખાસ દેખાતી નથી, ગણવી હોય તો 'ગ્રહણકાળ' જેવા લેખમાં તે ગણી શકાય, જ્યાં તે કશા પણ પ્રમાણ વિના માની લે છે કે

પૂર્વના વેદધર્મી પંડિતોએ ગ્રહણથી જગતની પ્રકૃતિમાં વિકૃતિ થાય છે, એવું સિદ્ધ કરી રાખ્યું છે......ગ્રહણ સમયે લોક માત્રના શ્વાસનું સમાન વહન થાય છે. જગતની સુષુમ્ણા નાડી ચાલે છે.[3]

આ બુદ્ધિની નિર્બળતા વિશેષ તો તેના જીવનમાં અને આચ-

---

૧ નર્મદનું મંદિર, ગદ્ય વિભાગ, પૃ. ૭૫૯થી ૭૫૮. ૨ એજન પૃ. ૭૫૫. ૩ ધર્મવિચાર, પૃ. ૨૧૯.

રણોમાં દેખાય છે, તેના પ્રસિદ્ધ લેખોમાં તો પરીક્ષા વિના કેવળ આસ્થાથી કેટલુંક માની લે છે ત્યાં જ જણાય છે, તે સિવાય નહિ.

મનની નિરાશામાં તે પૂર્વજીવનની શ્રદ્ધા અને વહેમોમાં લપસી પડ્યો. જાણે હવે કંઈજ કરી શકાય તેવું રહ્યું નથી, ત્યારે હવે છેલ્લે ધર્મ ઉપર શ્રદ્ધા રાખીને એ જ કરીને, એવી હારણબુદ્ધિ મને તેનાં છેલ્લાં લખાણોમાં જણાય છે. તે કહે છેઃ

ક્ષાત્ર વર્ગને માળા જપવાનું કહ્યું ? હા. પ્રવૃત્તિના ઉદ્યોગમાં ફવાઇ નથી ત્યારે જાણવું કે સમય અનુકૂળ નથી; એમ છે ત્યારે નિવૃત્તિના માર્ગનો ઉદ્યોગ કરવો—અભિમાન મૂકી ઈશ્વરને ભજવાનો કે તે સમય ઉપર સહાય થાય.[1]

ભો આર્ય, અમણાની વ્યવસ્થિત સારી સ્થિતિ જોતા બ્રિટિશ સત્તા તૂટવાને તો લાંબો કાળ જોઈયે; પણ નીતિબળ ઘટવા માંડયુ છે, એમા તો સંશય નથી, પણ વળી તે સંબધી તર્ક કરવા ને કોઇમાં આશા બાંધવી એ ઘેલાઇ છે અને ઈટાલીના લોકની પેઠે ઉદ્યોગ ચલાવવો એ તો મૂર્ખાઇ જ છે એમ તુ જાણ. ખાલસાની પ્રજાએ ખુદા ખમેંવાની નીતિ છોડી બીજી નીતિ લેવી, એ યોગ્ય નથી જ...

દેશાભિમાનના નિબંધમાં શું થઈ શકે ને શું ન થઈ શકે તેનો વિચાર કરે છે. તેમાં પણ પ્રથમ, ઉપરના અવતરણમાં છે તે પ્રમાણે, ઇટાલીની પેઠે લડાઇથી સ્વાતંત્ર્ય મેળવવાનો સંભવ નથી જ એમ કહે છે અને પછી બીજા વિકલ્પનો વિચાર કરતાં કહે છેઃ

પ્રજાના મુખત્યારોની સભાઓ થાય ને તે સરકાર પાસે હક ન્યાય સુખ માગે એવું, પરદેશી પરધર્મી સત્તાને અધીન એવી હિંદુસ્તાન જેવા મોટા દેશની, અનેક જાત ધર્મવાળી, ને રાજપ્રકરણમા ચિત્ત ન રાખનારી એવી, વળી સેંકડો વર્ષ થયા પરતંત્ર એટલે ઊંચી બુદ્ધિનીતિએ હીણ એવી

---

1 ધ 'વિચાર પૃ. ૨૦. 2 એજન પૃ ૧૦૨-૧૦૩.

પ્રજામાં થવાને શી આશા કરવી? હિંદુસ્તાનના લોક સમસ્તના મુખત્યારોની એક મોટી સભા થાય-કાનેડા કે આયરલંડની પેઠે બ્રિટિશ પાર્લામેંટમાં દેશીઓ બેસે એને માટે પ્રયત્ન કરવો મિથ્યા છે.૧

એ નિબંધના છેવટના ભાગમાં પોતે પ્રશ્ન પૂછે છે:

ધર્મ વિષયમાં સમાજોનાં પણ જુદાં મત, એને લીધે અને પ્રવૃત્તિને જ વિચારે તથા હારી થાકી ગયલી અભિમાનને ભૂલી પડેલી સંશયી બાવરી થયલી પ્રજાએ હવે કીઓ માર્ગ લેવો?

આ પ્રજાનું વર્ણન તે નર્મદનું પોતાના મનનું જ વર્ણન છે. આ પ્રશ્ન પૂછીને તે જવાબ આપે છે:

આપણા પૂર્વના જ્ઞાની શિષ્ટજનોની શિક્ષા આવી છે:—

સેંકડો વર્ષ પરતંત્ર રહી સ્વતંત્ર થવાની શુભેચ્છા થઈ છે તો સિદ્ધિકાળ વહેલો મોડો પણ આવશે જ માટે ધીરજ રાખવી. પારકી નીતિએ આપણું બળ વધનારું નથી: આપણું બળ આપણી પોતાની જ નીતિએ વધશે ને તેને માટે પહેલી આ સમજ કે, પરદેશી ધર્મ નીતિ રીતિ વસ્તુ ઉપર જે મોહ થયો છે તે હણવો: આત્મસ્વરૂપ ઓળખી નિર્મળ થવું. રાગી વૃત્તિને અંકુશિત રાખીને વિરાગવૃત્તિ ધરવી કે, જેથી આ લોકમાં દૃઢ નિયમે સારાં કામ થાય ને પરલોકમાં સારી ગતિ મળે.૨

એના સમસ્ત માનસનું પરિવર્તન થવામાં મને આટલાં કારણો જણાય છે.

આ સમયની શૈલી પણ નર્મગદ્ય કરતાં તદ્દન જુદા પ્રકારની છે. નર્મગદ્યની શૈલી સીધી સાદી એકાગ્ર કાર્યોન્મુખ છે. પછી રાજ્યરંગમાં શૈલી ધીમે ધીમે બદલાતી જાય છે. રાજ્યરંગ ઇતિહાસનું પુસ્તક છે. તેમાં માત્ર હકીકત જ કહેવાની હોય, તેમાં બહુ બહુ તો મનન ચિંતન કે લાંબા ઇતિહાસપટો ઉપરથી નિષ્પન્ન થતાં સામાન્ય સત્યનાં કથનો

૧ ધર્મવિચાર પૃ. ૨૦૦. ૨ એજન પૃ. ૨૦૫.

હોય, તેમાં કોઈ પણ અમુક કાર્ય તરફ વાંચનારને પ્રેરવાનું ન હોય,
એટલે શૈલી પણ એ પ્રકારની થાય. 'ધર્મવિચાર'માં પણ આ ઇતિ-
હાસની શૈલીનું જ પ્રાધાન્ય છે. 'ધર્મવિચાર'ના કેટલાક લેખોમાં તો
હકીકત ઠાંસીઠાંસીને ભરેલી છે/ મૂળ ઇમારતમાં અને ટિપ્પણોમાં પણ
બધે નાની મોટી અનેક હકીકતો અને હકીકતો સંબંધી અભિપ્રાયો ભરેલા
છે. જાણે નર્મદ રસ્તે જતાં થાકી ગયો છે અને ઘડી ભર ઊભો રહી
આખો રસ્તો લાંબી નજરે ફરી જોઈ જવા માગે છે. તેને કાંઈ કર-
વાનું સૂઝતું નથી, એટલે માત્ર બની ગયેલી હકીકત જ કહ્યાં કરે છે.
અલબત હકીકત ઉપરથી તેને છેવટે સ્થાનોધર્મો ઉપદેશ કરવો છે પણ
એ ભાગ પર આવતાં સુધી તો તે માત્ર હકીકત જ કહ્યા કરે છે.
પાછળથી આવી હકીકતથી તેની શૈલી કંઈક ભારે અને કયાંક કયાંક
કઢંગી પણ થઈ છે/ આ સામાન્ય લક્ષણ તો આખું પુસ્તક વાંચતાં જ
પ્રતીત થાય છે, તેના દાખલા આપવાની જરૂર હું જોતો નથી. એટલે
તે સિવાયનાં શૈલીનાં લક્ષણો અહીં કહીશ. આપણે નર્મગદ્યની શૈલીમાં
જોયું હતું કે નિબંધ લખતાં લખતાં તે વચમાં વાંચનારને પ્રત્યક્ષ
સંબોધન કરવા માંડે છે. વક્તૃત્વની એ છટા અહીં પણ દેખાય છે,
જો કે અહીં જરા ભિન્નરૂપે દેખાય છે:

૩૨ (હવે શૈલી બદલીને) આર્યબન્ધુ ! (એમ નહિ) હો આર્ય ! જો
તું બ્રહ્મજ્ઞાન, તપ, વિદ્યા, સ્થિતિ, વય, સગપણ સ્નેહ એણે જ્યેષ્ઠ છે તો અમે
આર્ય મર્યાદશીલ છિયે, પણ જો તું મોહાદિકે અસાવધ છે તો અમે તુને
સાવધ કરીશું પછી સામે કે દંડે, ને એમ કરવાને અમે અધિકારી છિયે. જો
તું સમાન છે તો ફરી લે વિચાર ને થા આથી કે રહે અળગો; અને કનિષ્ટ
છે તો સુણ ને આજ્ઞા પાળ. અમણા તારી સ્થિતિ ધર્મ અર્થ કામ વિષયમાં
ભ્રષ્ટ ભુંડી દયામણી છે પણ તું તેમ પોતાને નથી લેતો—તું તારા તોરમાં
છે પણ હજી સમય છે વિચારી વર્તવાને.

૩૯ જાણ સિદ્ધાન્ત કે 'स्वम भवति यद्यथा भवति तद्यथा नान्यथा'
જે જે પ્રકારે થવાનું છે તે તે પ્રકારે થશે, બીજે પ્રકારે નહિ... ...

૪૩ જાણ, અધર્મ ત્યાં નબળાઈ તથા અલક્ષ્મી અને ધર્મ ત્યાં જ સબળાઈ તથા લક્ષ્મી છે.....

૪૪ જાણ, ધર્મના જય અદ્દભુત છે.....

૪૫ બો આર્ય ! પરાયા વિચાર કાઢી શુદ્ધ થા, નિઃસંદેહ થા, આસ્થાવાન થા. ને કર્તવ્ય કર...

૪૭ બો આર્ય ! સ્મરણ કર, અનેક જન્માંતરનો પ્રવાસ કરી તારે મૂળ ધામે જવું છે; સ્મરણ કર, તે ધામે જવાને આત્મસ્વરૂપનું જ્ઞાન પામવું અવશ્ય છે; સ્મરણ કર, તે જ્ઞાન પામવાને વેદવિહિત નિત્ય નૈમિત્તિક કર્મ તારે કરવાં છે. સંસારી અર્થકામનામાં તારું કલ્યાણ નથી, પણ સ્વધર્મ-વિષયમાં ને સ્વધર્મપાલણે જ છે; વૈરાગ્ય, ભક્તિ, કર્મ, ઉપાસના ને જ્ઞાન એ સાધને છે: પ્રવૃત્તિની અશાંતિમાં નહિ, પણ નિવૃત્તિની શાન્તિમાં જ પરમ કલ્યાણ છે.[1]

અહીં સ્પષ્ટ જોઈ શકાશે કે ભાષા પાછી વધારે સંસ્કૃતમય થઈ છે. નર્મગદ્યની ભાષામાં, જૂના નર્મગદ્યના કૃત્રિમ શબ્દોને ઠેકાણે નવા નર્મગદ્યમાં આપણે વધારે સાદા ઘરગથુ શબ્દો જોયેલા, તેને બદલે અહીં સંસ્કૃત શબ્દો વધારે જોઈએ છીએ, જોકે ભાષાના વધારે અભ્યાસથી તેણે અહીં ખોટા સંસ્કૃત શબ્દો બનાવ્યા નથી. વક્તૃત્વ છતાં ભાષા સામાન્ય વાતચીતની નથી, પણ તેમાં કંઈક ગૌરવ અને ભવ્યતા આણવાનો કૃત્રિમ પ્રયત્ન જણાય છે. ગદ્ય વધારે લયબદ્ધ થયું છે પણ તે સાથે કૃત્રિમ આડંબર આવેલો જણાય છે. આ શૈલી મને રાજ્યરંગથી શરૂ થતી જણાય છે. રાજ્યરંગની પ્રસ્તાવનાનું પહેલું વાક્ય:

એક છે, અનેક છે, નિવર્તે છે, આનંદે છે: એકને અનેક અર્થ છે, એકને અનેક કામ રાજે છે, એકને અનેક ધર્મ પ્રતાપે છે: પ્રેમ પોષે છે, શૌર્ય પ્રકાશે છે ને જય વિલાસે છે:—સર્વકાળ શ્રીરંગ.

આ વાક્ય સદ્દગત કે. હ. ધ્રુવ ગદ્યલયના નમૂના તરીકે તેમનાં યુનિવર્સિટી વ્યાખ્યાનોમાં ઉતારે છે, વાંચતાં તેમાં સુંદર લયનો ભાસ

[1] ધર્મવિચાર પૃ. ૬૬થી ૭૦

થાય પણ છે, પણ અર્થદૃષ્ટિએ પરીક્ષા કરતાં તેમાં વાગાડંબર જણાયા વિના રહેશે નહિ, અને હાસ્યના પરીક્ષક સદ્ગત રમણભાઈએ એની એ નિર્બળતા જોઈને જ તેના અનુકરણમાં ભદ્રંભદ્રની પ્રસ્તાવના લખી જણાય છે.

નર્મગદ્યમાં આવી કૃત્રિમતા જણાશે નહિ. તેની કવિતામાં એ જણાય છે. જોસ્સાના ભાનથી, જોસ્સો દર્શાવવાના આગ્રહમાં તે કવિતાને કૃત્રિમ કરી બેસે છેઃ ઘણી વાર અનૌચિત્યનો દોષ પણ કરી બેસે છે—ખાસ કરીને પ્રીતિની કવિતામાં. કવિતામાં તે જે જોસ્સા ખાતર કરે છે, તે અહીં ગદ્યમાં તે ભવ્યતા ખાતર કરે છે; અલબત અહીં પ્રીતિની કવિતા જેવા અનૌચિત્યને અવકાશ નથી, પણ કૃત્રિમતા તો છે જ.

ક્યાંક તેની શૈલી ગૂંચવાઈને અવિશદ થઈ જાય છેઃ[1]

બગાડનાં કારણ પૂર્વજન્મના–કાળનાં માનતા છતે દશ્ય રોગ કાઢવા તથા સારી સ્થિતિ કરવા સહન કરતા ધીરજથી નીતિના ઉપાય યોજવા, એ આર્યપુરુષાર્થ છે. પૂર્વજન્મને ન માનનારા, કાળ ઇતિહાસની નીતિને ન માનનારા, રજસ્તમસી બુદ્ધિના તે પોતપોતાની ચચળ બુદ્ધિયે બગાડનાં કારણ અમુક જ છે એમ માની લે ને સાહસ ઉપાયે કાર્ય ખરું કરી બતાવે તોપણ તે કારણ પૂરા સાચાં નહીં જ ને કાર્ય દુઃખદ;—કાર્યઘટનાને દષ્ટ-દૃષ્ટ ઉભે કારણ હોય છે તો દૃષ્ટ ને એ પણ થોડાંક તે પૂરા કેમ ગણાય ? ને જે ઉપાય પરિણામે ચોખ્ખી સિદ્ધિ ન આપે કે અપાયરૂપ થાય તે શ્રેષ્ઠ છે, એમ કેમ કહેવાય ??

આવા બીજા દાખલા છે પણ વધારે આપતો નથી. કદાચ આવાં વાક્યો વિરામચિહ્નોના વિશેષ ઉપયોગથી ઓછાં અવિશદ થાય, પણ તે અવિશદ તો છે જ.

'ધર્મવિચાર'ની શૈલીનું બીજું મુખ્ય લક્ષણ વાક્યનો વ્યુત્ક્રમ.

૧ ધર્મવિચાર પૃ. ૭૨-૭૩.

છે. આ વ્યુત્ક્રમશૈલી અત્યારે કવિશ્રી ન્હાનાલાલના અપદ્યાગદ્યમાં બહુ દેખાય છે, પણ એ શૈલીનો પણ પ્રથમ પ્રયોજક નર્મદ ગણાવો જોઈએ. 'ધર્મવિચાર'માં આ શૈલીનો તેણે એટલો બધો પ્રયોગ કર્યો છે, કે દૃષ્ટાંતવાળા બે ત્રણથી વધારે દાખલા આપવાની મને જરૂર જણાતી નથી.

૧૮૬૦માં કવિ નર્મદાશંકરે પુનર્વિવાહ સંબંધી વાદ માંડયો જદુનાથજી સાથે ને એણે કૃષ્ણદાસ ઉપર લેખણ માંડયો.[1]

તે ગુજરાતી તથા દક્ષણી સુધારાવાળાની સ્થિતિ નીતિથી અપ્રસન્ન થઈ, ધર્મ સુધારાનો વિષય છોડી દઈ, સુરત જઈ રહ્યો કોશ ગ્રંથ પૂરો કરવાને.[2]

નર્મદાશંકર ૧૮૫૮માં શાસ્ત્રી મજલાલ સાથે વાતો કરતો એકેશ્વરમતના પ્રસારને અર્થે.[3]

આથી વધારે દાખલા નથી લેતો. હવે આ વ્યુત્ક્રમશૈલી વિશે મેં પહેલાં પણ કહેલું છે કે આપણી ભાષાને તે કેવળ પ્રતિકૂળ નથીઃ આવી શૈલીની વિશેષ અસર ન હોય ત્યાં પણ માણસો સ્વાભાવિક રીતે વાક્યો વ્યુત્ક્રમથી બોલે છે. તે ઘણે ભાગે લાગણી કે કટાક્ષમાં વપરાય છે, અને એ છટા બહુ આકર્ષક અને અસરકારક છે. પણ નર્મદે અને તે પછી કવિશ્રી ન્હાનાલાલે અને તેમના કેટલાક શિષ્યોએ તેનો અતિપ્રયોગ કરેલો છે—જોકે અત્યારે એનું અનુકરણ થતું બંધ થયું છે. નર્મદની આ શૈલી તેનાં નાટકોમાં જણાય છે એ મેં 'નર્મદાશંકર કવિ'માં કહેલું છે, પણ તે પહેલાં પણ એ શૈલીના પ્રયોગો ક્વચિત્ જણાય છે. જેમકે

મોગલ રાજાઓના વખતમાં કાશમીરમાં શાલના કારખાનાઓમાં ૩૦,૦૦૦ મંડાતી હતીયો સાળ.[4]

---

૧ એજન પૃ. ૨૪, ૨ એજન પૃ. ૨૮–૨૯. ૩ એજન પૃ. ૩૫.
૪ જૂનું નર્મગદ્ય પૃ. ૨૧૦.

આ ૧૮૫૬ અને ૧૮૬૦ વચ્ચેના લખાણનો દાખલો છે. નીચેનો ૧૮૫૬નો દાખલો મને સૌથી પહેલો જણાયો છે.

પણ કેવી થશે અવસ્થા આપણી તે જોતા નથી ![1]

આ પ્રમાણે આપણે જોઈએ છીએ કે આ વ્યુત્ક્રમશૈલી નર્મદમાં ઉતરોત્તર વધતી ગઈ છે અને 'ધર્મવિચાર'માં તેનો સૌથી વધારે ઉપયોગ થયો છે. આ શૈલી જોકે ગુજરાતીમાં છે, પણ તેના અતિપ્રયોગનો પ્રારંભ હું અંગ્રેજીના અજ્ઞાત અનુકરણથી થયેલો માનું છું. 'ધર્મવિચાર'ના ઉપર આપેલા દાખલા જોતાં, વ્યુત્ક્રમ અંગ્રેજી વાક્યની પદરચનાને અનુસરવાથી થયેલો જણાશે. એ દાખલાનું બને તેટલું શબ્દશઃ અંગ્રેજી ભાષાન્તર નીચે પ્રમાણે કરી શકાયઃ

In 1860, Kavi Narmadashanker raised a controversy about widow-remarriage with Jadunath, and he sued Krishndas for libel.

He being dissatisfied with the condition and the ways of the Gujarati and Deccani reformers, left the subject of religious reform, went to Surat and lived there to complete his lexicon.

Narmadashanker, in 1858, used to talk with Vrajlal Shastri for the propaganda of monotheism.

આ અંગ્રેજી અનુવાદ સરખાવતાં જણાશે કે ગુજરાતી વાક્યોનો ક્રમભંગ અંગ્રેજી વાક્યરચનાને અનુસરીને કરેલો છે. આ ક્રમભંગનો બીજો કશો ખુલાસો નથી. આ વાક્યોમાં એવો કોઈ ભાવ કે કટાક્ષ

[1] જુઓ નર્મ ગદ્ય પૃ.૫૮.

તેમાં કેટલાક નવા આવે. વર્તમાન સમય કઠિણ પ્રતિબંધ તોડવાનો છે, માટે હમણા વ્યવસ્થાનો વિચાર કરવાનો નથી.[1]

આ સમયમાં છોકરીને નવમું બેઠા વિના ને છોકરાને સોળમું બેઠા વિના લગ્ન કરવાં નહિ, સાથે રહેવાની વય ૧૩ ને ૧૯ રાખવી...પુનર્વિવાહ ચાલવાનો સંભવ માનીએ તો તે વિષે આ પ્રમાણે મત આપીએ કે, અજાગી ન બેઠેલી એવીનું તેના કોઈ સગાએ દાન આપવું અને અજાગી બેસતી થઈ હોય ને તેની ઇચ્છા ફરી લગ્નની હોય તો તેણે ઇચ્છાવર ખોળવો. વળી ધણી સાથે રહેતી થઈ હોય ને સંતાન ન થયું હોય કે થઈને મરી ગયું હોય ને તેની ઇચ્છા હોય તો તેણે પણ ઇચ્છાવર ખોળવો.

પચ્ચીસ વર્ષ ઉપરનીનો પુનર્વિવાહ ન થાય; પુનર્લગ્ન પછી વર મરે તો ત્રીજીવાર લગ્ન ન કરવું; અણબનાવના કારણથી ધણીધણીઆણી જૂદાં રહે પણ થયલો સંબંધ ટળે નહીં.

પ્ર૦—પુરૂષ એકથી વધારે સ્ત્રી કરે ?

ઉ૦—તેણે એકથી જ સંતુષ્ટ રહેવું, તોપણ તેને કેટલાંક કારણથી વધારે કરવાની શાસ્ત્રાજ્ઞા છે ખરી.[2]

આ થોડા અભિપ્રાયો ઉપરથી જણાશે કે તેના કોઈ અભિપ્રાયો તદ્દન ઊલટા થઈ ગયા છે એમ તો ન કહી શકાય, તેમજ તેણે સુસ્તપણે બધી જૂની રૂઢિઓ સ્વીકારી લીધી છે એમ પણ ન કહેવાય, સુધારક તરીકેના પોતાના અભિપ્રાયોમાં તેણે અપવાદો અને મર્યાદાઓ મૂકી છે, પ્રધાન–ગૌણનો ભેદ કરેલો છે, એમ જ કહી શકાય; અને આ સર્વ મર્યાદાઓ સમસ્ત સમાજહિતની અને ધર્મદષ્ટિની છે. આ બધું કરતાં જ્યાં તેણે સુધારાએ શું શું કહ્યું તે જણાવ્યું છે અને સ્વીકાર્યું છે.

હું આગળ કહી ગયો કે એક પ્રકારના પરાભવથી અને અંગત મૂંઝવણથી નર્મદની બુદ્ધિ નિર્બળ થઈ ગઈ હતી. તેના દાખલા તેના

1. ઉત્તર નર્મદ પૃ. ૧૪૯. 2. ઉત્તર નર્મદ પૃ. ૧૬૦-૧.

જીવનમાંથી બતાવતાં મેં કહેલું કે એ બુદ્ધિની નિર્બળતા તેના લેખોમાં
બહુ ખાસ દેખાતી નથી. એકંદર તેના આ સમયના લેખો વિશેનો
નવલરામનો અભિપ્રાય, જે 'છેવટની ઘડી સુધી નર્મદાશંકરની બુદ્ધિ
હતી તેવીને તેવી જ તેજદાર અને સ્વસ્થ રહી હતી' એ સ્વીકારવા
યોગ્ય છે. નિરંકુશ વેગીલાપણાથી અથવા એક છેડા તરફ ઘસડાઈ
જવાથી બુદ્ધિને જે મર્યાદા આવે તે તો સુધારકના દૃષ્ટિબિન્દુમાં પણ
હતી, અને તે સાથે એ પણ સ્પષ્ટ સમજવું જોઈએ કે મેં નર્મદના
પરિવર્તન સંબંધી જે કાંઈ કહ્યું, મર્યાદા બતાવી, તે નર્મદના માનસ-
ની મર્યાદા છે, એનો અર્થ નર્મદની માન્યતા તત્ત્વતઃ ખોટી હતી,
કે સનાતન ધર્મનું દૃષ્ટિબિન્દુ ખોટું જ છે એવો થતો નથી. અત્યારે,
જગતના મહાન વિચારકો તો ઊલટા સનાતનધર્મની શાંતિને માટે વધારે
ઉત્સુક બનતા જાય છે. 'ધર્મવિચાર' વાંચતાં દરેકને કબુલ કરવું પડશે
કે ઘણી જગાએ નર્મદ તેમાં દીર્ઘદૃષ્ટિ, દૂરદેશીપણું, સમતોલપણું અને
ભેદક દૃષ્ટિ દર્શાવે છે. તેણે દેશાભિમાન કરતાં ધર્મદૃષ્ટિને ઉત્તમ ગણેલી
છે છતાં 'ધર્મવિચાર'ના આખા પુસ્તકમાં તેણે દેશની રાજ્યપ્રકરણી
સ્થિતિ વિશે પુષ્કળ લખેલું છે. સરકારની ધારણા, પ્રવૃત્તિ, દાનત,
ઉદ્દેશ સમજવામાં તે ક્યાંઈ છેતરાતો નથી. સરકારી રાજ્યના સ્થાપિત
બલનું મહત્ત્વ, અને આપણી પ્રજામાં ઘર કરી ગયેલી નિર્બલતા, તે
બરાબર પારખે છે. અને તે ઉપરાંત તે અત્યારની નિર્બલ થઈ ગયેલી
પ્રજામાં પણ પૂર્વના ગૌરવના હજી સુધી ટકી ગયેલા સદ્-અંશો પણ
ઓળખે છે. આ બધામાં, તે આપણા તેની પછી આવતા બે મોટા
સાહિત્યકારોનો પુરોગામી ગણી શકાય આર્યપ્રજાના સદ્-અંશો બતા-
વવામાં અને સંસારસુધારકોના દોષો ખામીઓ ભૂલો દર્શાવવામાં, અને
ધર્મ પછી જ સ્વતંત્રતા આવશે એ આસ્થા પ્રગટ કરવામાં તે ઘણી
જગાએ સરસ્વતીચંદ્રકારનો પુરોગામી બને છે, અને નવા સુધારા
આપણી પ્રજાના ઇતિહાસસિદ્ધ અંતર્ગત સ્વભાવને અનુકૂળ રીતે થવા
જોઈએ, આપણી પ્રાચીન સંસ્કૃતિને બીજભૂત રાખીને થવા જોઈએ,

નથી, જેથી ગુજરાતીમાં સ્વાભાવિક રીતે ક્રમભંગ આવે. એટલે અંગ્રેજીના અનુકરણને આ ક્રમભંગનું હું કારણ ગણું છું. નર્મદે એમ ઘણી જગાએ અંગ્રેજીનું ઉતાવળિયું અનુકરણ કરેલું છે. "સારા સારા વિદ્વાન એમ કહે છે કે કવિતાનું મુખ્ય તાકવું એ આનંદ તરફ છે"[1] એમ તે કહે છે ત્યારે "Great scholars say that the principal aim of poetry is pleasure." એ કે એવું કોઈ વાક્ય અને ખાસ કરીને અંગ્રેજી aim શબ્દ તેના મનમાં છે. 'પદાર્થઇતિહાસ'[2] શબ્દ તે વાપરે છે ત્યારે, અને ખાસ કરીને 'ઇતિહાસ' શબ્દ વાપરતાં, તેના મનમાં અંગ્રેજી પદ Natural History છે, નહિતર બીજી કોઈ રીતે, બીજી કોઈ ભૂલથી પણ ગુજરાતીમાં ઇતિહાસ શબ્દ અહીં આવી શકે નહિ. આ જ રીતે તેણે અંગ્રેજી વાક્યરચનાનું પણ અનુકરણ કર્યું, તેની વિલક્ષણતામાં તેને કાંઈક ભવ્યતા દેખાઈ, અને તેથી તેણે તેનો પ્રયોગ વિસ્તાર્યો એવું મારું નિદાન છે.

અહીં હું નર્મદની શૈલી વિષેનું મારું વક્તવ્ય પૂરું કરું છું.[3] અને પરિવર્તનના પ્રશ્નની એક બીજી બાબત હાથમાં લઉં છું.

આ પરિવર્તનમાં શું શું કેટલું બદલાયું તે જોઈએ. પ્રથમ તો એ કે આ પરિવર્તન કોઈ વિગતનું કે માત્ર સાધનનું કે કાર્યક્રમનું નથી, પણ આખી દૃષ્ટિ કે શ્રદ્ધાનું પરિવર્તન છે. આ પરિવર્તનમાં, આપણે ઉપર જોયું તેમ, દેશાભિમાનની કેવળ ઐહિક સુખો માટેની ઉગ્ર પ્રવૃત્તિની દૃષ્ટિ જ હિન્દ માટે ઈષ્ટ નથી: ધર્મ એ જ પરમ પુરુષાર્થ છે અને ધર્મમાર્ગે જતાં બીજાં શુભો એની મેળે મળી રહેશે એવી આસ્થા રહેલી છે. અત્યારે દુઃખો છે પણ તે તો સંસારમાં પ્રગતિ જ કરે છે, તેને માટે શાન્તિ રાખવી એ જ ખરું કર્તવ્ય છે.

૧ જૂનું નર્મગદ્ય પૃ. ૧૩૩. ૨ એજન પૃ. ૨૯૬. ૩ જુઓ આ લેખનું પરિશિષ્ટ ૧ ઉં.

એ નવી શ્રદ્ધાથી, જે સામાજિક પ્રશ્નો ઉપર તેણે પ્રથમ ઉગ્ર રીતે અભિપ્રાયો દર્શાવ્યા હતા તે બધા પ્રશ્નો તે ફરી વિચારી તે વિશે પોતાના નવા અભિપ્રાયો દર્શાવે છે. આપણે અહીં તે ટૂંકમાં જ જોઈએ. જ્ઞાતિ તૂટવા વિશે તે એક દિવસ બહુ આતુર ઉત્સાહી અને આશાવાન હતો તેને બદલે તે હવે કહે છેઃ

અમે નથી કહેતા કે જ્ઞાતિયો નિર્મૂળ થાય (તે થવાની જ નથી) પણ શાખા જ્ઞાતિ તથા ઉપજ્ઞાતિ ઓછી થાય એમ ઇચ્છિયે છિયે; આચાર અવશ્ય પાળવાનું કહીએ છીએ, પણ અલ્પાચારે મલિનના ને અત્યાચારે મૂર્ખતા એવું નથી ઇચ્છતા. દૂર પરદેશ જઇ આવનાર તે થોડાએક પ્રાયશ્ચિત્તને જ માત્ર આધીન રહો.[૧]

બીજા પણ અભિપ્રાયો છૂટાછવાયા જોઈ જઈએઃ

અમારું મત સ્ત્રિયો ભણે તેને માટે છે પણ તેઓએ કઈ કઈ વિદ્યા ભણવી, તેઓને કેવે પ્રકારે ભણાવવી ને શાળાઓ કેવી જોઈએ, એ વિષે યોજના અમે કીધી નથી.[૨]

અમારું મત હવે આ છે કે, ધર્માચારે પોતાની ઉંચી માનનારી જ્ઞાતિઓમાં વિધવાલગ્ન ન થવાં. પ્રથમ આપેલા મતમાં દયા ને આ લોકસુખના વિચાર આગળ પડતા હતા ને અમણાનાં મતમાં શુચિ ને પરલોક તથા આ લોકહિતના આગળ પડતા છે.[૩]

સ્ત્રીપુરુષે સ્વેચ્છાએ પરણવું કે વડીલની ઇચ્છાએ લગ્ન થવાં, એમાં વધારે સારુ કોણ ?...ઉપલાં બે મતમાં બીજું બલિષ્ટ છે; કેમકે તેમાં પિંડના સુખ કરતાં ઘરને ક્ષેમ રાખવા ઉપર બંનેનો લક્ષ વિશેષ હોય છે, મર્યાદાને વિચારે.[૪]

મુખ્ય જ્ઞાતિયો પરંપરા જૂદી રહેવી જોઈએ; પણ વળી સમયે સમયે નવી વ્યવસ્થા થવી ગુણકર્મ પ્રમાણે—પ્રત્યેક જ્ઞાતિમાંથી કેટલાક ખસે ને

૧ ધર્મવિચાર પૃ. ૧૯–૨૦. ૨ એજન પૃ. ૧૩૩. ૩ એજન પૃ. ૧૨૬. ૪ એજન પૃ. ૧૨૮

તેમાં કેટલાક નવા આવે. વર્તમાન સમય કઠિણ પ્રતિબંધ તોડવાનો છે, માટે હમણા વ્યવસ્થાનો વિચાર કરવાનો નથી.૧

આ સમયમાં છોકરીને નવમું બેઠા વિના ને છોકરાને સોળમું બેઠા વિના લગ્ન કરવાં નહિ, સાથે રહેવાની વય ૧૩ ને ૧૯ રાખવી...પુનર્વિવાહ ચાલવાનો સંભવ માનીએ તો તે વિષે આ પ્રમાણે મત આપીએ કે, અળગી ન બેઠેલી એવીનું તેના કોઈ સગાએ દાન આપવું અને અળગી બેસતી થઈ હોય ને તેની ઇચ્છા ફરી લગ્નની હોય તો તેણે ઇચ્છાવર ખોળવો. વળી ધણી સાથે રહેતી થઈ હોય ને સંતાન ન થયું હોય કે થઈને મરી ગયું હોય ને તેની ઇચ્છા હોય તો તેણે પણ ઇચ્છાવર ખોળવો.

પચ્ચીસ વર્ષ ઉપરનીનો પુનર્વિવાહ ન થાય; પુનર્લગ્ન પછી વર મરે તો ત્રીજીવાર લગ્ન ન કરવું; અણબનાવના કારણથી ધણીધણીઆણી જૂદાં રહે પણ વપરો સબંધ ટળે નહીં.

પ્ર૦—પુરુષ એકથી વધારે સ્ત્રી કરે ?

ઉ૦—તેણે એકથી જ સંતુષ્ટ રહેવું, તોપણ તેને કેટલાંક કારણથી વધારે કરવાની શાસ્ત્રાજ્ઞા છે ખરી.૨

આ થોડા અભિપ્રાયો ઉપરથી જણાશે કે તેના કોઈ અભિપ્રાયો તદ્દન શિથિલ થઈ ગયા છે એમ તો ન કહી શકાય, તેમ જ તેણે ચુસ્તપણે બધી જૂની રૂઢિઓ સ્વીકારી લીધી છે એમ પણ ન કહેવાય, સુધારક તરીકેના પોતાના અભિપ્રાયોમાં તેણે અપવાદો અને મર્યાદાઓ મૂકી છે, પ્રધાન—ગૌણનો ભેદ કરેલો છે, એમ જ કહી શકાય; અને આ સર્વ મર્યાદાઓ સમસ્ત સમાજહિતની અને ધર્મદૃષ્ટિની છે. આ બધું કરતાં જ્યાં તેણે સુધારાએ શું શું કર્યું તે ગણાવ્યું છે અને સ્વીકાર્યું છે.

હું આગળ કહી ગયો કે એક પ્રકારના પરાજયથી અને અંગત મૂંઝવણથી નર્મદની બુદ્ધિ નિર્બળ થઈ ગઈ હતી. તેના દાખલા તેના

૧. એજન પૃ. ૧૪૯. ૨. એજન પૃ. ૧૬૦-૧.

જીવનમાંથી બતાવતાં મેં કહેલું કે એ બુદ્ધિની નિર્બળતા તેના લેખોમાં બહુ ખાસ દેખાતી નથી. એકંદર તેના આ સમયના લેખો વિશેનો નવલરામનો અભિપ્રાય, જે 'છેવટની ઘડી સુધી નર્મદાશંકરની બુદ્ધિ હતી તેવીને તેવી જ તેજદાર અને સ્વસ્થ રહી હતી' એ સ્વીકારવા યોગ્ય છે. નિરંકુશ યોગીલાપણાથી અથવા એક છેડા તરફ ઘસડાઈ જવાથી બુદ્ધિને જે મર્યાદા આવે તે તો સુધારકના દૃષ્ટિબિન્દુમાં પણ હતી, અને તે સાથે એ પણ સ્પષ્ટ સમજવું જોઈએ કે મેં નર્મદના પરિવર્તન સંબંધી જે કાંઈ કહ્યું, મર્યાદા બતાવી, તે નર્મદના માનસ-ની મર્યાદા છે, એનો અર્થ નર્મદની માન્યતા તત્ત્વતઃ ખોટી હતી, કે સનાતન ધર્મનું દૃષ્ટિબિન્દુ ખોટું જ છે એવો થતો નથી. અત્યારે, જગતના મહાન વિચારકો તો ઊલટા સનાતનધર્મની શાંતિને માટે વધારે ઉત્સુક બનતા જાય છે. 'ધર્મવિચાર' વાંચતાં દરેકને કબુલ કરવું પડશે કે ઘણી જગાએ નર્મદ તેમાં દીર્ઘદૃષ્ટિ, દૂરદેશીપણું, સમતોલપણું અને ભેદક દૃષ્ટિ દર્શાવે છે. તેણે દેશાભિમાન કરતાં ધર્મદૃષ્ટિને ઉત્તમ ગણેલી છે છતાં 'ધર્મવિચાર'ના આખા પુસ્તકમાં તેણે દેશની રાજ્યપ્રકરણી સ્થિતિ વિશે પુષ્કળ લખેલું છે. સરકારની ધારણા, પ્રવૃત્તિ, દાનત, ઉદ્દેશ સમજવામાં તે ક્યાંઈ છેતરાતો નથી. સરકારી રાજ્યના સ્થાપિત બલનું મહત્ત્વ, અને આપણી પ્રજામાં ઘર કરી ગયેલી નિર્બલતા, તે બરાબર પારખે છે. અને તે ઉપરાંત તે અત્યારની નિર્બલ થઈ ગયેલી પ્રજામાં પણ પૂર્વના ગૌરવના હજી સુધી ટકી ગયેલા સદ્–અંશો પણ ઓળખે છે. આ બધામાં, તે આપણા તેની પછી આવતા બે મોટા સાહિત્યકારોનો પુરોગામી ગણી શકાય આર્યપ્રજાના સદ્–અંશો બતાવવામાં અને સંસારસુધારકોના દોષો ખામીઓ ભૂલો દર્શાવવામાં, અને ધર્મ પછી જ સ્વતંત્રતા આવશે એ આસ્થા પ્રગટ કરવામાં તે ઘણી જગાએ સરસ્વતીચંદ્રકારનો પુરોગામી બને છે, અને નવા સુધારા આપણી પ્રજાના ઇતિહાસસિદ્ધ અંતર્ગત સ્વભાવને અનુકૂળ રીતે થવા જોઈએ, આપણી પ્રાચીન સંસ્કૃતિને બીજભૂત રાખીને થવા જોઈએ,

એ આગ્રહમાં તે સુદર્શનકાર મણિભાઈ નભૂભાઈનો પુરોગામી બને છે.

અહીં આપણે નર્મદના ગદ્યની વિવેચના પૂરી કરીશું. અને તેમ કરતાં આપણને એમ લાગ્યા વિના રહેતું નથી કે નર્મદ આપણા સાહિત્યનો એક સાચો વીર હતો. તેના સૂક્ષ્મ વેદનાશીલ હૃદયે આખા દેશની પામરતાનું દુઃખ અને અપમાન અનુભવ્યું. તેની તીક્ષ્ણ વેગીલી અને નીડર બુદ્ધિએ તેના ઉપાયો યોજ્યા અને એક વીરને શોભે તેવાં ત્યાગ, સચ્ચાઈ, અને બહાદુરીથી તે કહેવામાં તેણે પોતાની સર્વ પ્રકારની બુદ્ધિ અને હૃદયની સંપત્તિ વાપરી. આખું જીવન તેણે સત્યની શોધમાં અને પોતાને જે સત્ય સમજાય તે મન વાણી કર્મમાં પ્રગટ કરવામાં ગાળ્યું. પોતાના સ્વભાવની વિલક્ષણતાને લીધે સ્વીકારેલાં સાહસોની નવીનતાને લીધે અને સામાન્ય માણસની જડ ઉપેક્ષાને લીધે[1] તેને ઘણું સહન કરવું પડ્યું. તેની જીવનસરિતા દિશા બદલતી, ક્વચિત્ સ્ખલન કરતી, ક્વચિત્ ડહોળાતી પણ પોતાના ઉદ્દેશ તરફ જ વહી છે. ઇન્દ્રે જેમ વૃત્રને મારી દિવ્ય પાણીને છૂટાં કરી વહેતાં કર્યાં તેમ તેણે પણ જૂની જડતાને હણી, આપણી નવ, સરસ્વતીનાં પાણી વહેતાં કર્યાં હવે તે પાણી અનેક નવી નવી દિશાએ જશે પણ તેનું મૂળ ચિરકાળને માટે આપણા સાહિત્યમાં સ્મરણમાં રહેશે.

---

[1] જુઓ પરિશિષ્ટ સાતું.

# પરિશિષ્ટ ૧ લું.

નર્મદના ગદ્યની કેટલીક નાની બાબતો મારા ધ્યાનમાં આવી છે તે અભ્યાસીની જાણ માટે અહીં લખતો જાઉં છું. પ્રથમ તો એ કે તેના બધા ગદ્યમાં ક્રિયાપદ વિનાનાં વાક્યો તે વાપરે છે, જે ભંગીને હું આપણી ભાષાને તદ્દન અનુકૂળ માનું છું.

જ્યારે તે બ્રાહ્મણ, ત્યારે તેણે અઘટિત કરવું જ કેમ ?
જૂનું નર્મગદ્ય પૃ. ૧૫

નર્મદાશંકર હિંદુ ધર્મનું સંશોધન ને એકેશ્વર ભક્તિનો પ્રસાર એને માટે ઉદ્યમી. તે ગુજરાતી તથા દક્ષણી સુધારાવાળાની સ્થિતિ નીતિથી અપ્રસન્ન થઈ, ધર્મ સુધારાનો વિષય છોડી દઇ, સુરત જઈ રહ્યો કોરા ગ્રંથ પૂરો કરવાને.
ધર્મવિચાર પૃ. ૨૮-૨૯.

આવા બીજા દાખલા પણ છે, અને એ દાખલાથી ભાષામાં એક પ્રકારની છટા આવે છે; એ પ્રકારની વાક્યરચનાનો પછીથી પ્રો. બ. ક. ઠાકોરે પુષ્કળ પ્રયોગ કૌશલ અને સફળતાથી કરેલો છે.

બીજા કેટલાક લાક્ષણિક પ્રયોગો નીચે આપુ છું :

હજારો ભૂખે તરસે ને ઓઢવે હેરાન છે. — જૂ. ન. પૃ. ૬૪.
સાહિત્યથી અનુકૂળ છૈયે. — એજન. પૃ. ૩૫૮.
દ્રવ્યથી અનુકૂળ છો. — એજન પૃ. ૩૯૮.

અહીં 'એ' અને 'થી' પ્રત્યયો વિષય કે બાબત બતાવે છે. 'ઓઢવે હેરાન છે' એટલે 'ઓઢવાના વિષયમાં—બાબતમાં', તેમ જ 'સાહિત્યની બાબતમાં', 'દ્રવ્યની બાબતમાં' અને 'અનુકૂળ' પણ વિલક્ષણ રીતે વપરાયો છે. વસ્તુ પુરુષને અનુકૂળ કહેવાય, અહીં વસ્તુને લીધે પુરુષને અનુકૂળ કહ્યો છે. હું પોતે આને ખરો પ્રયોગ માનતો નથી.

. વિધિવર્તમાન કૃદન્ત એટલે 'વું' પ્રત્યયવાળાં ક્રિયાપદનાં રૂપોમાં તે વારંવાર ભૂલ કરતો જણાય છે. દાખલા:

સંસારમાં રહ્યાથી પૈસો કમાવવાથી, નામ મેળવવાથી પણ શું ?
મારી હકીકત પૃ. ૪૧.

'કમાવવાથી' ને બદલે '' કમાવાથી' જોઇએ.

જે રચના મારા દિલમાં આવી તેની મઝા ખરેખર ન વર્ણાય તેવી છે.
મારી હકીકત પૃ. ૮૩,

'વર્ણાય' નહિ પણ 'વર્ણવાય' જોઈએ.

આપણે કેટલું શરમાવવાનું છે. જૂનું નર્મગદ્ય પૃ. ૭૯.

'શરમાવાનું' એમ જોઈએ.

તારો કલમ બનાવો બંધ રાખ.. એજન પૃ. ૩૩૩.

'બનાવવો' જોઈએ. નવલગ્રંથાવલીમાં પણ આ જાતની ભૂલ છે. એક જ દાખલો:

મી. નર્મદાશંકરની રીતભાત વર્ણવાની શક્તિ ખરેખરી ઘણીજ અદ્ભુત છે. નવલ ગ્રંથાવલી શાળોપયોગી આવૃત્તિ ભા. ૨. પૃ. ૧૮૨.

સુરત તરફ બે 'વ' ભેગા બોલતાં એક જેવો બોલાય છે તેને લીધે કદાચ આવી ભૂલો થતી હશે. એક બીજી ખાસિયત પણ બન્નેમાં મને જણાઈ છે જોકે તેના વધારે દાખલા મેં ભેગા કર્યા નથી.

એ તેઓના સ્વભાવજ ઉપરથી દેખાય છે. જૂનું નર્મગદ્ય પૃ. ૨૭૬.

ખરા રસની માત્ર જ છાટ હોય.
નવલગ્રંથાવલિ શા. આ. ભા. ૨. પૃ. ૧૮૨.

બન્ને દાખલામાં 'જ'ના સ્થાનની ભૂલ છે આ ઉપરાંત નર્મદ કોઈ કોઈ જગાએ કર્તરિ કર્મણિ પ્રયોગની ભૂલો કરતો જણાય છે—પછી શી ખબર એવા પ્રકારના સ્થાનિક પ્રયોગો થતા હોય તો! દાખલા:

એણે ઋગ્વેદ સંહિતા આખી ભણી હતી. મારી હકીકત પૃ. ૧૨

"એ ઋગ્વેદસંહિતા આખી ભણ્યો હતો" એમ આપણે કહીએ.

શિવાજીએ ૧૬૬૪માં પોતાને રાજા કેવડાવ્યું. ધર્મવિચાર પૃ. ૧૭૪

'રાજા કેવડાવ્યો' જોઇએ.

તે બોલી મેં તને વર્યો છે. સરકારી નર્મગદ્ય પૃ. ૧૬૩

"હું તને વરી છું" એમ જોઈએ.

તે પછી નર્મદના કેટલાક શોખના શબ્દો પણ નોંધવા જેવા છે: ધુમ, ધુમ, જોસ્સો વગેરે.

તેણે નવા બનાવેલા શબ્દો પણ એકઠા કરવા જોઈએ. જેવા કે લાગણી, સ્વદેશાભિમાન. કદાચ સાક્ષર શબ્દ તેણે સૌથી પહેલો વાપર્યો હશે.

એમ કહી શકાય કે તેણે નવા જ વાપરવા માંડેલા શબ્દો તે એના સ્વભાવના પ્રમુખ અંશો બતાવે છે: લાગણી, સ્વદેશાભિમાન, સાક્ષર.

નોંધમાં લખે છેઃ "કાળકાદેવીના રસ્તા પર સાદીવાળાના માળા સામે લલ્લુ ભગતના માળામાં (હાલ તે જગા પર શેઠ ગોવિંદજી હંસરાજનું ઘર છે), કવિશ્રી આશરે...[1] વરસ રહ્યા. એ ઘરના માલીક હરિદાસની કવિ ઉપર અતિશય ભક્તિ હતી. કોઈ ભાડુતનું બે માસ પણ ભાડું ચડવાં નહીં દેતા હતા, પણ કવિશ્રીનું એક વરસનું ભાડું ચડી જતું પરંતુ તેઓ કદી પણ ઉઘરાણી આવતા નહીં. કવિશ્રીની છબીની તેઓ હંમેશ સ્નાન કરી, ઠાકોરજીનું પૂજન કીધા પછી પૂજા કરતા તથા તેને ફૂલનો હાર પહેરાવતા હતા." આવા બીજા દાખલાઓ પણ હશે ખરા.

એટલે નર્મદની હેરાનગતી માટે આપણને લાગણી થાય, આદરભાવ થાય, લોકોએ મદદ કરી હોત તો સારું એમ થાય, પણ તે હેરાનગતી માટે સમાજને જવાબદાર ન ગણી શકાય એમ હું માનું છું.

[1] લખતું નથી.

**દસ** વર્ષના ટૂંકા ગાળામાં ગુજરાત-પૂર્વ ગુજરાતમાં વિખ્યાત આ પ્રકાશન સંસ્થાએ આજસુધીમાં દોઢસો ઉપરાંત પુસ્તકો પ્રકટ કર્યાં છે. આ પુસ્તકો અનેક ઘરોમાં–અનેક ગામોમાં પહોંચ્યા છે. આ પ્રકાશનોમાં સમાજના અને રાષ્ટ્રના પ્રશ્નોનું પૃથક્કરણ કરતી લાંબી નવલકથાઓ છે, જીવનના પ્રશ્નોને ચર્ચતી ટૂંકી વાર્તાઓ છે, દેશપરદેશનાં વીરોનાં પ્રેરક જીવનચરિત્રો છે, નવી દ્રષ્ટિ આપતું કિશોર–બાલ સાહિત્ય છે અને રોગોના ઉપચાર માટે કુદરતી ઉપચારની દ્રષ્ટિએ માર્ગદર્શન આપતાં પુસ્તકો છે.

# અમારાં નવાં પ્રકાશનો

### નવલકથા

૧ સુવર્ણમૃગ ૩–૮–૦
૨ ખંડિત કલેવરો ૩–૮–૦
૩ દીપનિર્વાણ ૩–૪–૦
૪ ઉપમા ૨–૮–૦
૫ પરિવર્તન ૩–૮–૦
૬ ચમા ૫–૦–૦
૭ અણખૂટધારા ૩–૦–૦
૮ સુરભિ છપાય છે.
૯ શચીજતાં ૨–૮–૦

### વાર્તા

૧૦ લખચોરાસી ૩–૦–૦
૧૧ પશમી અને બીજી વાતો ૨–૮–૦
૧૨ પાંખ વિનાના ૩–૦–૦
૧૩ બીલીપત્ર ૩–૦–૦
૧૪ રંગ છે બારોટ ! ૨–૮–૦
૧૫ પ્રથમ પત્ની અને બીજી વાતો છપાય છે.
૧૬ જીવનનાં વહેણ ૨–૮–૦

### સાહિત્ય અને વિવેચન

૧૭ આપની સેવામાં ૩–૦–૦
૧૮ પરિભ્રમણ ૩–૦–૦
૧૯ આલોચના ૩–૮–૦
૨૦ સાહિત્યવિહાર ૩–૦–૦
૨૧ નર્મદ-અર્વાચીન ગદ્યપદ્યનો પ્રણેતા ૨–૮–૦
૨૨ સાહિત્ય અને પ્રગતિ ગ્રંથ બીજો ૩–૦–૦
૨૩ સાહિત્ય અને સંસ્કાર ૩–૦–૦

### કાવ્ય

૨૪ રવીન્દ્રવીણા ૨–૮–૦
૨૫ પ્રાચીના ૨–૮–૦
૨૬ ઉર્વશી અને યાત્રી ૨–૦–
૨૭ રાષ્ટ્રગીત ૧–૮–૦

### કટાક્ષ

૨૮ સાંબેલાના સૂર ૨–૮–

### વિજ્ઞાન

૨૯ ગગનને ગોખે ૩–૮–

# પરિશિષ્ટ ૨ જું

નર્મદ વિશે લખતાં ઘણા વિવેચકોએ, નર્મદની તંગ સ્થિતિ તરફ સમભાવ દર્શાવતાં, ગુજરાતી સમાજની ઉપેક્ષાની સખ્ત નિંદા કરી છે. નર્મદને ઘણું ખમવું પડ્યું હતું એ ખરૂં. પણ તે બધાને માટે સમાજને જવાબદાર ગણવો એ ન્યાય નથી. અલબત્ત સમાજ છે તે કરતાં વધારે કદરદાન હોવાની જરૂર છે. પણ નર્મદની ઘણી ઉપાધિઓ માટે સમાજ જવાબદાર નથી, તે પોતે જવાબદાર છે. નર્મદની સ્થિતિ સાધારણ રીતે સારી હતી. તેણે પોતાની શક્તિ ઉપરાંત ખરચ કરીને ઘર કરાવ્યું ત્યારથી તેની સ્થિતિ બગડી છે. નવલરામ એના કરજ વિશે લખતાં કહે છે: "આ કરજ થવાનું વિશેષ કારણ એનું સરસ્વતીમંદિર એટલે પોતાના ઘરની સામે જમીન લઈ એક બંગલો બાંધ્યો તે જ હતું...આ બંગલો બાંધતાં ૧૨–૧૩ હજાર રૂપિયા આશરે ખરચ થયા હતા."[1] બાકી નર્મદને જે મદદો મળી છે તે અત્યારે પણ સારી ગણાય. 'મારી હકીકત'માં એક જગાએ તે રૂ. ૫૦૦૦) કરસનદાસ પાસેથી મળ્યાનું લખે છે.[2] અને બીજી એક જગાએ[3] કરસનદાસે લઈ દીધેલા શેરમાં રૂ. ૫૭૦૦)નો નફો થયાનું લખે છે. નવલરામ 'કવિ જીવન'માં "અત્યાર સુધીમાં એની તરફથી નર્મદાશંકરને ૧૦–૧૨ હજાર રૂપિયા મળ્યા હશે. બીજાઓ તરફથી ક્વચિત આપેલા તે મેળવીએ અને તે બધાનો કુલ સરવાળો ભાગ્યે એક હજાર થાય" એમ લખે છે. ઉપર કહેલી શેરના નફાની રકમ આ દસ બાર હજારની બહારની હોય તો મદદ એથી પણ વધારે ગણાય. અને સામાન્ય રીતે નર્મદાશંકરની આવક તદ્દન ઓછી તો નહિ હોય. ૧૮૬૩માં નર્મદાશંકરને ઈનકમટેક્સ સંબંધી અમલદાર સાથે તકરાર થઈ હતી. તે સંબંધમાં નર્મદ લખે

---

૧ નર્મ કવિતા, કવિજીવન પૃ. ૪૩. ૨ મારી હકીકત પૃ. ૮૯.
૩ એજન પૃ. ૮૨.

છે "સાહેબને કહ્યું કે આ પ્રમાણે નાણાં સંબંધી વિગત, આ પ્રમાણે આબરુ ને આ પ્રમાણે મારો જોસ્સો છે." એ પ્રકરણ પૂરું થતાં કહે છે "પછવાડેથી સરચાર્જ થોડો ઓછો થયો હતો." એટલે સરચાર્જ આપવો પડે તેટલી આવક તે વરસ તો હતી જ. તેમ છતાં નર્મદ તંગીમાં આવ્યો તેનું કારણ તેની ઉદારતા અને તેનું અવિચારી ખરચાળપણું. 'મારી હકીકત'માં તે જણાવે છે, તે પ્રમાણે મુંબઈના ઘરનું ભાડું રૂ. ૭૫ હતું,[૧] એ અત્યારનાં ઊંચાં ભાડાંના ધોરણે પણ ઘણું ગણાય. સારા ગવૈયામાં લોકો પૈસા વાપરે એવો દાખલો બેસાડવા તે એક રાતમાં રૂ. ૨૦૦ ખરચી નાંખે છે.[૨] ડાહીગવરીની એક નોંધવહી મને જોવા મળેલી તે ઉપરથી જણાય છે કે નર્મદે મુંબઈમાં ઘોડાગાડી પણ રાખેલી. વળી એ લખે છે, "હરગોવન મામાના ઘરમાં ઠાકોરદ્વાર આગળ આ ઘરનું ભાડું રૂ. ૭૫ પંચોતેર હતું." વળી લખે છે: "આ ઘરમાં એક વખતે થયેલી દલગીરી દૂર કરવા માટે પોતાને ઘેર રહેલા શીવરામ ગવૈયાની સહાયતાથી મુંબઈમાં તે સમયે વસતા સર્વે ગવૈયાઓનો મેળાવડો કરાવ્યો હતો અને એક રાતમાં રૂ. ૫૦૦) પાનસો ખરચ કીધો હતો." આ પ્રસંગ 'મારી હકીકત'માં લખેલો છે તે જ કે જુદો તે હું કહી શકતો નથી. પણ નર્મદનો ગમે તેવો ગુણાનુરાગી પણ આને વાજબી ખરચ ગણી શકે નહિ. કવિની ઉદારતા હું કબુલ કરું છું, તેને માટે મને આદર અને આશ્ચર્ય પણ થાય છે, પણ તેમની ગમે તેવી ઉચ્ચાશયી ઉદારતાનું ખરચ પણ સમાજે ભરી આપવું જોઈએ એમ, અથવા એવી ઉદારતાને પરિણામે એ દેવામાં આવી પડે ને હેરાન થાય તો તેને માટે સમાજના સામાન્ય માણસને જવાબદાર, હું નથી ગણી શકતો. અને કવિ તરફ સામાન્ય માણસની ઉપેક્ષા હશે, પણ કોઈ કોઈ પ્રસંગે તો આપણે કલ્પી પણ ન શકીએ એવી ભક્તિના દાખલા છે. ડાહીગવરી પોતાની

૧ મારી હ' પૃ ૮૦ ૨ એજન પૃ. ૮૧

## ઇતિહાસ–રાજકારણ

દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ ૩–૮–૦
સત્તાવન છપાય છે.
બે વિચારધારા છપાય છે.

## આરોગ્ય

૩ સો વર્ષ જીવવાની કળા ૨–૮–૦
૪ હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર ૨–૦–૦
૫ દવાનો છેલ્લો ઘૂંટડો ૨–૮–૦
૬ દૂધ–મૃત્યુલોકનું અમૃત ૨–૮–૦
૭ મારો જલોપચાર છપાય છે.

## કિશોર સાહિત્ય

૩૮ ચૌબોલા રાણી ૧—૦–૦
૩૯ દોલતપરી ૧—૦–૦
૪૦ સોના પદમણી ૧—૦–૦
૪૧ નાગકુમારી ૧—૦–૦
પરીકથાઓ ૩—૮–૦
આંગણાના શણગાર ૦–૧૦–૦
શીતળ ભંગી ૦–૧૦–૦
૪૫ વગડામાં વસનારાં ૦–૧૦–૦
૪૬ રૂપરૂપના અંબાર ૦–૧૦–૦
૪૭ કંઠે સોહામણાં ૦–૧૦–૦
૪૮ પ્રેમી પંખીડાં ૦–૧૦–૦
૪૯ ધનુર્દોરી ૦—૬–૦
૫૦ શંકરાચાર્ય ૦—૮–૦
૫૧ ભર્તૃહરિ ૧—૦–૦
૫૨ પ્રવાસપત્રો ૦–૧૨–૦
છીપલાં ૦—૬–૦

## નવલકથા

૫૪ પુનરાગમન ખંડ ૧–૨ ૫–૮–૦
૫૫ કાંટાની વાડ ૨–૮–૦
૫૬ પૃથ્વીનો પહેલો પુત્ર ૨–૮–૦
૫૭ જીવનનું ઝેર ૨–૮–૦
૫૮ અહંકાર ૨–૦–૦
૫૯ પશ્ચિમના સમરાંગણે ૨–૦–૦
૬૦ દોન ધ્રુવ ૨–૦–૦
૬૧ જાગતા રે'જો ભા. ૧–૨ ૪–૮–૦
૬૨ મંગલમૂર્તિ ૨–૦–૦
૬૩ પ્રાયશ્ચિત્ત ભા. ૧–૨ ૫–૦–૦
૬૪ સંજીવની ૨–૮–૦
૬૫ જગતનો તાલ ૨–૮–૦
૬૬ આરતીશાલ ૩–૮–૦
૬૭ પચાસ વર્ષ પછી ૨–૦–૦
૬૮ બંધન અને મુક્તિ ૨–૮–૦
૬૯ પતન અને પ્રાયશ્ચિત્ત ૩–૦–૦
૭૦ ધરતી ૨–૦–૦
૭૧ એ પત્ની કોની ! ૨–૮–૦
૭૨ પથેર પાંચાલી ૨–૮–૦
૭૩ ગોદ ૧–૮–૦
૭૪ ધરઅણી ૧–૮–૦

## વાર્તા

૭૫ વેરાનમાં ૨–૦–૦
૭૬ દીઠું મેં ગામડું જ્યાં ૩–૦–૦
૭૭ શોધને અંતે ૨–૪–૦
૭૮ વિશ્વસાહિત્યની વાર્તાઓ ૩–૦–૦
૭૯ ત્રણ પગલાં ૩–૦–૦
૮૦ અખંડ જ્યોત ૨–૦–૦
૮૧ અંતરની વ્યથા ૨–૦–૦

૮૨ હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ ૩-૦-૦
૮૩ પ્રદક્ષિણા ૧-૮-૦
૮૪ ધૂપદાની ૧-૪-૦
૮૫ જીવનસરિતા ૧-૮-૦

## જીવનચરિત્રો

૮૬ જીવનશિલ્પીઓ ૨-૮-૦
૮૭ પુરુષાર્થની પ્રતિમાઓ ૨-૪-૦
૮૮ રવીન્દ્રનાથ ઠાકુર ૨-૮-૦
૮૯ મહાન મુસાફરો ૨-૦-૦
૯૦ વૈજ્ઞાનિક જગત ૧-૮-૦
૯૧ મુસ્તફા કમાલ ૧-૮-૦
૯૨ વિજ્ઞાનસૃષ્ટિ ૧-૦-૦
૯૩ વિજ્ઞાનનો વિકાસ ૨-૮-૦

## આરોગ્ય

૯૪ આંખોનું આરોગ્ય ૦-૬-૦
૯૫ નિસર્ગોપચાર ભા. ૧ ૧-૮-૦
૯૬ નિસર્ગોપચાર અને જલોપચાર ભા. ૧-૨ ૦-૧૩-૦
૯૭ આદર્શ ખોરાક કોને કહેવો ૦-૬-૦
૯૮ પહેલું સુખ ૦-૬-૦
૯૯ ખોરાકની પસંદગી ૦-૬-૦
૧૦૦ કસરત, મહેનત અને રમત ૦-૬-૦
૧૦૧ કલેજાંના રોગો ૦-૧૨-૦
૧૦૨ લાંબુ ચાલો અને લાંબુ જીવો ૦-૯-૦
૧૦૩ વેક્સીનેશન કે સેનીટેશન ૦-૯-૦
૧૦૪ નિસર્ગોપચાર અને ઉગ્રરોગો ૧-૮-૦
૧૦૫ ઉપવાસ કેમ અને ક્યારે? ૧-૮-૦
૧૦૬ સ્ત્રીઓનું આરોગ્ય ૧-૪-૦
૧૦૭ શરીરરચનાનું રહસ્ય ૧-૪-૦
૧૦૮ જાતીય રોગો ૧-૮-૦
૧૦૯ એકાદશીનો ઉપવાસ ને આરોગ્ય ૦-૫-૦

## ગંભીર સાહિત્ય

૧૧૦ લગ્ન સાધના ૨-૮-૦
૧૧૧ લગ્ન એક સમસ્યા ૨-૮-૦
૧૧૨ વિશ્વદર્શન ૭-૮-૦
૧૧૩ પારિભાષિક જ્ઞાનકોષ ૩-૦-૦
૧૧૪ ગુલામીની શૃંખલા ૨-૮-૦
૧૧૫ મહારાજ્યોની યુદ્ધશક્તિ ૨-૦-૦
૧૧૬ વૈજ્ઞાનિક સમાજવાદ ૨-૦-૦
૧૧૭ રાજકોટ સત્યાગ્રહ ૧-૦-૦
૧૧૮ આઝાદીની યજ્ઞજ્વાળા ૦-૮-૦
૧૧૯ હિંદ વિશ્વયુદ્ધના વમળમાં ૨-૦-૦
૧૨૦ ૧૯૪૩નાં પગરણ ૦-૧૦-૦
૧૨૧ સાહિત્ય અને પ્રગતિ ૩-૦-૦
૧૨૨ વરદાન ૨-૦-૦
૧૨૩ મહોબ્બતને માંડવે ૧-૦-૦
૧૨૪ આપણે આંગણે ઊડનારાં ૩-૦-૦
૧૨૫ યુગપુરુષ ગાંધી ૦-૧૦-૦

## બાલસાહિત્ય

૧૨૬-૧૨૭ જંગલમાં મંગલ ભા.૧-૨ ૦-૧૧-૦
૧૨૮ ગુંજારવ ૦-૫-૦
૧૨૯ કેસૂડાં ૦-૬-૦
૧૩૦ જાંબુની ડાળે ૦-૮-૦
૧૩૧ પંચગનીના પત્રો ૦-૪-૦
૧૩૨ કેમ અને ક્યારે? ભા ૧ ૦-૫-૦
૧૩૩ સૌની વાતો ભા ૧-૨ ૦-૧૦-૦
૧૩૪ એનું નામ નરેન્દ્રકુમાર ૦-૪-૦